શ્રીસ્કંદપુરાણાન્તર્ગત

# શ્રી હિંગુલાપુરાણ.



ભાષાંતર કર્ત્તા

## છોટાલાલ ચંદ્રશંકર શાસ્ત્રી.



પ્રસિદ્ધ કર્તા.

શ્રીપોરબંદર નિવાસી

## જ્યોતિર્વિદ્યાભૂષણ હીરજી પ્રભાશંકર.



પ્રથમાવૃત્તિ.



મુંબઈ—ગુજરાતી પ્રિન્ટીંગ પ્રેસ.



સંવત ૧૯૬૧. સને ૧૯૦૫.



કિંમત રૂ. ૩.

# અનુક્રમણિકા.

## પ્રથમ પ્રવાહ.



## દ્વિતીય પ્રવાહ.



# श्री हिंगुलापुराण.



## मंगलाचरण.



### श्री जगदंबिका हिंगुला विजयतेतराम् ॥

### દેવી ગાયત્રી–સાવિત્રી પ્રાર્થના.

नमो हिंगुले देवि मातर्नमस्ते सदा ध्याननिष्ठे सदा ध्यानतुष्टे
सदा भक्तकार्योद्यतायै नमस्ते नमस्ते परे योगिनां योगगम्ये ॥१॥
यां वेदाः प्रवदंत्यनादिनिधनां सम्यक् न जानन्ति ते ।
देवा विष्णुविरंचिरुद्रसहिता ध्यायन्ति चित्ते सदा ॥
यज्ञैर्धूपसमर्चनैरनुदिनं या पुज्यते याजकैः ।
तां विद्यां सकलार्थदामकलितां वन्दे भवानीं मुदा ॥ २ ॥



અખંડ દિવ્ય પ્રકાશવાળાં, જગતનાં આદિશક્તિ તથા મહાનુભાવવાળાં, હે હિંગુલે! તમારા ચરણારવિન્દમાં હું વારંવાર નમન કરું છું. હે જગન્માતર! તમારા નામનું સ્મરણ કરનાર ભક્તના અંતઃકરણમાં તમે સર્વકાળ વ્યાપ્ત થઈ, તેમાં રહેલા મોહાંધકારને નાશ કરો છો, અને તમારા ભક્તોપ્રતિ અહર્નિશ પ્રીતિભાવ દર્શાવી, તેનું સર્વ પ્રકારનું કલ્યાણકર્તા છો. હે

ભગવતિ! તમારા ભકતોનાં કાર્યો સિદ્ધ થાય, તે માટે તમે સર્વકાળ તત્પર રહો છે. તમારા સ્વરૂપને માત્ર યોગીઓ જ પોતાના યોગના પ્રભાવથી યથાસ્થિત ઓળખી શકે છે. હે જગદંબિકે! તમારા આવા અપૂર્વ પ્રભાવથી આકર્ષાઇ હું તમને વારંવાર એકનિષ્ઠાથી વંદન કરું છું.[૧]

જે દેવીને વેદો, આદિ તથા અંતરહિત કહે છે, દેવો પણ જેના સંપૂર્ણ સ્વરૂપને જાણવા સમર્થ નથી, બ્રહ્મા, વિષ્ણુ તથા રુદ્ર જેનું હમેશાં ચિત્ત વિશે ધ્યાન કરે છે, જેને યાજકો યજ્ઞ તથા ધૂપ વિગેરેથી પૂજા કરે છે તે સકલ અર્થ સમૂહને કળી શકે એવાં વિદ્યારૂપી ભવાની દેવીને પરમહર્ષથી હું વંદન કરું છું.[૨]





# પ્રથમ પ્રવાહ

## અધ્યાય ૧ લો.

### દેવીના પૂજનનો વિધિ.

स्कंद उवाच-भगवन् भवता प्रोक्ता स्तुतिरंबाभिध२ किल ।
सा कांबा कथमुत्पन्ना कुत्र क[illegible]च किं गुणा ॥१॥

સ્કંદ બોલ્યાઃ—હે ભગવન્! [illegible]મોએ જે અંબા ભવાની દેવીની સ્તુતિ કીધી, તે અંબા ક્યાં? કેવી રીતે ક્યાં ઉત્પન્ન થયાં? તથા તે કેવા ગુણવાળાં છે? તેના યજ્ઞો કેવા પ્રકારના છે તથા તેનું સ્વરૂપ કેવું છે, તે સર્વ વિધાન, હે દયાનિધે! આપ સર્વજ્ઞ છો, માટે મને કહો. મહાદેવ બોલ્યાઃ—જે માણસો, ભક્તો જેને વહાલા છે એવી ચંડિકાદેવીનું પૂજન કરે છે તેઓને આયુષ્ય, પુત્ર અને ધન સંબંધી સર્વ સુખ મળે છે. જે ભક્તિથી ચંડીનું પૂજન કરેછે તેને સંપત્તિ, ચાકર તથા સ્ત્રી વગેરેનો વૈભવ મળે છે અને રાજાઓ તેને વશ થાય છે. દેવીપૂજનથી માણસ આ લોકમાં જ સુખ મેળવે છે એમ નહિ, પણ બીજી દુનિયામાં પણ તેને સુખ આવી મળેછે. કમનસીબે જે ચંડિકાનું પૂજન કરતો નથી, તે દરિદ્રી, રોગી તથા લોકમાં ધિક્કારને પાત્ર થાય છે. આવા મનુષ્યને ઐહિક તેમ જ પારલૌકિક સુખ મળતું નથી. જેને દુર્ગા પ્રસન્ન હોય છે તેનું સર્વ બાબતે શુભ થાય છે. પણ જેનાપર દુર્ગાદેવી

કોપાયમાન હોય છે, તેને સુખ તથા આયુષ્યની વૃદ્ધિ ક્યાંથી હોય? જે ગૌરીનું પ્રથમ પૂજન કરે છે, તેઓનાં દારુણ વિઘ્નો નાશ પામે છે. જે માણસ માંગલિક કાર્યમાં ગણેશ ગૌરીનું પૂજન કરેછે તો તેને ગ્રહો બિલકુલ નડતા નથી. તેથી હે વિષ્ણુ! ત્રણેકાળ ભક્તિયુક્ત થઇ, સર્વેશ્વરીનું નાનાં પ્રકારનાં પુષ્પો, ગંધો, ફૂલ, શ્રીફળ, નૈવેદ્ય તથા શુભ વસ્ત્રથી પૂજન કરવું. વેદોક્ત મંત્રો તથા દેવીસૂકતોવડે અંબિકાનું પૂજન કરવું. દેવીનું નૈવેદ્ય તથા જે હોમવાથી શેષ રહ્યું હોય, તે વૃદ્ધ બ્રાહ્મણોને આપવું તથા પોતે પ્રસાદ તરિકે લેવું. આ રીતે દેવીનું સારી રીતે દરરોજ પૂજન કરવું. પ્રતિમાના અભાવે ઉમાદેવીનું પીઠપર પૂજન કરવું. મહા મહિનામાં તથા આશ્વિન માસમાં સારી તિથિ જોઇ તે દિવસથી દેવીના પૂજનનો આરંભ કરવો. પ્રથમ ગુરુ પૂજન કરી પછી મહા પૂજાનો આરંભ કરવો. જિતેન્દ્રિય થઇ, ચંડિકા યજ્ઞનો પ્રારંભ કરવો. સવારમાં સોનાનો અથવા તાંબાનો કળશ વેદમંત્રથી અથવા પૌરાણિક મંત્રવડે સ્થાપન કરવો. તેમાં સારાં તિર્થોનું જળ રેડવું. તેનાપર એક તરભાણી ઢાંકી તે પર ત્રિશક્તિનું સ્થાપન કરવું. દર્ભના એક બ્રહ્મા કરી, તેને એક બાજૂએ સ્થાપવા. મટોડી તથા છાણ વડે તે જગ્યાને પ્રથમ લીંપી શુદ્ધ કરવી તથા પાણીવડે તે જગ્યાનું પ્રોક્ષણ કરવું. કુંભ વિશે પંચરત્ન નાંખવાં તથા કુંભનાપર એક સારો ગુલાબનાં પુષ્પનો હાર અર્પણ કરવો. પછી ગુરુના કહેવા પ્રમાણે પૂજનારંભ કરવો. આ રીતે ત્રણકાળ વિભવ પ્રમાણે પૂજન કરવું. સર્વદા પૂજન ન થાય તો પંચમીને દિવસે જગદંબિકાનું પૂજન કરવું. આઠેમ, ચૌદશ અથવા નવમીને દિવસે ઉમાનું પૂજન કરવું. રાત્રીને વિષે ચંડિકાની પ્રીત્યર્થે જાગરણ કરવું. વિધિ પ્રમાણે બ્રાહ્મણને અને કુમારીને ભોજન કરાવવું. ગમે તેમ થાય તોપણ સારું ઇચ્છનારા પુરુષે પાણી, પુષ્પ અને પત્રવડે ઉમાદેવીનું પૂજન કરવું. આ રીતે જે ચંડીનું ભક્તિથી પૂજન કરે છે તો તેના સર્વ મનોરથો પૂર્ણ થાય છે. શુભ ઇચ્છનારાઓએ નંદા દેવીનું પૂજન નવરાત્રીમાં કરવું. દેવી સમીપ અખંડ દીપ બાળવો. કુંભ સ્થાપન કરી ગંધ, પુષ્પ, ધૂપ વિગેરેથી મહા સુદ એકમથી નવ

દિવસ સૂધી પૂજન કરવું. મહાન્ ઉત્સવ કરવો કે જેથી નંદાદેવી પ્રસન્ન થાય. પ્રાતઃકાળમાં કુંભ સ્થાપન કરવો ને વૈશ્વદેવ કરવો નહી, તેમજ વ્યતિપાત હોય તો તે વખત છોડી દેવો. અજ્ઞાનપણાંથી જો વ્યતિપાતમાં મહાન કુંભસ્થાપના થાય તો તેથી દેશને તેમ નગરને મહાન્ દોષ લાગે છે. છત્રનો ભંગ થાય છે. દુકાળ પડે છે, અનાવૃષ્ટિ થાય છે તથા પુત્ર પૌત્રાદિકની હાનિ થાય છે. તેથી ભગવતી દેવીનો કુંભ વ્યતિપાત ઉતર્યા પછી, સ્તુતિ પાઠ મંત્રોવડે સ્થાપન કરવો. વેદનું પારાયણ કરાવવું. દેવીનાં સૂકતો તથા પૌરાણિક સ્તોત્રો ભણવાં. હમેશાં ત્રણકાળ ભક્તિયુક્ત થઇ પૂજન કરવું. મહા પૂજન અર્થે અષ્ટમીને દિવસે જાગરણ કરવું, રાત્રીમાં હોમ કરવો તથા બલિદાન અર્પણ કરવું. બ્રાહ્મણોનું પૂજન કરી, તેઓને ભોજન કરાવવું. પછી પોતે પારણાં કરવાં તથા રાત્રે જાગરણ કરવું. દશમીને દિવસે અભિષેક કીધા પછી મૂર્તિને વિસર્જન કરવી. પછી મૂર્તિને ગ્રહણ કરી શહેરમાં ફરવું તથા વાજતે ગાજતે નદીમાં, તળાવમાં અથવા ઉંડા પાણીમાં મૂર્તિને પધરાવવી. ચૈત્ર મહિનાના શુકલ પક્ષમાં રક્તદંતિકાનું પૂજન કરવું. સારી તિથિએ એક કલશનું સ્થાપન કરવું. દરરોજ રક્ત પુષ્પ, ચંદન તથા પલ્લવોથી દેવીનું પૂજન કરવું. વસંત ઋતુમાં નવરાત્રિને વિષે રક્તદંતિકાના પૂજનમાં રેવતી નક્ષત્ર અથવા અશ્વિની નક્ષત્ર વિષે કુમ્ભની સ્થાપના કરવી. વૈધ્રત અથવા વ્યતિપાત તેમજ પાછલા પહોરનો વખત, તેમજ રાત્રીનો વખત ત્યાગ કરવો. જો વૈધ્રતમાં કુંભની સ્થાપના કરવામાં આવે છે તો રાજ્યનો નાશ, ધનનો ક્ષય અને ચોર અગ્નિ વિગેરેનો ભય થાય છે, માટે એ વખતનો ત્યાગ કરવો. દિવસના પાછલા પહોરમાં કલશની સ્થાપના થઇ હોય તો સ્ત્રીનો નાશ થાય. જો કલશનું સ્થાપન ઉત્તરા નક્ષત્રમાં કીધું હોય તો તેના કુળનો નાશ થાય તથા યશની હાનિ થાય. દરરોજ દેવી સૂક્તનો જપ કરવો તથા તેનું પૂજન કરવું. અષ્ટમીમાં જાગરણ કરવું તથા નવમીમાં પારણું કરવું. દશમીમાં વિસર્જન તથા અભિષેક કરવાં. દરેક વર્ષે જો રક્તદંતીનો ઉત્સવ કરે તો તેને પુત્રની પ્રાપ્તિ તથા આયુષ્યની વૃદ્ધિ થાય

છે. આષાઢ શુક્લપક્ષમાં શુંભાસુરને મારનારી દેવીની પ્રતિપદાથી સ્થાપના કરવી તથા સવારમાં કુમ્ભ સ્થાપન કરવો. સુવર્ણને અભાવે તાંબાનો કુમ્ભ લેવો તથા તેનું ચંદન, પુષ્પવડે અર્ચન કરવું. સફેત પુષ્પ, સફેત વસ્ત્રવડે સરસ્વતી–સાવિત્રીદેવીનું ગ્રીષ્મ ઋતુ વિશે પૂજન કરવું. શીતલ પાણીવડે શીતોપચાર વડે, કર્પૂર, સુગંધી ચંદન, ધૂપ તથા નાનાં પ્રકારનાં નૈવેદ્યો વડે અર્ચન કરવું. પુનર્વસુ અથવા પુષ્ય નક્ષત્રમાં કલશ સ્થાપવો. રૌદ્ર, વ્યાઘાત કે દિવસના પાછલા ભાગમાં કલશ સ્થાપના ન કરવી. રૌદ્ર નક્ષત્રમાં સ્થાપના કરવાથી અતિ વૃષ્ટિ થાય છે. તેમ જ હે વિષ્ણુ! અન્નનો નાશ તથા ડાઢવાળાં પશુઓનો ભય ઉપજે છે. સર્વ કાળમાં અભિજિત્ કાળ સારો છે. માટે તે વખતે કલશ તથા દુર્ગાનું સ્થાપન કરવું. રોજ રોજ પૂજન નવ દિવસ તથા દરેક વર્ષ કરવું. આમ જે કરે છે તેના ઘર વિશે સદા ક્ષેમ થાય છે અને તેના ઘર વિશે લક્ષ્મી અચલ રહે છે.

**प्रत्यहं पूजयेद्देवीं प्रतिवर्षे तु पूजयेत् ।**
**तस्य गृहे सदा क्षेमं लक्ष्मीश्चाप्यचला भवेत् ॥**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे चन्द्रशंकरात्मज छोटालालकृते गुर्जरभाषान्तरे प्रथमोऽध्यायः ॥ १ ॥





# અધ્યાય ૨ જો.



## મહાલક્ષ્મીથી ચરાચરની ઉત્પત્તિ.

**ईश्वरोवाचः-अश्विने शुक्लपक्षे तु नवरात्रं समाहितः ।**
**दुर्गां सौवर्णिकां चैव पूजयेत्तु त्रिमूर्त्तिकाम् ॥ १ ॥**

મહાદેવ બોલ્યાઃ—આસો શુદ નવરાત્રી વિશે ત્રિમૂર્તિરૂપ શુભ વર્ણવાળી દુર્ગા દેવીનું પૂજન કરવું. સઘળા દેવોની પણ ઇશ્વર એવી આ દેવી મારાથી પણ શ્રેષ્ઠ છે, તેનું પૂજન અવશ્ય કરવું જોઈએ. આ દેવીનો હું પણ મનવડે કરી જપ કરું છું. ત્યારે શ્રી વિષ્ણુ ભગવાન્ બોલ્યાઃ—હે દેવના દેવ! હે નીલકંઠ! હે ઉમાપતિ! મને સંશય થાય છે, માટે આનું કારણ હું પૂછવા ઇચ્છું છું. તમો ચરાચરના કર્તા, સંહાર કરનાર તથા પાલક છો, છતાં હે શંભો! કઇ દેવીની આપ સ્તુતિ કરો છો? આપ કયા પરમ મંત્રનો જપ કરો છો? તથા તેનું ધ્યાન ધરો છો? હે શંભો! આપથી તે વળી બીજું કોણ સમર્થ છે? જ્યારે વિષ્ણુ ભગવાને આ પ્રમાણે શંભુને પૂછયું ત્યારે મહાદેવ આંખ ઉઘાડી કહેવા લાગ્યા.

શંભુ બોલ્યાઃ–તમોએ આ પ્રશ્ન ઘણો જ સારો પૂછયો. સ્વામી કાર્તિકનાથી પણ જે છાની વાત છે તે હું આજ આપની આગળ પ્રકટ કરું છું. પહેલા યુગના ક્ષય વિષે મને પ્રાણીમાત્ર ઉત્પન્ન કરવાની ઈચ્છા થઇ. ત્રણ ગુણવાળી ચિદ્રૂપ મૂર્તિ પ્રથમ ઉત્પન્ન થઈ. તેને વિશે હું ઉત્પન્ન થયો તથા મારાથી જગતના પિતા આપ થયા છો. લોકના

સરજનાર બ્રહ્મા આપથી ઉત્પન્ન થયા. તેઓથી સર્વ ઋષિઓ થયા. તે ઋષિઓથી બીજાઓ થયા. ચેતનારૂપી જે શક્તિ છે, તે મારે વિષે લીન થઇને રહેલી છે. તે મનોવિકારનું કારણ તથા મનની અધિષ્ઠાતા છે. ત્યાર પછી ઇચ્છા એવી પરમ શક્તિ થઇ, તેથી શબ્દ બ્રહ્મરૂપી વાગદેવી થઇ, જે સરસ્વતી (સાવિત્રી) જગતની તથા વેદોની માતારૂપ છે. તે બ્રાહ્મી, વૈષ્ણવી, રૌદ્રી, ક્ષમા, શિવા, કૌમારી તથા પાર્વતી શક્તિઓને નામે ઓળખાય છે, ને સર્વ મંગલને આપનારી છે. આ સર્વમાં આદ્ય શક્તિ શ્રીમહાલક્ષ્મી છે, જે શિવાત્મિકા કહેવાય છે. તેનાથી આ વિશ્વ સરજાય છે તથા આધાર વિના ધારણ કરી શકાય છે, તેનાથી વિશ્વનું પાલન થાય છે તથા તેને વિષે જગત્ લય પામે છે. આ દેવીનું પૂજન અર્ચન કરવાથી સર્વ પ્રકારનું સુખ મળે છે. તેમનું આરાધન કરવાથી સર્વ પ્રકારનું સુખ પ્રાપ્ત થાય છે. આ દેવીના અનુગ્રહથી જ મને પરમપદ મળ્યું છે. તેથી શ્રીમહાલક્ષ્મીની હું સ્તુતિ કરું છું. તેનું ધ્યાન કરવાથી પ્રસન્ન થઈ, તે મારે વિશે દાખલ થઇ રહે છે. હું તે શક્તિથી જ ઇશ્વર કહેવાઉં છું. તેની કૃપાથી આ સઘળું ચરાચર જગત્ મારાથી સરજાય છે. આ શક્તિ દેવો, અસુરો, ગંધર્વો, યક્ષો, રાક્ષસો, મનુષ્યો, શહેર, પર્વત, સમુદ્ર, વન, ગ્રહો, રાશિ, નક્ષત્ર, સૂર્ય અને ચંદ્ર એ સર્વ વિશે વ્યાપીને રહેલી છે. પંચ ભૂતથી બનેલો ચાર પ્રકારનો પ્રાણી સમૂહ પણ એનાથી વ્યાપ્ત છે. આ રીતે મહાદેવ કહી શાંત પડયા ત્યારે વિષ્ણુ, શંકરને મસ્તક વડે નમસ્કાર કરી બોલ્યાઃ—હે ભગવન્! હે સર્વ લોકેશ્વર! હે જગત્પ્રભો! હું તમારો ભક્ત તથા દાસ છું. સર્વ મારાપર કૃપા કરી ભગવતી દેવીનું માહાત્મ્ય તથા પ્રભાવ, જે દેવ તથા દૈત્યોને પણ દુર્લભ છે, તેને હું સાંભળવા ઇચ્છું છું.

શંભુ બોલ્યાઃ—હે વિષ્ણો! દેવીનું માહાત્મ્ય સાંભળો, કે જે સાંભળવાથી સર્વ પાપનો નાશ થાય છે. જે મહાલક્ષ્મી કહેવાય છે તથા વિશ્વની આદ્યા અંબિકા કહેવાય છે. તે કાર્યોના ભેદ વડે ઘણાં રૂપો ધારણ કરે છે. મહાલક્ષ્મી ચાર ભુજાવાળી છે તથા જગતને વ્યાપી રહેલી છે. તેના હાથમાં બીજોરું, ગદા, ચર્મ

તથા મદ્યનું વાસણ હાથમાં હોય છે. તેમનું વર્ણ સુવર્ણ સરખું સુંદર છે તથા મસ્તકપર સુવર્ણ મુકુટ હોય છે. તે પોતાના તેજપ્રભાવથી ત્રણ લોકને શોભાવે છે. ત્રણ લોકને શૂન્ય જોઇ તામસ ગુણવડે નવા મેઘ સરખાં શુભ એવાં ઘણાં રૂપો તે ધારણ કરેછે. એમનાં નેત્રો કમળ સરખાં રમણીય છે તથા ગતિ મદોન્મત્ત હસ્તી જેવી છે. ખડ્ગ તથા પાત્ર હસ્તને વિશે રહેલાં છે. કંઠ વિષે રુંઢમાલા ધારણ કીધેલી છે તથા મસ્તકપર હજાર સર્પોની માળા પહેરેલી છે. પ્રથમ લક્ષ્મી છે પણ પાછળથી તેનાં અનેક નામો થયાં છે. જેવાં કે મહામાયા, મહાકાલી, મહામારી, ક્ષુધા, તૃષા, નિદ્રા, કૃષ્ણા, એકવીરા, કાલરાત્રી વિગેરે દેવીનાં ઘણાં નામો છે. આ રીતનાં નામો જાણી, જે કર્મ કરે છે તેને તે કર્મનું ફળ અવશ્ય મળે છે. આ રીતે મહાલક્ષ્મી નાનાં પ્રકારનાં રૂપો ધારણ કરે છે. સત્વ ગુણ વડે બીજું રૂપ થાય છે. જે ચાર ભુજાવાળું તથા શ્વેત પર્વત સરખું શોભાયમાન હોય છે. આ રૂપમાં તે અક્ષની માળા ધારણ કરે છે, તથા હાથમાં વીણા અને પુસ્તક હોય છે. આ રૂપમાં મહાલક્ષ્મીનાં નામો મહાવિદ્યા, મહાવાણી, ભારતી, વાક્, સરસ્વતી, બ્રાહ્મી અને વેદમાતા વિગેરે છે. આ રીતનાં નામો જાણી જે કર્મ કરે છે તેને તે સંબંધી ફળ મળે છે. પછી આદ્યા લક્ષ્મીને મહાદેવી સરસ્વતી કહેવા લાગી:–તમે એક પુરુષ તથા નારીને ઉત્પન્ન કરો. જ્યારે તેમણે આ પ્રમાણે કહ્યું ત્યારે મહાલક્ષ્મીએ વિશાળ આંખવાળા એક પુરુષને ઉત્પન્ન કીધો તથા એક સ્ત્રી ઉત્પન્ન કીધી. પુરુષ, બ્રહ્મા, વિધિ, વિરંચી, ધાતા એવે નામે પ્રસિદ્ધ થયો અને સ્ત્રી શ્રી, પદ્મા, કમલા એવે નામે પ્રસિદ્ધ થઇ. પછી મહાકાલી અને ભારતીએ એક જોડું ઉત્પન્ન કીધું. જેમાં પુરુષ નીલકંઠ, રક્તબાહુ, શ્વેતાંગ અથવા ચંદ્રશેખર એવે નામે પ્રસિદ્ધ થયો ને સ્ત્રી મહાકાલી એવે નામે પ્રસિદ્ધ થઇ. આ પુરુષનાં બીજાં નામો રુદ્ર, શંકર સ્થાણુ, ત્રિલોચન એવાં છે ને તે હું પોતે છું. ત્યાર પછી એક બીજાં જોડાંને ઉત્પન્ન કીધું. જેમાં પુરુષ વિષ્ણુ, કૃષ્ણ, હૃષિકેશ, વાસુદેવ, જનાર્દન એવે નામે પ્રસિદ્ધ થયા અને સ્ત્રી લક્ષ્મી નામે પ્રસિદ્ધ થઇ. મહાલક્ષ્મીએ બ્રહ્માને સરસ્વતી

આપી, રુદ્રને ગૌરી આપી અને વાસુદેવને લક્ષ્મી આપી. અંડના મધ્યને વિશે સઘળાં પ્રાણીનો સમૂહ હતો, તેને જનાર્દન ભગવાન્ લક્ષ્મી શક્તિના આશ્રયથી પાલન કરવા લાગ્યા. રુદ્ર ગૌરીના આશ્રયથી સંહાર કરવા લાગ્યા. તથા બ્રહ્મા સરસ્વતીના આશ્રયથી સરજવા લાગ્યા. આ રીતે મહાલક્ષ્મીથી ચરાચર સર્વ જગત્ થયું છે. આ રીતે તમો, હું, બ્રહ્મા તથા સઘળા દેવો ઉત્પન્ન થયા છે. માટે હમેશાં હું તેનું ચિંતન કરું છું. હે માધવ! તમે આ પ્રશ્ન મને પૂછ્યો, તે મેં તમને કહ્યો. હવે જે કંઈ પૂછવાનું હોય તે કહો.

इति माधव यत्पृष्टं तत्तुभ्यं कथितं मया।
यत्पृष्टव्यं सुरश्रेष्ठ तत्सर्वं प्रष्टुमर्हसि ॥

इति श्रीस्कन्धपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे चन्द्रशंकरात्मज छोटालालकृते गुर्ज्जरभाषान्तरे द्वितीयोऽध्यायः ॥ २ ॥



# અધ્યાય ૩ જો.



## મહાદેવીનાં ભિન્ન ભિન્ન સ્વરૂપો.

श्रीविष्णुरुवाचः–पुनर्देवीप्रभावं तु वद विश्वेश शंकर।
किं रूपं किं च कार्यं च तया देव्या कृतं विभो ॥

શ્રીવિષ્ણુ ભગવાન્ બોલ્યાઃ—હે વિશ્વેશ શંકર! ફરીથી મને દેવીનો પ્રભાવ તથા તેનું રૂપ અને તેણે શું શું કાર્યો કીધાં, તે સર્વ મને કહો. મહાદેવ બોલ્યાઃ—હે વિષ્ણુ! દેવીએ જે જે કાર્યો કીધાં તથા પાંચ હજાર વર્ષ સૂધી દેવોનું જે રક્ષણ કીધું, તે સઘળું હું તમને કહીશ. દેવી મહાકાલી એક ગુણનો આશ્રય કરીને રહેલી છે. મધુકૈટભને મારવા માટે તેમણે આ રૂપ લીધું હતું. આ દેવી શત્રુઓથી દેવોનું રક્ષણ કરવા માટે

નાનાં રૂપો ધારણ કરે છે. તમે પણ આ શક્તિથી જ્યારે યુક્ત હો છો ત્યારે શયનમાંથી ઉઠી શકો છો. તમોએ જ્યારે મધુકૈટભ સાથે પાંચ હજાર વર્ષ સૂધી યુદ્ધ કીધું ત્યારે દેવીના આશ્રયવાળા હોવાથી જ તમો તેને હરાવી શક્યા. હે મહામતે! તેનાં રૂપો હું તમને કહું છું તે સાંભળો. દશવક્ત્ર, દશભુજા, દશપાદા, વિલાસિની, વિગેરે તેનાં ઘણાં નામો છે.

તેણી ખડ્ગ, બાણ, ગદા, શૂળ, શંખ, ચક્ર, ભુશુંડી, પરિઘ, કાર્મુક વિગેરે શસ્ત્રો ધારણ કરે છે. આ વૈષ્ણવી શક્તિ મહાકાલી એ નામે પ્રસિદ્ધ છે અને તે મધુકૈટભના નાશને અર્થે ઉત્પન્ન થયેલી હતી. અંબીકા દેવીનો પ્રાદુર્ભાવ શિશિર ઋતુને વિશે નવરાત્રીમાં થયો હતો. તે વખતે તેનું કેવું રૂપ હતું, તે તમે સાંભળો. તેણીની કાંતિ સુવર્ણના જેવી સુંદર હતી તથા ભૂષણો તપાવેલાં સુવર્ણ સરખાં હતાં. તેણીને ચાર ભુજાઓ હતી. તેણી કમલા, લક્ષ્મી તથા શ્રી નામે કહેવાઈ; જે રાજસગુણ પ્રકૃતિથી થઈ તે મહાલક્ષ્મી એવે નામે ઓળખાઈ અને દેવ કાર્ય માટે એણે અનેક રૂપો ધારણ કીધાં. સઘળા દેવોના હિતને માટે મહિષનો વધ કરવાને તે ઉત્પન્ન થઇ હતી. તેણીનો વર્ણ પર્વત સરખો સફેત હતો તથા તેણીનું મુખ શ્વેત હતું. તેણીના હસ્તો કાળા હતા, પગ રાતા હતા, તે અનેક પ્રકારના ગંધોથી લિપ્ત હતી, તથા સુવર્ણનાં અલંકાર પહેરેલાં હતાં. અરાઢ ભુજા હતી. તેનાં આયુધો નીચે પ્રમાણે હતાં:—

અક્ષમાલા, કમળ, બાણ, તલવાર, કુલીશ, ગદા, ચક્ર, ત્રીશૂળ, પરશુ, શંખ, ઘંટા, પાશ, શક્તિ, દંડ, ચર્મ, ચાપ, પાનપાત્ર અને કમંડલુ વિગેરે હતાં. આ રીતનાં આયુધોવડે કરીને તેણીના હાથો શણગારાયલા હતા. આ રીતની શણગારાયલી મહિષને મારનારી મહાલક્ષ્મીનું પૂજન કરવું જોઇએ. રક્ત ચામડાનું રૂપ જપા કુસુમના વર્ણ સરખું હતું. તેણીએ રક્ત વસ્ત્ર ધારણ કરેલાં હતાં. આયુધો પણ રક્ત હતાં, નેત્ર પણ રક્ત હતાં, માથાના કેશ પણ રક્ત હતા, દાંત, નખ, દાઢ આ સર્વ રાતાં હતાં. તેણીને મેરુના સરખાં વિશાળ સ્તન હતાં. પોતાના ભક્તોનું પાલન કર-

નારાં તે હતાં તેમના હાથમાં ખડ્ગ. પાત્ર, મૂશળ અને લાંગલ એટલાં આયુધો હતાં. આ રક્ત ચામુંડા કહેવાય છે, અને વસંતઋતુ વિશે આનું પૂજન થવું જોઇએ. સત્વગુણયુક્તા તે સરસ્વતી છે તે કાર્યના યોગથી અનેક રૂપો ધારણ કરે છે. દેવોએ સ્તુતિ કરવાથકી ગૌરીએ પોતાના દેહથી એક સ્ત્રીને ઉત્પન્ન કીધી, જે કૌશિકી નામે કહેવાઇ. હીમાચળને વિશે સ્થાન કરી રહેલી કાલિકા એવે નામે પ્રસિદ્ધ થઇ તથા બીજાં રૂપો ધારણ કરીને દૈત્યોને દેખાઇ. ચંડ તથા મુંડ તેણીનું રૂપ જોઇને શુંભ પાસે તેનું વર્ણન કરવા લાગ્યા તથા આવું મહાદેવીનું સુંદર રૂપ સાંભળીને શુંભ પણ ગાંડો બની ગયો. પછી શુંભે સુગ્રીવ નામના એક દૂતને હીમાચળ તરફ મોકલ્યો. તે દૂતે ધણીના કહ્યા પ્રમાણે સઘળું દેવીના મોંઢા આગળ કહ્યું. દૂતનું વચન સાંભળીને દેવી હસીને બોલ્યાં:-તું અહીંથી ચાલ્યો જા. એમ કહી દૂતને પાછો મોકલી દીધો. ત્યારપછી ક્રોધથી યુક્ત હજારો દૈત્યો દેવીની સામા આવીને ઉભા રહ્યા. તે સઘળાને દેવીએ હણ્યા. ક્રોધે ભરાયલી દેવીએ શસ્ત્રવડે શુંભને પણ હણ્યો. આ શુંભાસુરને મારનાર દેવી સરસ્વતી નામે કહેવાઇ. હે વિષ્ણુ! તેણીનાં રૂપનું વર્ણન હું કહું તે સાંભળો. તેણીને આઠ હસ્ત હતા તથા બાણ, મુશળ, શૂળ, ચક્ર, શંખ, ઘંટા, લાંગુલ, કાર્મુક એ રીતનાં આયુધોને ધારણ કર્યાં હતાં. તેણી શ્વેત પર્વતના જેવી શ્વેત હતી; તેણીએ શ્વેત વસ્ત્ર ધારણ કરેલાં હતાં તથા નાનાં પ્રકારનાં રત્ન પહેરેલાં હતાં. વેદવિદ્યાને જાણનારી હતી. તેણી ભારતી, સરસ્વતી, વાગીશ્વરી, વાણી એવે નામે પ્રસિદ્ધ થઇ. આ દેવીનું પૂજન આશાઢ માસમાં નવરાત્રી વિશે કરવું. હવે શાકંભરીનું રૂપ હું તમને કહું તે તમે સાંભળો. તેણીનો વર્ણ કૃષ્ણ હતો. તેણી ઘણી ઊંચી હતી. કાળાં કમળ જેવાં તેનાં લોચન હતાં. તેણીની નાભી ગંભીર હતી. તેણીનો વચલો ભાગ તનુ હતો. ચંદ્રમાના સરખી વિમળ દેખાતી હતી. તેણીના સ્તનો નીબીડ હતા. તેણીને ચાર હાથ હતા. તેણીએ બાણ, કમળ, ધનુષ્ય તથા પુષ્પ વિગેરે ધારણ કીધાં હતાં. તેની પાસે એક દુધનું પાત્ર હતું. જે ક્ષુધા, મૃત્યુ તથા જરાને હણનાર હતું. આ શાકંભરી દેવીનું પ્રયત્નવડે પૂજન કરવું

જોઈએ. જે માણસ પૂજન કરે તેના કંઇ પણ મનોરથો બાકી રહેતા નથી. આ પ્રમાણે હે જનાર્દન! તેણીનું રહસ્ય જણાયલું છે. આ શિવાય ભગવતીનું બીજું જે કંઈ રહસ્ય હોય તે મને પૂછો. હું આપને કહેવા તૈયાર છું. જ્યારે મહાદેવે આ પ્રમાણે કહ્યું ત્યારે ભગવાને પૂછવાની ઈચ્છા થકી શંકરને પ્રણામ કર્યા.

**इति श्रुत्वा महाविष्णुः विकसन्नेत्रपंकजः ।**
**भूयः प्रष्टुमना भूत्वा नमश्चक्रे तु शङ्करम् ॥**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे चन्द्रशंकरात्मज छोटालालकृते गुर्ज्जरभाषान्तरे तृतीयोऽध्यायः ॥ ३ ॥



# અધ્યાય ૪ થો.



## દુર્ગાદેવીની ઉત્પત્તિ.

**नीलकंठ भवानीश कृपां कृत्वा ममोपरि ।**
**दुर्गादेवी कथं जाता तद्वदस्व सदाशिव ॥**

હે નિલકંઠ! હે ભવાનીશ! દુર્ગાદેવી કેવી રીતે ઉત્પન્ન થઈ? તે મારા ઉપર કૃપા કરી મને કહો. મહાદેવ બોલ્યા:—દુર્ગા કેવી રીતે ઉત્પન્ન થઇ તે હે રમાધીશ! હું આપને કહું છું. રુરુ નામનો એક મહાદૈત્ય દેવ તથા બ્રહ્મણોને કાંટારૂપ હતો, તેને દુર્ગ નામનો પુત્ર હતો. જેણે મહાન્ તપ આચર્યું હતું. બ્રહ્માએ તેને વરદાન આપ્યું હતું કે, કોઇ પુરુષ તને જિતી શકશે નહિ. આથી તેણે, ભુર્ભુવઃસ્વર વિગેરે સઘળા લોકોને જિતી લીધા. પોતે જ ઇંદ્ર, સૂર્ય, વાયુ, યમ, અગ્નિ, ચંદ્ર, કુબેર વગેરે થયો. તેજ પણ તેના ભયથી પ્રકાશતું હતું નહિ. સઘળી ધર્મક્રિયાઓ લુપ્ત થઈ ગઈ. તેણે દેવતાઓની સ્ત્રીઓને કેદ કીધી હતી. આ

રીતે સઘળા દેવો જ્યારે પોતાના અધિકારથી ભ્રષ્ટ થયા ત્યારે તેઓ મારે શરણે આવ્યા, ત્યારે અસુરનું મર્દન કરનારી મહેશ્વરી દેવીને મોકલવામાં આવી. આ કાળરાત્રી દુર્ગનું નઠારું ચેષ્ટિત જોઇને તેને કહેવા લાગી:-હે દૈત્યાધિપતે! એકદમ આ ત્રણ લોકને તજી દે. ત્રણ લોકનો સ્વામી તો મારો ભર્તા છે, માટે એકદમ તું રસાતળને વિશે ચાલ્યો જા. જો તને અભિમાન હોય તો મારી સાથે લડવા આવી જા અથવા જો જીવવાની ઇચ્છા હોય તો મહેંદ્રને શરણે જા.

આ રીતનો સંદેશો કહેવા હુતદંતિકાને મોકલી. કાલરાત્રીનું આવી રીતનું વચન સાંભળી દૈત્યનો રાજા ક્રોધવડે સળગી ઉઠયો અને બોલ્યો:-"આ સંદેશો લાવનારીને પકડો, એ ત્રૈલોકયને મોહ પમાડનારી છે અને મારા નસીબના જોરથી પકડાઇ છે. મેં દેવોની ઘણી કન્યાઓને બંધીવાન્ કીધી. પણ સારે નસીબે વગર મહેનતે આ હાથમાં આવી છે. એને જલદી અંતઃપુરમાં લઇ જાઓ. આનાથી મારું ગૃહ તેમ જ રાજ્ય શોભશે. આમ બોલી તે પરિચારિકાને પકડવા જેવો હુકમ કીધો કે, કાલરાત્રી તે દૈત્યને કહેવા લાગી:-હે દૈત્યરાજ! હે મહા બુદ્ધિમાન્! આ કરવું તને અઘટિત છે. કારણ દૂતી ઉપર આટલો બધો અનુગ્રહ કરવો, એ આપ સરખા મહારાજાને અઘટિત છે. અમો સર્વ માયાને આધીન છીએ. માટે તે માયાને યુદ્ધ વિશે જિતીને મારા સરખી હજારોને યથેચ્છ ભોગવ. તેનાં દર્શનમાત્રથી જ તને ઘણું સુખ પ્રાપ્ત થશે. તે અબલા છે તથા તેનો રક્ષણકર્તા કોઇ છે જ નહીં. તે સર્વ રીતે રૂપવાન્ છે, માટે તારે જોવા યોગ્ય છે. તે જગજ્જનની ક્યાં છે તે હું તને બતાવું. આ રીતનું પરિચારિકાનું વચન સાંભળી તેને પ્રથમ બાંધી, તેને સાથે લઈ, દૈત્યો તે દેવી આગળ ગયા. પણ દેવીએ હુંકારથી ઉત્પન્ન થયલા અગ્નિવડે તે સઘળા દૈત્યો, કે જેઓ ત્યાં આવ્યા હતા, તેને બાળી ભસ્મ કરી નાંખ્યા. દુર્ગે આ રીતે દૈત્યોને ભસ્મ થયલા જોઈ, દુર્ધર વિગેરે બીજા દૈત્યોને હુકમ કીધો કે, તે દેવી પાસે જાઓ તથા તેને બાંધી મારી પાસે લઇ આવો. આ રીતે કરોડો દૈત્યોને મોકલ્યા પછી દુર્ગ જાતે પણ

બીજા કરોડો દૈત્યોને સાથે લઇ તથા ગજ, રથ અને ઘોડા વિગેરે લઇ, તેઓની પાછળ નીકળ્યો. વિંધ્યાચળ વિશે રહેનારી તે દેવી કાલ-રાત્રીથી પ્રેરિત થયલા તે દૈત્યોએ જોઇ, અને દુર્ગે જંભાદિક વિગેરે મોટા દૈત્યોને હુકમ કીધો કે, તમારા સર્વ દૈત્યોમાંથી જે સામ, દામ તથા ભેદ વિગેરે ગમે તે છળ કરી, એને બાંધી મારી પાસે લાવશે, તેને મહેંદ્રનું રાજ્ય તથા પુષ્કળ ધન આપીશ. આ રીતનું દૈત્યોના પતિ દુર્ગનું બોલવું સાંભળી, વિષ્ણુ, અજ વિગેરે દેવોના કંટકરૂપ સર્વે દૈત્યોએ કહ્યું કે, હમો આ કામ ઘણું અઘરું ધારતા નથી. કારણ આનો કોઇ રક્ષક નથી, તેમજ એ અબળા છે. માટે એને પકડવામાં શું મોટો પ્રયત્ન છે? તમારા પ્રસાદથી ત્રણલોકને વિશે પ્રલયકાળનાં અગ્નિની જ્વાળા સરખા અમારા પરાક્રમને કોણ સહન કરી શકે એમ છે? હે મહાઅસુર! વૈકુંઠનો નાયક પણ આપની આજ્ઞા પ્રમાણે ચાલે છે. બ્રહ્મા તેમજ કૈલાશાધિપતિ શિવ પણ આપને આધીન છે. સમુદ્ર પણ દરરોજ જલમાંથી ઉત્પન્ન થયલી વસ્તુ આપને મોકલે છે. મહાદેવના ગણો આપની કૃપાથી આપના ઘરોમાં રહે છે. વરુણદેવ આપને સ્વચ્છ પાણી પૂરું પાડે છે. અગ્નિ આપનાં કપડાં ધોઇ આપે છે અને ચંદ્ર પોતે આપને છત્ર ધરે છે. સૂર્ય આપને સુગંધ માટે કમળને પ્રફુલ્લિત કરે છે; સુર, અસુર તથા કિન્નર વિગેરે સર્વ આપની કૃપાથી જીવે છે. જોતજોતામાં એ સ્ત્રીને પકડી આપની પાસે લાવી, આપની સમક્ષ હાજર કરીએ છીએ. આમ કહી સર્વે તરતજ ખાલી વાદળાંની માફક રણવિશે તુરીનો નાદ કરવા લાગ્યા. પૃથ્વી પણ તેના ભયથી કંપવા લાગી. ત્યારે દેવીએ પોતાના બળથી સેંકડો તથા હજારો શક્તિઓ ઉત્પન્ન કીધી. તે શક્તિઓથી દાનવોનું બળ હરણ થયું. ત્યારે જંભ વિગેરે ક્રોધયુક્ત અસુરો વાદળાંની માફક તલવાર, ચક્ર, ભૃશુંડી, ગદા, તોમર, અર્ધચંદ્ર પરિઘ, ભિંદિપાલ, વૃક્ષ તથા પથ્થ-રોનો વરસાદ વર્ષાવવા લાગ્યા. દેવી કોદંડ તથા વાયવ્યાસ્ત્રવડે દૈત્યોના અસ્ત્રસમૂહનું છેદન કરવા લાગ્યાં. ત્યારે મહાઅસુર દુર્ગે પોતાની સેનાને આયુધ રહિત જોઇ, બળતી શક્તિને લઇ તે દેવી તરફ ફેંકી. દુર્ગાદેવીએ ધનુષ્યમાંથી બાણો મૂકી તે શક્તિના ચૂરેચૂરા

કરી નાંખ્યા. શક્તિ ભાંગેલી જોઇ તે દૈત્યે ચક્ર ફેંક્યું. દેવીએ સેંકડો શરવડે તેના કટકે કટકા કરી નાંખ્યા. ત્યારે દેવોને પીડનાર દુર્ગ દૈત્યે દેવીના વક્ષ:સ્થળપર બાણ ફેંક્યું. તે બાણને દેવીએ પોતાના બાણવડે અટકાવ્યું. આથી ક્રોધે ભરાઇ શૂલ લઇ તેણે દેવીપર ફેંક્યું. ચંડિકાએ પોતાના શૂલવડે તેના શૂલનું છેદન કીધું. શૂલના ચૂરા થવાથી, દેવી તરફ તેણે ગદા લઇ ફેંકી. તે દેવીના હાથનાં કાંડાપર વાગી. વાગવાની સાથે તે ગદાના કકડે કકડા થઇ ગયા. દેવીએ વામ પાદવડે તે દૈત્યને લાત મારી. લાત મારવાથી તે દૈત્ય પૃથ્વી ઉપર પડયો અને લોહી ઓકવા લાગ્યો. પણ જરા વારમાં પાછો શુદ્ધિમાં આવી બેઠો થઇ ગયો. આ રીતે પરસ્પર મહાઘોર સંગ્રામ થયો, પછી જગતજનની દેવીએ વનને વિશે અગ્નિ હોય, તેની માફક દૈત્યના સૈન્યને વિશે પોતાની શક્તિઓને મોકલી.

**ततो जगज्जनन्या ताः प्रेरिताः निजशक्तयः ।**
**विबुधशत्रुसैन्येषु वनेष्विव हुताशनः ॥**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे चन्द्रशंकरात्मज छोटालालकृते गुर्जरभाषान्तरे चतुर्थोऽध्याय ॥ ४ ॥

# અધ્યાય ૫ મો.

## શક્તિનાં અનેક નામો.

**श्रीविष्णुरुवाच–कपर्दि वै महाबाहो सर्वज्ञाननिधे शिव ।**
**कानि कानि च नामानि शक्तीनां वद मे प्रभो ॥**

શ્રીવિષ્ણુ ભગવાન્ બોલ્યા;–હે મહાબાહુ! હે શિવ! તમે સર્વ જ્ઞાનના ભંડારસ્વરૂપ છે. તે શક્તિઓ કઇ કઇ છે તેનાં નામો મને કહો. શિવ બોલ્યા;–હે સુરાધીશ! દુર્ગાના અવયવોથી ઉત્પન્ન થયેલી શક્તિઓનાં નામો આ પ્રમાણે કહેવાય છે.

ત્રિપુરા, ભીમા, તારા, ત્રૈલોક્યસુંદરી, શાકંભરી, જગન્માતા, સ્વરાત્રી, પુરસુંદરી, કામાખ્યા, કમલાક્ષી, ધાત્રી, ત્રિપુરતાપિની જયા, જયન્તી, શીવદા, જલેશી, ચર્ણપ્રિયા, જગદ્દવક્ત્રા, ત્રિનેત્રા, શંખિની, અપરાજિતા, મહીષર્દની, (મહીષને હણનારી), શુભા, નંદા, સ્વધા, સ્વાહા, શિવાનના, વિદ્યુત્જીંન્હા, ત્રિવક્ત્રા, ચતુર્વક્ત્રા, કોટરાક્ષી, શિખીરવા, ત્રિપદા, સર્વમંગલા, મયુરવદના, સિદ્ધિ, બુદ્ધિ, કાકરવાસિની, હુંકારા, તાલકેશી, સતી, તારા, સુંદરી, સર્પાસ્યા, મહાનિદ્રા, પાશપાણી, ગરુત્મતી, પદ્માવતી, સુકેશી, પદ્મકેશી, ક્ષમાવતી, પદ્માસના, સ્વર્મુખી, પદ્મવક્ત્રા, ષડાનના, ત્રિવર્ગપૂલદા, માયા, રક્ષોઘ્ની, પદ્મવાસિની, પ્રાણપેશી, વિઘ્નેશી, સ્તંભિની, ખલા, માતૃકા, વર્ણરૂપા, અક્ષરોચટિની, ગુહા, અજેયા, મોહિની, શ્યામા, જયરૂપા, બલોત્કટા, વારાહી, વૈષ્ણવી, જૃંમ્ભા, વારતાલી, દૈત્યતાપિની, ક્ષેમકરી, સિદ્ધિકરી, બહુમાયા, સુરેશ્વરી, છિન્નમુર્ધા, છિન્નકેશી, દાનવેન્દ્રક્ષયકરી, સતાક્ષી, મોક્ષલક્ષ્મી, જૃંભિણી, બગલામુખી, અશ્વારૂઢા, નારસિંહી, ગણેશ્વરી, સિદ્ધેશ્વરી, વિષ્ણુશક્તિ, દુર્ગા, ચામુંડા, શબવાહના, જ્વાલામુખી, કરાલી, ચિપીટા, ખેચરેશ્વરી, અશુભઘ્ની, દૈત્યદર્પાઘ્નિ, વિદ્યાવૃજનિ ાસિની, યોગેશી, વિશાલાક્ષી, ત્રિપુરભૈરવી, માતંગી, કરાલાક્ષી, ગજરૂક્ષા, મહેશ્વરી, પાર્વતી, કમલા, લક્ષ્મી, શ્વેતાચળનીલા, કાત્યાયની, શંખષરવા, દુર્ધરી, સિંહવાસિની, નારાયણી, ઈશ્વરી, ચંડી, દેવસુંદરી, ઘંટા, વિરૂપવાસિની, કર્ણકુબ્જા, ઘટસ્તની, નવદુર્ગા, વગેરે નવકરોડ શાક્તઓ છે.

આ શક્તિઓવડે કરીને દેવીએ રાક્ષસોના બળને જરા વારમાં છેદી નાખ્યું. પછી દૈત્યનો રાજા દુર્ગ પવન સહિત બાણોની વૃષ્ટિ કરવા લાગ્યો. દુર્ગાએ શસ્ત્રવડે કરીને તે વૃષ્ટિનો સંહાર કીધો. પછી દુર્ગે બાહુવડે પર્વતનાં શિખરોને ઉપાડી જગત્ ધાત્રી દેવીના ઉપર ફેંકવા માંડયાં. તે શિખરોને પડતાં જોઇ દેવીએ ખડ્ગવડે કરીને તેના સેંકડો કટકા કરી નાંખ્યા. પછી દુર્ગ પોતાનો મુકુટ કાઢી નાંખી, હાથી થઇ દેવી તરફ દોડયો. ગજને (હાથીને) આવતો જોઇ દેવી વેગથી તે તરપ દોડયાં અને પાશવડે બાંધી ખડ્ગવડે તેની સુંઢ કાપી નાંખી. તે અસુરે, સુંઢ કપાવાથી હાથીનું રૂપ છોડી

દીધું અને પાડાનું રૂપ ધારણ કીધું. જેના ચાલવા થકી પૃથ્વી હાલવા લાગી અને ખરીઓના આઘાતથી સમુદ્રો ઉત્પન્ન થયા. પોતાના શીંગડાવડે કરીને ઘણા પથ્થરો તેણે ફેંકયા. પ્રલયના અગ્નિની માફક આખું ત્રૈલોકયમંડળ તેણે ખળભળાવી મૂકયું. આખું બ્રહ્માંડ તેના ભયવડે કરીને ઉદ્વિગ્ન થયું. દુર્ગાએ શૂલ દૈત્યના કંઠ વિષે માર્યું. ત્રિશૂલ વાગવાથી તે ભૂમી ઉપર પડયો, પણ પાછો બેઠો થઈ ગયો. પછી મહિષનું રૂપ છોડી દઈ તે હજાર બાહુવાળો પુરુષ થયો. પછી હજારો બાહુવડે કરી હજારો બાણથી તે દેવીને ઢાંકી દેવા લાગ્યો. પછી દુર્ગાદેવીએ તેના બાણજાળને બાણો મારીને છેદી નાંખ્યું. દેવીએ ઉત્તમ કરોડો સૂર્યના સરખા પ્રકાશવાળું એક બાણ લઇ, તે દૈત્ય ઉપર ફેંક્યું. આ બાણ દૈત્યના હૃદયને વિષે વાગવાથી તેના પ્રાણ ગયા અને તે ભૂમિ ઉપર પડયો. તેનાં ચક્ષુ એકદમ સ્થીર થઈ ગયાં અને પૃથ્વીપર રુધિરની ધારા વહેવા લાગી. આશ્વિન માસના શુકલ પક્ષને વિષે અષ્ટમીના દિવસે આ દૈત્યને ત્રૈલોક્યના સુખને માટે હણવામાં આવ્યો. દુર્ગ દૈત્ય પડવા થકી દેવતાઓનાં દુંદુભીઓ વાગવા લાગ્યાં. સૂર્ય, ચંદ્ર તથા અગ્નિએ પોતપોતાનાં તેજને મેળવ્યાં. મહર્ષિઓએ પુષ્પવૃષ્ટિ કરવા માંડી તથા ગંધર્વપતિઓ ગાવા લાગ્યા. અપ્સરાનાં સમૂહો નાચવા લાગ્યાં. બ્રહ્માદિ સઘળા દેવતાઓ તથા સનકાદિક મહર્ષિઓ સ્તુતિ કરીને દેવીને સંતુષ્ટ કરવા લાગ્યા. શ્રીવિષ્ણુ ભગવાન્ બોલ્યાઃ–બ્રહ્માદિ સઘળા દેવતાઓએ દેવીની કેવી રીતે સ્તુતિ કરી, તે સઘળું હું સાંભળવાની ઇચ્છા રાખું છું. માટે હે શંકર! કૃપા કરી મને કહો. શીવ બોલ્યાઃ–હે વિષ્ણુ! પાપનું હરણ કરનારી, યશ કરનારી, પુત્રપૌત્રાદિકને વધારનારી દેવીસ્તુતિને તમે સાંભળો.

દેવો બોલ્યાઃ-હે માતા! તમે મહા અસુરેન્દ્રને મારીને દેવતાઓને તેઓનાં સ્થાનો પાછાં આપ્યાં તથા હમારું રક્ષણ કીધું. હમો આપને નમન કરીએ છીએ. આપથી બીજું કોણ વધારે છે? કે જેને શરણે હમો જઈએ. લોકને વિષે તે જ લોકો ધનધાન્ય તથા સમૃદ્ધિવાળા હોય છે, પુત્રપૌત્ર, સ્ત્રી તથા મિત્રવાળા હોય છે તથા

તેઓનું જ યશ, ચંદ્રની કળાની માફક હમેશાં પ્રકાશે છે, કે જેના ઘરોને વિષે આપ બિરાજો છો. જેઓનાં ચિત્ત વિષે તમારી ભક્તિ હોય છે, તેને જરાપણ વિપત્તિ હોતી નથી. તેવા પુરુષને ભય પણ ક્યાંથી હોય? તથા તેને પુનર્જન્મનો ભય રહેતો નથી. તમો દૃષ્ટિ-માત્રવડે દૈત્યોનો સંહાર કરી શકો એમ છો. તો તમારે શસ્ત્રો મારવાની મહેનત શા વાસ્તે લેવી જોઈએ? છતાં તમો એટલા વાસ્તે શસ્ત્રને ધારણ કરો છો કે, શત્રુઓ પણ આપના પવિત્ર હસ્તમાંથી છૂટેલાં બાણોવડે પવિત્ર થઇ સ્વર્ગ વિષે જાય. દુર્ગા હમેશાં હમારું રક્ષણ કરો. રુદ્ર, અગ્નિ, નૈરૂત્ય વગેરે સઘળી દિશાઓને વિષે હમારું રક્ષણ કરો. ત્રિશૂળથી બે જાનુઓનું, કપાળનું તથા શશીની કળા સરખા અને કોમળ ભૃકુટીવાળા નેત્રોનું રક્ષણ કરો. બે કાન, દાંત ગાલ, જીભ, વાણી તથા દાઢી વિગેરેનું રક્ષણ થાઓ. ચક્રધા હસ્તાંગુલિઓનું, તેને વિષે ઉગેલા નખોનું, વક્ષઃસ્થલનું અને હૃદયનું રક્ષણ કરો. સનાતની દેવી હમારા ઘરનું રક્ષણ કરો. ક્ષેમ કરી ક્ષેત્રનું રક્ષણ કરો અને પ્રિય કરી પુત્રનું રક્ષણ કરો, તથા સનાતની એવાં આપ આયુષ્યનું રક્ષણ કરો. મહાદેવી પુત્રનું રક્ષણ કરો. ધનુર્ધારી ધર્મનું રક્ષણ કરો, કુલદેવી કુળનું રક્ષણ કરો, સદ્ગતિપ્રિયા સદ્ગતિનું રક્ષણ કરો. રણને વિષે, રાજકુળને વિષે, સંગ્રામને વિષે, શત્રુના સંકટ વિષે, ઘર વિષે, વન વિષે, જળ વિષે, એમ સર્વ સ્થળે રક્ષણ થાઓ. આ પ્રમાણે યક્ષ, ગંધર્વ તથા ઇંદ્ર વિગેરે સઘળા દેવતાઓ દેવીની સ્તુતિ કરીને તેને વારંવાર પ્રણામ કરવા લાગ્યા. આ પ્રમાણે સંતુષ્ટ થયેલી દેવી દેવતાઓને કહેવા લાગી કે, તમો સર્વે પોતપોતીકા અધિકારને મેળવો અને પહેલાંની માફક રક્ષણ કરો.

દુર્ગા બોલીઃ-જે નર મને આ સ્તુતિવડે કરીને સંતુષ્ટ કરશે, તેના સઘળાં પાપ તથા આપત્તિનો હું નાશ કરીશ. જે માણસ આ સ્તુતિનો પાઠ કરશે, તેને કંઇ પણ ભય રહેતો નથી. આજ થકી દુર્ગ નામના મહાન દૈત્યને યુદ્ધ વિશે મારવા થકી મારું નામ દુર્ગા એવું પડશે. મહાદેવ બોલ્યાઃ-આ પ્રમાણે સર્વ દેવનાં હિત કરવાને માટે દુર્ગા

દેવી ઉત્પન્ન થઇ. પછી વિષ્ણુ ફરીથી સદાશિવને પૂછવા માટે મન કરવા લાગ્યા.

एवं दुर्गाभवद्देवी सर्वदेवहितैषिणी ।
भूयः प्रष्टुं मनश्चक्रे नारायणः सदाशिवम् ॥

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे चन्द्रशंकरात्मज छोटालालकृते गुर्जरभाषान्तरे पंचमोऽध्यायः ॥ ५ ॥

# અધ્યાય ૬ ઠો.

## મંત્ર તથા ન્યાસનો વિધિ.

श्रीविष्णुरुवाचः–सा दुर्गा वः कथं पूज्या विधानं ब्रूहि शंकर ।
दुर्गाचरित्रं श्रुत्वा तु महोत्साहो भवेन्मम ॥

શ્રીવિષ્ણુ ભગવાન્ બોલ્યાઃ–આ દુર્ગા દેવીનું કેવી રીતે પૂજન કરવું? તેનો વિધિ, હે શંકર! મને કહો. દુર્ગાનું ચરિત્ર સાંભળવાથી મને ઘણો જ ઉત્સાહ થાય છે. ત્યારે શિવ બોલ્યાઃ–હે વિષ્ણો! દુર્ગાની પૂજાનો ક્રમ હું કહું, તે તમે સાંભળો, કે જે જાણવાથી મન પવિત્ર થાય છે. હું તમને ચંડિકાનો નવ અક્ષરવાળો મંત્ર કહું છું, જેનો જપ કરવાથી પૂજાની સિદ્ધિ થાય છે. આકારાદિ અક્ષરથી માંડીને વાગ્દેવતા એવી માતૃકાનો મંત્ર લખવો. પાંચ અંગવડે યુક્ત જે મંત્રો તે અનુસ્વારથી યુક્ત થાય ત્યારે બીજાક્ષર મંત્ર કહેવાય છે. આ એકાક્ષર મંત્ર સર્વ પ્રકારની માણસોને સિદ્ધિ આપનારો છે. ह्रीं એ નામનો મંત્ર જે ચોથા સ્વર ईથી અને અનુસ્વારથી યુક્ત છે તે માણસોને ધન ધાન્ય વિગેરે આપે છે. क्लीं એ નામનો ત્રીજો મંત્ર અનુસ્વાર યુક્ત સર્વ સિદ્ધિને આપે છે. ચકાર તે ચોથું બીજ કહેવાય છે જે વૈરીના નાશને કરનાર છે. મકાર એ પાંચમું બીજ છે, તે ઉકાર અને અનુસ્વાર યુક્ત પુત્ર પૌત્રાદિને આપનારું છે. ડકાર બીજા સ્વરથી યુક્ત છઠ્ઠો બીજ મંત્ર છે. યકાર ઐસ્વરથી યુક્ત સાતમું બીજ કહે-

તેઓનું જ યશ, ચંદ્રની કળાની માફક હમેશાં પ્રકાશે છે, કે જેના ઘરોને વિષે આપ બિરાજો છો. જેઓનાં ચિત્ત વિષે તમારી ભક્તિ હોય છે, તેને જરાપણ વિપત્તિ હોતી નથી. તેવા પુરુષને ભય પણ ક્યાંથી હોય? તથા તેને પુનર્જન્મનો ભય રહેતો નથી. તમો દૃષ્ટિમાત્રવડે દૈત્યોનો સંહાર કરી શકો એમ છો. તો તમારે શસ્ત્રો મારવાની મહેનત શા વાસ્તે લેવી જોઈએ? છતાં તમો એટલા વાસ્તે શસ્ત્રને ધારણ કરો છો કે, શત્રુઓ પણ આપના પવિત્ર હસ્તમાંથી છૂટેલાં બાણોવડે પવિત્ર થઇ સ્વર્ગ વિષે જાય. તમો હમેશાં હમારું રક્ષણ કરો. રુદ્ર, અગ્નિ, નૈઋત્ય વગેરે સઘળી દિશાઓને વિષે હમારું રક્ષણ કરો. ત્રિશૂળથી બે જાનુઓનું, કપાળનું તથા શશીની કળા સરખા અને કોમળ ભૃકુટીવાળા નેત્રોનું રક્ષણ કરો. બે કાન, દાંત ગાલ, જીભ, વાણી તથા દાઢી વિગેરેનું રક્ષણ થાઓ. ચક્રધા હસ્તાંગુલિઓનું, તેને વિષે ઉગેલા નખોનું, વક્ષઃસ્થલનું અને હૃદયનું રક્ષણ કરો. સનાતની દેવી હમારા ઘરનું રક્ષણ કરો. ક્ષેમ કરી ક્ષેત્રનું રક્ષણ કરો અને પ્રિય કરી પુત્રનું રક્ષણ કરો, તથા સનાતની એવાં આપ આયુષ્યનું રક્ષણ કરો. મહાદેવી પુત્રનું રક્ષણ કરો. ધનુર્ધારી ધર્મનું રક્ષણ કરો, કુલદેવી કુળનું રક્ષણ કરો, સદ્ગતિપ્રિયા સદ્ગતિનું રક્ષણ કરો. રણને વિષે, રાજકુળને વિષે, સંગ્રામને વિષે, શત્રુના સંકટ વિષે, ઘર વિષે, વન વિષે, જળ વિષે, એમ સર્વ સ્થળે રક્ષણ થાઓ. આ પ્રમાણે યક્ષ, ગંધર્વ તથા ઇંદ્ર વિગેરે સઘળા દેવતાઓ દેવીની સ્તુતિ કરીને તેને વારંવાર પ્રણામ કરવા લાગ્યા. આ પ્રમાણે સંતુષ્ટ થયેલી દેવી દેવતાઓને કહેવા લાગી કે, તમો સર્વે પોતપોતીકા અધિકારને મેળવો અને પહેલાંની માફક રક્ષણ કરો.

દુર્ગા બોલીઃ-જે નર મને આ સ્તુતિવડે કરીને સંતુષ્ટ કરશે, તેના સઘળાં પાપ તથા આપત્તિનો હું નાશ કરીશ. જે માણસ આ સ્તુતિનો પાઠ કરશે, તેને કંઇ પણ ભય રહેતો નથી. આજ થકી દુર્ગ નામના મહાન્ દૈત્યને યુદ્ધ વિશે મારવા થકી મારું નામ દુર્ગા એવું પડશે. મહાદેવ બોલ્યાઃ-આ પ્રમાણે સર્વ દેવનાં હિત કરવાને માટે દુર્ગા

વાય છે અને તે કુલ તથા સંતાનની વૃદ્ધિ કરનાર છે. ચોથો અક્ષર **વ** તે ત્રીજા સ્વર **ઇ**થી યુક્ત આઠમું બીજ કહેવાય છે. નવમો બીજાક્ષર **ચ્ચે** છે, જે રુદ્ર સ્વરથી જોડાયલો છે. ॐ **ऐं ह्रीं क्लीं चामुंडायैविच्चे** એ નવાક્ષર મંત્રવડે ત્રણ લોક વિશે કશું પણ અસાધ્ય રહેતું નથી. આ પવિત્ર મંત્રવડે કામિનીઓ વશ થાય છે. તેમ જ રાજાઓ ચાકર જેવા થઇ રહે છે. આ મંત્ર જપનારાને સર્પ, દાવાગ્નિ તથા ચોરાદિનો ભય રહેતો નથી. તે ઇંદ્રના સરખા વૈભવને ભોગવનારો થાય છે. નદી વિગેરેમાં નાહી બીજ મંત્રથી જપ કરવો. એકચિત્ત થઇ મધ્યાહ્નિક સર્વ કર્મ કરવું. ષડંગ ન્યાસ-યુક્ત ચંડિકાનું યજન કરવું. હૃદયાદિથી માંડી જે ન્યાસ કરવામાં આવે છે તે ષડંગ ન્યાસ કહેવાય છે. વસ્વક્ષર જે દુર્ગા મંત્ર તે સઘળાં ફળને આપનાર છે. વસ્વક્ષરથી યુક્ત તારાદિ હૃદયથી માંડી દશ લાખ વાર તેનો જપ કરવો, તથા મધુ અથવા દુધ યુક્ત તલવડે તેનો દશાંશ હોમ કરવો. આ કરવાથી તે માણસ નારદ ઋષિ સરખો થાય છે. શુભ ફળને આપનારી વિદ્યાદેવીનો મંત્ર અષ્ટાક્ષ-રીય છે. દશ અક્ષરવાળો દુર્ગા મંત્ર મહા ફળને આપનારો છે. તે મંત્રથી ત્રીશ લાખના દશાંશ ભાગથી હોમ કરવો. તેમાં પાયસાન્ન તથા ઘી, મધ અને ખાંડ લેવાં. હવે અઢાર અક્ષરવાળો મંત્ર હું કહું છું, તે સાંભળો. દુર્ગાદેવી સર્વ કષ્ટને નાશ કરનારી કહેવાય છે. અષ્ટાદશ અક્ષરનો તેત્રીશ લાખ જપ કરવો તથા તેનો દશાંશ હોમ કરવો. પછી અંબિકાનું ધ્યાન ધરવું. ધ્યાન ધર્યા પછી તેના ન્યાસ કરવા. હૃદયાદિ સોળ અંગો વિશે **नमः** શબ્દથી યુક્ત ન્યાસો કરવા. આ ન્યાસ સર્વ ઠેકાણે લાગુ પડે છે. નવાર્ણ મંત્ર ભુક્તિ તથા મુક્તિને આપનારો છે. માટે તે મંત્રના બીજા ન્યાસો હું કહું છું. મંત્ર સાથે ન્યાસો કરવાથી ભૂત તથા પ્રેતાદિ બાધ કરતાં નથી. હું મહા ન્યાસ કહું છું, જે દેવતાઓનું અભેદ્ય કવચ કહેવાય છે. **खड्गिनी शूलिनी** મંત્રવડે ન્યાસ કરવા, એ ઉત્તમ છે. **शूलेनपाहि** એ મંત્રને ચાર વાર બોલી ન્યાસ કરવા, તે મધ્યમ કહેવાય છે. **सर्वस्वरूप** એ મંત્રથી પણ ન્યાસ થાય છે. આ મંત્રવિન્યાસ પ્રથમ કહેવાય છે. હવે બીજો **मातृका** ન્યાસ સાંભળો. પહેલાં મસ્તકે,

પછી લલાટે, પછી બે આંખે, કાને, નાસાપુટે, પૃષ્ઠપર, હૃદયે, જિભે, તાલુસ્થાનપર, બેહસ્ત તથા બે પગોપર ન્યાસ કરવા. શેષાક્ષરોથી માંસ, સ્નાયુઆદિ સર્વ વિશે ન્યાસ કરવા. આ બીજા પ્રકારનો ન્યાસ કહેવાય છે. હવે ત્રીજા પ્રકારનો ન્યાસ સાંભળો. અઢાર ભુજાવાળી મહાલક્ષ્મી મધ્યભાગનું રક્ષણ કરો. સરસ્વતી કટીઓનું રક્ષણ કરો, નીચેના ભાગનું મહાકાલી રક્ષણ કરો. સિંહ બે હાથનું રક્ષણ કરો. મહિષ બે પગોનું રક્ષણ કરો તથા સર્વાંગે ચંડિકા રક્ષણ કરો. આ ત્રીજા પ્રકારનો ન્યાસ કહેવાય છે. સરસ્વતી સંબંધી ચોથા પ્રકારનો ન્યાસ કહું છું. આદ્ય બીજ ત્રણ વાર લેવા અને નમઃ અંતવાળું પ્રણવાદિ લેવું. કનિષ્ઠથી માંડી સર્વ આંગળીઓપર ન્યાસ કરવા. પછી ક્રમ પ્રમાણે કર, પૃષ્ઠ, મણિબંધક, હૃદય, મસ્તક એઓપર અકેક ન્યાસ કરવો. શિખા વિશે તથા નેત્રાદિ વિશે અને ચારે દિશામાં ન્યાસ કરવા. આ વાગીશ નામનો ચોથો ન્યાસ કહેવાય છે. હવે મહાકાલી નામનો સુખ આપનારો પાંચમો ન્યાસ સાંભળો. નંદજા, પૂર્વાંગનું રક્ષણ કરો, ખડ્ગને ધરનારી રક્ત દંતિકા, દક્ષિણ ભાગનું રક્ષણ કરો. ધનુષ્ય બાણને ધરનારી દુર્ગા, વામ ભાગનું રક્ષણ કરો. ભીમા શક્તિ, મસ્તકનું રક્ષણ કરો. આ મહાકાલી સંબંધી પાંચમો ન્યાસ છે. હવે છઠ્ઠો તથા સાતમો ન્યાસ સાંભળો. વાયુથી બ્રહ્મ પર્યંત નવદ્વાર વિશે ન્યાસો કરવા. આઠમો અંબા સંબંધી ન્યાસ સાંભળો. પગથી નાભિ અને બ્રહ્મરંધ્ર સૂધી ન્યાસ કરવા. જનાર્દન નાભિથી વિશુદ્ધિ પર્યંત રક્ષણ કરો અને વિશુદ્ધિથી સ્વરપર્યંત ત્રિલોચન રુદ્ર, રક્ષણ કરો. હંસ બે પગનું રક્ષણ કરો, ગરુડ બે હાથનું રક્ષણ કરો, આંખોનું વૃષભ રક્ષણ કરો તથા સર્વ અંગોનું જનાર્દન રક્ષણ કરો. આ આઠમો ન્યાસ કહેવાય છે. હૃદય, મસ્તક, શિખા, લોચનો તથા સર્વ અંગો વિશે નવાર્ણ મંત્રથી ન્યાસ કરવો. પ્રથમ નમઃ અંતે કહેવો તથા પછી સ્વાહા અંતે કહેવો. આ નવમો ન્યાસ કહેવાય છે. દશમો ન્યાસ જે ભુક્તિ તથા મુક્તિ આપનારો છે, તે સાંભળો. પૂર્વાદિ દશે દિશામાં અનુક્રમે બ્રહ્માણી, પરા, માહેશ્વરી, વૈષ્ણવી, માહિન્દ્રી, વારાહી, નારસિંહી, કાલી, શિવદૂતી તથા જયા એમ નામ બોલી દિશાઓમાં ન્યાસ કરવા.

ઉર્ધ્વનું વ્યોમેશ્વરી રક્ષણ કરો તથા સાત દ્વીપેશ્વરી પૃથ્વીનું રક્ષણ કરો અને નાગેશ્વરી પાતાળનું રક્ષણ કરો. આ દશમો ન્યાસ કહેવાય છે. આ દશ ન્યાસ સઘળા કરવાથી દશ જન્મમાં થયલું પાપ અંધકારનો જેમ સૂર્યથી નાશ થાય તેમ નાશ પામે છે. દશ ન્યાસ કરનારો પુરુષ સંગ્રામમાં વિજય મેળવે છે. આ રીતે વિન્યાસ પૂર્વક દુર્ગાનો મંત્ર તથા વિધાન મેં તમને કહ્યું. હવે પછી શું સાંભળવાની ઈચ્છા છે તે હે વિષ્ણો! મને કહો.

**दुर्गामंत्रंविधानं च प्रोक्तं विन्यासपूर्वकं।**
**अतः परं महाविष्णो किमन्यत् श्रोतुमिच्छसि ॥**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे चन्द्रशंकरात्मज छोटालालकृते गुर्जरभाषान्तरे षष्ठोऽध्यायः ॥ ६ ॥



# અધ્યાય ૭ મો.



## નવરાત્રી વ્રતનો વિધિ.

**श्रीविष्णुरुवाचः–आश्विने नवरात्रे तु पूज्या दुर्गा समाहितैः ।**
**भगवता पूर्वमुक्तं यत् तद्वदस्व जगत्पते ॥**



**શ્રી**વિષ્ણુ બોલ્યાઃ–આશ્વિન માસની નવરાત્રી વિશે આપે કહ્યું છે કે, દુર્ગાદેવીનું પૂજન કરવું, પણ તે કેવી રીતે કરવું? તે હે જગત્પતે! મને કહો. નવરાત્રીમાં પ્રથમ દરરોજ શું કરવું તે આપે કહ્યું, પણ ત્યાર બાદ શું શું કરવું? તે હે મુનીશ્વર! મને કહો. જે વાત ગુહ્યમાં પણ ગુહ્ય હોય તે મને કહો. શ્રી શિવ બોલ્યાઃ–શરદ્ઋતુને વિષે ઉજવવાનો મહોત્સવ હું કહું છું તે સાંભળો. જે મેં બીજા કોઇને કહ્યું નથી તે હું આજ તમને કહું છું. જે વિધિ નાસ્તિક, કૃતઘ્ન, પિશુન (ચાડિયો), આતતાયી, શત્રુ તથા ચાકરવર્ગને કદાપિ કહેવો નહીં. ભાદ્રપદ માસના કૃષ્ણપક્ષની ચૌદશને દિવસે એકભુક્ત હવિષ્યાન્ન જમવું. દેવી પીઠપર મહાપૂજા કરવી, રાત્રીના

જાગરણ તથા વિધિ પ્રમાણે મહોત્સવ કરવો, પછી સવારમાં ઉઠી મોઢું સાફ કરવું. નદી અથવા તળાવે બ્રાહ્મણને સાથે લઈ જઈ તેની આજ્ઞા મેળવી સ્નાન કરવું. અભ્યંગ સ્થાનમાં તેલ, પુષ્પ વાપરવાં અથવા તેને બદલે ઘી વાપરવું. આ રીતનું માંગલિક સ્નાન કરી, પછી દેવીનું પૂજન કરવું. સંધ્યા તથા પિત્રાદિ કર્મ આટોપી લઈ, બ્રાહ્મણોને નમસ્કાર કરી ઘેર જવું. પોતાની શક્તિ પ્રમાણે એક સુવર્ણની મૂર્તિ બનાવવી, તેની પૂજા કરી એકભુક્ત જમવું. બીજે દિવસે પણ એ રીતે જ કરવું; તથા રાતના જાગરણ કરવું અને દેવી પીઠપર વિધિ પ્રમાણે મહાપૂજા કરવી. પહેલાં સવારમાં વેદપારંગત બ્રાહ્મણોને ઘેર જઇ કહેવું કે, મારે ઘેર નવરાત્રનું કાર્ય કરવું છે, માટે મારાપર પ્રસન્ન થાઓ. આ રીતે પ્રથમ બ્રાહ્મણની કૃપા મેળવવી. પછી કૃપા મેળવ્યા પછી તેઓને ઘેર લાવી, વસ્ત્ર, ગુલાલ, પુષ્પ, વગેરેથી તેઓનું અર્ચન કરવું. બ્રાહ્મણો, ગુરુ તથા કુમારિકાઓનું આવાહન કરવું, ત્યાર પછી બ્રાહ્મણ વિગેરેને અભ્યંગસ્નાન કરાવવું.

યજમાને સ્ત્રી સહિત માંગલિક સ્નાન કરવું. આ રીતે દરરોજ બ્રાહ્મણને પ્રત્યક્ષ રાખી સ્નાન કર્યા કરવું. કુમારીઓને દરરોજ આભૂષણો આપવાં. આવેલા બ્રાહ્મણો પાસે પુણ્યાહવાચન કરાવવું. મદ રહિત થઈ પછી બ્રાહ્મણોનું પૂજન કરવું. વેદપારંગત બ્રાહ્મણોનું ચંડીપાઠ નિમિત્ત તથા શાંતિ માટે વરણ કરવું. પછી મંત્રવડે વરુણશ્રાદ્ધ કરવું. બ્રાહ્મણોની પ્રાર્થના કીધા પછી, ગણેશ તથા અંબિકાનું પૂજન કરવું. આ ચંડિકા યજ્ઞ વિશે દરરોજ સાવધાન મનવાળા બ્રાહ્મણો પાસે પારાયણ કરાવવું. પછી સારો વખત જોઈ એક મોટા કળશની સ્થાપના કરવી. સોનાનો, રૂપાનો અથવા માટીનો કલશ સ્થાપવો. સારી મટોડી આણી વેદિકાને સારી રીતે લીપવી. ત્યાં ઘઉં તથા જળ વેરવા. મંત્રના વિધાનવડે ત્યાં કળશની સ્થાપના કરવી. તે કળશમાં તીર્થનું પવિત્ર પાણી રેડવું તથા તેમાં પંચરત્ન નાંખવું. હે વિષ્ણો! કળશસ્થાપનામાં ચિત્રા તથા વૈધૃતિનો ત્યાગ કરવો. જો ચિત્રા નક્ષત્રમાં કુંભ સ્થાપન કરવામાં આવે તો ખરેખર રાજ્યનો નાશ થાય. વૈધૃતિમાં કરવાથી પુત્ર તથા ધાન્યની હાનિ થાય. માટે હે હરિ! ચિત્રા તથા વૈધૃતિમાં કુંભ સ્થા-

પન કરવો નહીં. શ્રીવિષ્ણુ ભગવાન્ બોલ્યાઃ-શા માટે ચિત્રા તથા વૈધૃતિમાં કુંભ સ્થાપવાનો નિષેધ કરવામાં આવ્યો છે? તે હે શંકર! મને કહો. શિવ બોલ્યાઃ-હે વિષ્ણો! તેનું કારણ કહું તે તમે સાંભળો. અગાઉ પુષ્કલ દ્વીપ વિશે બભ્રુવાહન નામનો રાજા હતો. તેની સ્ત્રીનું નામ સત્યવતી હતું. તેને ગૌતમ નામનો પુરોહિત હતો. તેનું રાજ્ય સંપૂર્ણ રીતે આપત્તિ વિનાનું હતું. તેને ઘેર ચાકર, હાથી, પાયદળ, રથ, ધન, ધાન્ય તથા ઘણાં દાસ દાસીઓ હતાં. એક વખત શરત્ ઋતુના આશ્વિન્ માસ વિશે દુર્ગોત્સવ નિમિત્ત બ્રાહ્મણો ત્યાં આવ્યા. તે વખતે પ્રતિપદા ચિત્રા નક્ષત્રથી વ્યાપ્ત હતી તથા વૈધૃતિનો યોગ આવ્યો હતો. દેવોનું અર્ચન તથા કુંભની સ્થાપના કરવા વિશે રાજાને સંશય ઉત્પન્ન થયો. રાજાએ બ્રાહ્મણોને પૂછયું કે, કુંભ ક્યારે સ્થાપન કરવો? બ્રાહ્મણોએ કહ્યું કે, ચિત્રા તથા વૈધૃતિનો ત્યાગ કરી કળશ સ્થાપન કરો. અથવા તો હે રાજેંદ્ર! સ્વાતિના પાછલા ભાગમાં કરો. ગૌતમ કે જે તેનો પુરોહિત હતો તેણે તેમ કરવાની ના કહી. બ્રાહ્મણો માંહે માંહે મોટો વાદ વિવાદ કરવા લાગ્યા. રાજાને સંશય થયો કે, હવે મારે શી રીતે કરવું? તેની રાણી સત્યવતીએ કહ્યું કે, ફળ તેમ જ દોષનો વિચાર કરી કાર્ય કરવું. આપણે મૂઢ બની કાર્ય કરવું તે ઠીક નહીં. જેમ ફળ જોવાનું છે તેમ દોષ વિશે પણ જોવું જોઇએ. રાજા ગૌતમ બ્રાહ્મણના વચનથી મોહિત થઇ, બીજા બ્રાહ્મણો તથા પોતાની રાણીનું કહેવું નહીં માની, ચિત્રામાં કુંભની સ્થાપના કીધી. આથી તેનું રાજ્ય શત્રુઓએ હરણ કરી લીધું, તેનાં ધન તથા ધાન્યનો નાશ થયો તથા તેના પુત્રો પણ નાશ પામ્યા. આથી ચિત્રામાં કુંભની સ્થાપના કરવી નહીં.

પહેલાં એક પ્રસેનજિત્ નામે રાજા હતો, જે ધન ધાન્ય વિગેરે સમૃદ્ધિથી પરિપૂર્ણ હતો. તેણે વૈધૃતિમાં કુંભની સ્થાપના કીધી. તેથી તે મરણ પામ્યો તથા પ્રેતપણાંને પામ્યો. તેનું રાજ્ય નાશ પામ્યું. આથી વૈધૃતિ અતિનંદ્ય છે. આથી ચિત્રા તેમ જ વૈધૃતિ વર્જ્ય છે. હસ્ત નક્ષત્રમાં કળશ સ્થાપના કીધી હોય તો

પૃથ્વીપર સારી વૃષ્ટિ થાય છે. પ્રતિપદા સંપૂર્ણ ચિત્રાયુક્ત હોય, તેમ જ આગલા દિવસે પણ ચિત્રા ગઇ હોય તો પાછળના સમય વિશે સ્થાપના કરવી. વૈધૃતિ હોય અને અભિજિત્ નક્ષત્ર હોય તો મધ્યાહ્ન સમયે સ્થાપના કરવી. આગલા દિવસે ચિત્રા નક્ષત્ર હોય તો પાછળના વખતની અંદર થઇ શકે. આ રીતે આવ્યું હોય તો રાત્રીના સ્થાપના કરી હોય તો તે પણ ચાલે. જ્યારે ચિત્રાનો છેડો આવે ત્યારે સ્થાપના કરવી. સંગવકાળ–દિવસના દ્વિતીય ભાગ વિશે કરવાનો કાંઇ નિયમ નથી. જ્યારે પ્રતિપદા આગલા દિવસે થોડી ગઇ હોય તથા બીજે દિવસે પણ પ્રતિપદા થોડી હોય તો તે દિવસે સ્થાપના કરવી, એ ઉત્તમ પક્ષ છે. અમાવાસ્યા યુક્તા પ્રતિપદાને દિવસે સ્થાપના કરવી તે નિંદ્ય છે. જો અમાવાસ્યા વ્યાપિની પ્રતિપદામાં સ્થાપના કીધી હોય તો અવશ્ય દુકાળ પડે. મરકીનો રોગ થાય તથા રાજા મરણ પામે. પડવાને દિવસે ચિત્રા અને વૈધૃતિ હોય તો પ્રતિપદ્ પછી બે મુહૂર્ત લગીમાં કુંભ સ્થાપન કરવો.

આમ સ્થાપના કરવાથી મહાન્ સુવૃષ્ટિ થાય અને પ્રજાનું શુભ, ક્ષેમ તથા આરોગ્ય થાય. પડવાની વૃદ્ધિ હોય તો પાછળનો પડવો લેવો. પડવાનો ક્ષય હોય તો પ્રતિપદાનો પ્રથમ જ ભાગ લેવો. એ રીતે સારો વખત જોઇ કળશ સ્થાપન કરવો. કળશની સ્થાપના થયા પછી તેનાપર દેવોની સ્થાપના કરવી. આખા ચોખાવડે બ્રહ્મા, વિષ્ણુ મહેશ્વરાદિની સ્થાપના કરવી. તેની સમીપમાં દુર્ગાની પ્રતિમાને સ્થાપવી. પછી દેવી પૂજન માટે તેનો યંત્ર ગોરોચન તથા કસ્તુરીના ચંદનવડે કરવો. આઠ ખૂણાવાળું અષ્ટદળ કાઢવું. આ અષ્ટદળના મધ્યમાં ચક્રની આકૃતિ કરવી. છ ખૂણાવાળું ચંડિકાનું સ્થાન કાઢવું. તેની વચમાં ત્રિકોણ આકૃતિ કાઢવી. પૂર્વાદિ આઠે દિશાઓમાં ધ્વજા કાઢવી. ત્રણ ખૂણાવાળા ખાનામાં બીજના પ્રથમ ત્રણ અક્ષર લખવા. છ ખૂણામાં પછીના છ અક્ષરો અનુક્રમે લખવા. પદ્મનાં મધ્ય વિશે સ્વર શબ્દ લખવો. ત્રિકોણના મધ્ય વિશે ઉત્તમ એવો માયા બીજ લખવો. ષટ્કોણ મધ્યે અષ્ટાક્ષર લખવા. આ રીતનો યંત્ર લખી તેનાપર દુર્ગાદેવીની

સ્થાપના કરવી. પછી મહાદેવીની પૂજા કરવી. આ સર્વ મેં તમને કહ્યું. હવે બીજું શું તમો પૂછવા માંગો છો ?

ततःपूजा महादेव्याः कुर्यात् वैदेशिकात्ततः
एतत्सर्वं यथोक्तं ते किमन्यत् परिपृच्छसि ॥

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हरजीनाप्रसिद्धी कृते गुर्जरभाषान्तरे सप्तमोऽध्यायः ॥ ७ ॥

# અધ્યાય ૮ મો.

## દુર્ગાનો પૂજન વિધિ.

श्री विष्णुरुवाचः-कथं पूज्या महादेव दुर्गादेवी मनीषिभिः
एतद्विस्तरतो ब्रूहि सर्वं श्राव्यं मया विभो ॥

શ્રી વિષ્ણુ ભગવાન્ બોલ્યા;-દુર્ગાદેવીનું પૂજન કેવી રીતે કરવું ? તે મારી સાંભળવાની ઇચ્છા છે, માટે વિસ્તારથી મને કહો. શિવ બોલ્યાઃ-આશ્વિન્ માસના શુક્લ પક્ષને વિશે નવરાત્રીનો આરંભ કરી, દુર્ગાની પૂજા કરવી. કાં તો ફલાહાર કરી રહેવું, એક ભુકતા જમવું અથવા હવિશ્યાન્ન જમીને રહેવું. પૂજા કરતાં સૂધી તો કશું પણ ખાવું નહીં. નવરાત્રીના જેટલા દિવસ હોય તે કરતાં એક દિવસ પણ વધારે પૂજનમાં ગાળવો નહીં. જે માણસ જાણી જોઇને અથવા અજાણ્યાં તેમ કરે છે તો તેને પરલોક વિશે પીડા થાય છે તથા તે પ્રેતપણાંને પામે છે. કેવળ ઉપવાસ કરવાથી દેવીને પીડા થાય છે. પૂજન કરવામાં તિથિનો લોપ પણ કરવો નહીં. હવે દુર્ગાનું પૂજન કહું છું, તે આપ સાંભળો. પડવાને દિવસે એક કુંભ સ્થાપન કરવો તથા મહિષને હણનારી દેવીનું વિધિયુક્ત પૂજન કરવું. વેદનું પારાયણ કરવું અથવા કરાવવું. સપ્તસતી ચંડીનો પાઠ કરવો, તેમાં પહેલે દિવસે એક એમ અનુક્રમે નવમે

દિવસે નવ પાઠનો જપ કરવો અથવા કરાવવો. સંકલ્પ કરી પૂર્વે કહ્યા પ્રમાણે ન્યાસો કરી, મૂલ મંત્રથી પૂજાદ્રવ્યનાપર પ્રોક્ષણ કરવું. હસ્તના પૃષ્ઠ ભાગથી મુદ્રા કરવી. પાણી વિગેરે પૂરી અર્ઘ પાત્ર તૈયાર રાખવાં. વિધિ પ્રમાણે ચંદન, અક્ષત તથા પુષ્પ તૈયાર કરવાં. સઘળાં તીર્થોનું ધ્યાન ધરવું. અર્ઘના પાણીથી પૂજાદિ દ્રવ્યનું પ્રોક્ષણ કરવું. પોતાના ગુરુના ચરણોનું પૂજન કર્યા પછી ષટ્ કોણ વિશે મહાકાલી તથા ત્રિકોણ વિશે સરસ્વતીની દક્ષિણોત્તર દિશા વિશે સ્થાપના કરવી. અઢાર ભુજાવાળી મહાલક્ષ્મી દેવીનું ધ્યાન ધરવું. મૂલ ત્રણ બીજવડે ત્રણ પીઠોનું પૂજન કરવું. ૐકાર પ્રથમ પીઠ કહેવાય છે, પૂર્ણ પીઠ બીજો તથા કામ પીઠ ત્રીજો કહેવાય છે, તે સર્વેનું પૂજન કરવું. પીઠની પૂર્વાદિ ભાગ વિશે ગણેશાદિ ચાર દેવોનું સ્થાપન કરવું. તે દેવો નીચે પ્રમાણેઃ– ગણેશ, ક્ષેત્રપાળ, ધર્મ તથા જ્ઞાન.

અગ્નિઆદિ દિશાઓમાં જયા, વિજયા, વૈજયંતી તથા અપરાજિતા નામની ચાર દેવીની સ્થાપના કરવી. પીઠના મધ્ય ભાગને વિશે રહેલી દેવીનું નામ મંત્રવડે પૂજન કરવું. પ્રાગાદિ દિશાઓમાં અગિયાર અને બાર મળી ત્રેવીશ દેવીઓ કહેવાઈ છે. તેનાં નામઃ–સુરેશા, વિષ્ણુમાયા, ચેતના, બુદ્ધિ, નિદ્રા, ક્ષુધા, છાયા, તૃષ્ણા, ક્ષાંતિ, જાતિ, લજ્જા, શાંતિ, શ્રદ્ધા, કાન્તિ, લક્ષ્મી, ધૃતિ, વૃત્તિ, સ્મૃતિ, તુષ્ટિ, પુષ્ટિ, માયા તથા ભ્રાંતિ. દ્વારભાગ વિશે આધારાદિ દેવોનું પૂજન કરવું. અર્ઘ તથા પાદ્ય વિગેરેથી માતૃમંડળનું બીજ મંત્રવડે પૂજન કરવું. બ્રહ્માણીનું અર્ઘપાદ્યથી અર્ચન કરવું. પૂર્વ દિશામાં વૃષભવાહનવાળી માહેશ્વરીનું પૂજન કરવું. ગરુડાસનવાળી વૈષ્ણવીનું દક્ષિણ દિશા વિષે પૂજન કરવું. વારાહીનું પશ્ચિમ દિશામાં તથા ઉત્તર દિશામાં નારસિંહીનું પૂજન કરવું. ષટ્કોણ વિશે નંદજાદિનું ક્રમવડે પૂજન કરવું. કાલ્યાદિનું ત્રિકોણ વિશે બીજ મંત્રથી પૂજન કરવું. ત્યારપછી દુર્ગાદેવીનું ધ્યાન ધરવું. **कल्याणजननीं देवीं कामदां करुणाकरां। अनंतशक्तिसंपन्नां दुर्गामावाहयाम्यहम्** એ મંત્રથી દુર્ગાનું આવાહન કરવું. **कात्यायनि महा दुर्गे चामुंडे शंकरप्रिये पाद्यं गृहाण देवेशि भद्रकालि नमोऽस्तु ते** એ મંત્રથી આસન આપવું. **जगत्पूज्ये त्रिलोकेऽस्मिन् सर्वदानवजृंभिणि। अष्टगंधं गृहाण त्वं**

देवि विश्वार्तिहारिणि એ મંત્રથી પાદ્ય કરવું. પછી સ્નાન કરાવવું. वस्त्र-स्वच्छं महार्हं वै पट्टसूत्रविनिर्मितं गृहाण सुभगे देवि पट्टकूलं सुरार्चितं આથી વસ્ત્ર પહેરાવવું. પછી અલંકારાદિ પહેરાવવાં. श्रीखंडागरुकर्पूररोचने-नाभिसंयुतं गृहाण गंधं देवेशि सर्वकामफलप्रदे આ મંત્રથી ગંધ કરવું. પછી પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય, ફૂલ, મુખવાસ તાંબૂલ, દક્ષિણા, નિરાજન, પ્રદક્ષિણા તથા મંત્રપુષ્પાંજલિ આદિ, દેવીના મંત્રોથી કરવાં. પહેલાં કહેલા ન્યાસો કરવા. સપ્તસતીનો પાઠ કરવો. પ્રથમ ચરિત મધુકૈટભના વધ સંબંધી કહેવાય છે. પછી મહિષાસુરના ઘાત સંબંધી દ્વિતીય ચરિત કહેવાય છે. શુંભાદિના વધ સંબંધી ચરિત ઉત્તર ચરિત કહેવાય છે. આ થયા પછી મૂલ મંત્રનો એકસો આઠ વાર જપ કરવો. આઠ ભૈરવો તથા આઠ લોકપાળોનું યજન કરવું. નવ ગુર્વાદિનું અનુક્રમે પાદ પીઠપર પૂજન કરવું. ત્રિકોણ ચક્ર વિશે ગૌરી સહિત રુદ્રનું પૂજન કરવું. હૃષિકેશ સહિત મહાલક્ષ્મીનું પૂજન કરવું.

સરસ્વતી સહિત બ્રહ્માનું પૂજન કરવું. આ સર્વેનું પૂજન થયા બાદ કુમારીદેવીનું પૂજન કરવું. બે વર્ષથી માંડી દશ વર્ષ સૂધીની કન્યાનું પૂજન કરવું. બે વર્ષની અને ત્રણ વર્ષની કુમારી ત્રિપુરા કહેવાય. ચાર વર્ષની કલ્યાણી, પાંચ વર્ષની રોહિણી, છ વર્ષની કાલી, સાત વર્ષની ચંડિકા, આઠ વર્ષની શાંભવી, નવ વર્ષની દુર્ગા તથા દશ વર્ષની સુભદ્રા કહેવાય છે. દેવી પૂજનમાં મોટી કન્યા ખપ લાગે નહી. વિવાહ થઇ ગયા પછી તે કન્યા પૂજનમાં ખપ લાગતી નથી. કુમારીપૂજનથી દુઃખનો ક્ષય તથા શત્રુનું દમન અને આયુષ્યની વૃદ્ધિ થાય છે. ત્રિપુરા કન્યાના પૂજનથી ત્રણ પ્રકારનું સુખ મળે છે. કલ્યાણીપૂજનથી કલ્યાણની વૃદ્ધિ થાય છે. રોહિણી-પૂજનથી સર્વ કામની સમૃદ્ધિ થાય છે. કાલી કન્યાના પૂજનથી શત્રુનો નાશ, ચંડી કન્યાના પૂજનથી સંગ્રામ વિશે જય તથા સુભદ્રાથી સર્વ અભીષ્ટની સિદ્ધિ થાય છે. માટે કુમારીપૂજન અવશ્ય કરવું. આ કુમારી પૂજન દરરોજ એકેકીનું કરવું અથવા પહેલે દીવસે બે, બીજે દિવસે ચાર એમ બેવડી કુમારીઓનું અર્ચન કરવું. બ્રાહ્મણ કન્યા સર્વ કાર્યમાં ઉત્તમ, ક્ષત્રિય કન્યા જય માટે, વૈશ્ય કન્યા લાભ અર્થે તથા ક્ષેમ અર્થે શૂદ્ર વંશની કન્યા લેવી. અંત્યજની કન્યા, ઘણાં રુવાં-

વાળી, રોગવાળી, કાણી, ખોડી, બેડોળ, ખોડ ખાંપણવાળી, કોઢવાળી તથા દોષવાળી કન્યાનો ત્યાગ કરવો. આત્મકુલ વિષે ઉત્પન્ન થયલી કન્યા સર્વ સિદ્ધિ અર્થે પૂજનમાં ઉત્તમ છે. દરેક દેવીઓના જૂદા જૂદા મંત્રોથી તે તે કન્યાનું પૂજન કરવું. ગંધ પુષ્પાદિકવડે પૂજન કર્યા બાદ નાનાં પ્રકારનાં સ્વાદિષ્ઠ પકવાન્ન તેઓને જમાડવાં. જેઓને મદ્ય તથા માંસ ખપતું હોય તેઓએ મદ્ય માંસ જમાડી, ભૂષણાદિ આપી, કન્યાઓને સંતુષ્ટ કરવી.

આ રીતે દરરોજ કન્યાપૂજન કરવું. ચોંસઠ યોગિનીઓનાં જૂદાં જૂદાં નામોવડે યોગિનીનું પૂજન કરવું. જેવાં કે જગન્નેતા, સિંહમુખી, ગૃધ્રાસ્યા, મહેશ્વરી, ઉષ્ટ્રગ્રીવા, હયગ્રીવા, કાલરાત્રી, નિશાચરી, નિશા, કંકાલી, શૈંદ્રી, ચીત્કારા, વારાહી, શરભા અને સ્થૂલકેશી વિગેરે નામો જાણી દેવીનું પૂજન કરે, તો તેનાં સર્વ વિઘ્નો નાશ પામે. આ રીતે ત્રણ કાળ પૂજન કર્યા પછી રાત્રીનાં જાગરણ કરવું. એક મૂર્તિ સોનાની, રૂપાની કે મટોડીની કરાવવી. પડવાને દિવસે શું શું કરવું તે મેં તમને કહ્યું. હવે બીજને દીવસે વધારામાં બે કુમારીનું પૂજન તથા જાગરણ વિગેરે ગયા દિવસની માફક કરાવવું. રાત્રિના પ્રતિમાનું રાતાં તથા સફેદ પુષ્પ તથા ધૂપદીપાદિવડે પૂજન કરવું. નવમીના દિવસ સૂધી અખંડ દીપ રાખવો. આ રીતે ત્રીજ, ચોથ, પાંચમ, છઠ તથા સાતમોને દિવસે નાનાં પ્રકારનાં પુષ્પો તથા ધૂપોથી પૂજન કરવું. અષ્ટમીને દિવસે સવારમાં વહેલાં ઉઠી, જગદંબિકા એવી મહાદેવીનું પંચામૃતથી સ્નાન કરવું. મોતી તથા પુષ્પોની માળા પહેરાવવી. વિદ્યાની ઇચ્છાવાળાએ આ દિવસે પુસ્તકની સ્થાપના કરી, મૂલ મંત્રથી સરસ્વતી દેવીનું પૂજન કરવું. તે દિવસે ભણવું નહિ તેમ જ ભણાવવું નહીં. તે દિવસે પુસ્તકની સ્થાપના કીધા પછી જે મૂઢબુદ્ધિ પાઠ લે છે, તેનાં વર્ષો થયાં કીધેલાં પુણ્યોનો ક્ષય થાય છે. ધનનો નાશ તથા ઉદ્વિગ્ન ચિત્તવાળો થાય છે. જેને વિદ્યાની કામના, તેમ જ ધનકામના હોય તેણે પુસ્તક વિશે રહેલી સરસ્વતી–સાવિત્રી દેવીનું યજન કરવું. પુસ્તક સ્થાપના થયા પછી તે શ્રવણ કીધા પછી, તેનું વિસર્જન કરવું. પૂજન પછી દુધનું દેવીને પાન કરાવવું. આ કરવાથી મહાકાલી સંતુષ્ટ થાય છે. મદ્ય

રાત્રી વિશે કરાયલો હોમ સુખ આપનાર થાય છે. આ રીતનું પૂજન મેં તમને કહ્યું. હવે બીજું શું પૂછવા ઇચ્છો છો?

**मध्यरात्रौ तु कर्तव्यो देवीहोमो सुखप्रदः ।**
**एतत्ते पूजनं प्रोक्तं किमन्यत् परिपृच्छसि ॥**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना प्रसिद्धीकृते गुर्ज्जरभाषान्तरे अष्टमोऽध्यायः ॥८॥



# અધ્યાય ૯ મો.



## દેવી હોમનો વિધિ.

**श्रीविष्णुरुवाचः–कथं होमः प्रकर्तव्यो देवीप्रीतिकरः प्रभो ।**
**कस्मिन् काले महादेव एतद्विस्तरतो वद ॥**



શ્રીવિષ્ણુ ભગવાન્ બોલ્યાઃ–દેવીને રંજન કરે એવો હોમ કેવી રીતે તથા કયે સમયે કરવો? તે સર્વ હે મહાદેવ! વિસ્તારથી મને કહો. શિવ બોલ્યાઃ–હવનનો વિધાન હું કહું છું તે તમે સાંભળો. અષ્ટમીને દિવસે મધ્ય રાત્રીએ કરવો અથવા નવમીને દિવસે કરવો. પૂજનના પાછલા વખતમાં પાડાનો વધ દેવીની પ્રીતિ સંપાદન કરવા રાજાએ ખડ્ગવડે કરવો. અથવા સાંગવડે બકરાનો વધ કરવો. જો તેમ ઠીક ન લાગતું હોય તો ભુરું કોળું છેદન કરવું. કુષ્માંડ બ્રાહ્મણને દાનમાં આપવું નહીં. મહિષને બદલે શ્રીફળનું છેદન કરવું નહિ. રક્ત, માંસ તથા દારુથી વિધિ પ્રમાણે બલિદાન આપવું. સારા પ્રતિષ્ઠિત બ્રાહ્મણ પાસે અડદનું બલિદાન અપાવવું. દેવી પૂજન વિશે સઘળા દિવસોમાં અષ્ટમી શ્રેષ્ઠ કહેવાય છે. કારણ એ દિવસે મહાકાલી નામની દેવી ઉત્પન્ન થઇ. ઉત્તરાષાઢા નક્ષત્રમાં દેવીપૂજન થાય તો દુઃખ આવી પડે છે. અષ્ટમીને દિવસે સૂર્ય અસ્ત થયા પછી હોમનો આરંભ કરવો. નવમીવિદ્ધા અષ્ટમી

હોય તો તેમ કરવું નહીં. તેમ કરવાથી મહાન્ સુખનો નાશ થાય છે. સ્ત્રી, પુત્ર, ધન, રાજ્ય તથા આયુષ્ય વિગેરેનો નાશ થાય છે. જો અજાણથી પરવિદ્ધા અષ્ટમીમાં હોમ કીધો હોય તો પાંચ અથવા દશ વર્ષ દુષ્કાળ પડે છે, રાજા તરફથી પીડા થાય છે. ભદ્રામાં અષ્ટમીને દિવસે હોમ કરવાથી માણસને આરોગ્યતા મળે છે. તેમ જ અષ્ટમી સપ્તમીવિદ્ધા હોય તો નવમીને દિવસે હોમ કરવો. પણ જો તે જ દિવસે પારણું કરે તો તેનું પુણ્ય ફોકટ છે. અષ્ટમીના વધઘટને લીધે આગલે દિવસે પારણાં કરવાં પડે તો રાત્રીનાં હોમ કરી લેવો. નવમીને દિવસે સંગવ કાળ વિષે પારણું થાય તો તે પણ સારું. દુર્ગાનાં પારણાં વિશે દિવસ વધારવો નહી. પારણું કરવાનો દિવસ મૂકી બીજે દિવસે કરે તો તેના ઘરમાં અશુભ થાય છે.

આમ દિવસ વધારી દશમીને દિવસે પારણું કરે તો તેના રાજ્યનો નાશ તથા દુર્ભિક્ષ પ્રાપ્ત થાય છે અને તે રાજ્ય રાજા વિનાનું થાય છે. તેથી નવમીમાં પારણું કરવું. અષ્ટમીને દિવસે જ્યારે હોમ થાય તે વખતે સહેજ પ્રાશન કરવું. પછી નવમીમાં પારણું કરવી. નહીં તો તેને વિઘ્ન આવે છે. આ રીતે કરવાથી તેનાં કુળની વૃદ્ધિ થાય છે. દશમીમાં થાય તો કુળનો નાશ થાય છે. દશમીમાં પારણું કરવાથી ઘણું ધન પ્રાપ્ત થતું નથી. પુષ્કલ રાજા નવમીમાં પારણું કરવાથી પુષ્કળ ધનને પ્રાપ્ત થયો હતો. જ્યારે દેવીપૂજનનો આરંભ થઈ ગયા પછી વચમાં સૂતક આવી પડે તો દશમીમાં પારણું કરવું. સૂતકમાં પણ બલિદાન, કુમારી-પૂજન વિગેરે દેવીને ઉદ્દેશી કરવાથી તેને પાપ લાગતું નથી. શક્તિ પ્રમાણે સૂતક નિમિત્ત દાન આપવું. પુરુષોત્તમ માસમાં દેવીપૂજન કરવું નહી. જો કરે તો તે નિષ્ફળ જાય છે. હવે હોમનો પ્રકાર કહું છું તે તમે સાંભળો. બ્રાહ્મણે દેશ, કાળ તથા કામના આદિનો વિચાર કરી, વિધિ પ્રમાણે હોમ કરાવવો. આઠ પ્રકારનાં સંસ્કારો કીધા પછી અગ્નિની સ્થાપના કરવી. માયા બીજથી ધેનુ મુદ્રા વિગેરે કરવી. મૂલમંત્રથી દર્ભવડે પૃથ્વીપર લેપન કરવું. દર્ભના અગ્ર ભાગવડે જમીનને ઉલ્લેખન કરવી તથા દર્ભવડે

પાણીનું પ્રોક્ષણ કરવું. પછી મૂલમંત્રથી કુંડનું પૂજન કરવું. મૂલમંત્રથી સમીકરણ, યોનીમુદ્રા તથા લિંગમુદ્રા વિગેરે કરવી. દક્ષિણ દિશામાં ચંડીના પાઠને જાણનાર બ્રાહ્મણને બેસાડવો. પછી સમુહન તથા પરિસ્તરણ વિગેરે કરવું. ઘી તથા હોમની સામગ્રી તૈયાર કરવી. લાકડાં તથા છાણાંથી અગ્નિ સ્થાપન કીધા પછી સરવાથી ઘીની આહુતિઓ આપવી. નવાક્ષર મંત્રથી આઠ આહુતિઓ પ્રથમ આપવી. પછી મધ, ઘી તથા ખાંડ એ ત્રણવડે પ્રધાન હોમ કરવો. આ હોમમાં દૂધપાક, તલ, જવ, શ્રીફળ, નાનાં પ્રકારનાં ફૂળો, સર્ષવ, સોપારી, ધાણી, દુર્વાંકુર, પુષ્પ, રક્તચંદન, ગુગળ વિગેરે પદાર્થોનો હોમ આપવો. ચંડીના [illegible]વડે હોમ કરવો, તેમાં પ્રથમ કવચ કરવું. પછી અર્ગલા તથા કીલક વિગેરે કરવાં. તે કીધા પછી પ્રત્યેક ચંડીના શ્લોકવડે સઘળાં દ્રવ્યોનો હોમ કરવો. નવાક્ષર મંત્ર અથવા नमो देव्यै એ મંત્રથી હોમ કરવો. પછી નવસતી જેવાં કે નંદા, રક્ત દંતિકા, શાકંભરી, દુર્ગા, ભીમા, ભ્રામરી, કાલિકા, શિવદૂતી વિગેરે દેવીઓનાં નામ દઈ હોમ કરવો. ત્યાર પછી સ્વિષ્ટકૃત હોમ કરવો. અછિન્ન ધારાથી મૂલ મંત્રવડે ઘીથી હોમ કરવો. હોમ કીધા પછી શેષ કર્મની સમાપ્તિ કરવી. પછી બ્રાહ્મણોએ અભિષેક કરવો. બ્રાહ્મણોને નાનાં પ્રકારનાં દાનો આપવાં. રાત્રીનાં દુર્ગાની પ્રીતિ સંપાદન અર્થે જાગરણ કરવું.

**नानाविधानि दानानि देयानि ब्राह्मणादिषु ।**
**रात्रौ जागरणं कुर्यात् दुर्गाप्रीतिकरं महत् ॥**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मजहिरजीना प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे नवमोऽध्यायः ॥ ९ ॥



# અધ્યાય ૧૦ મો.

## નવરાત્રી વ્રતની ફલશ્રુતિ.

**श्रीशिव उवाच–होमांते नवम्यांते ब्राह्मणान् भोजयेत्सदा ।
क्षीराभैर्मधुरान्नैश्च दधिमध्वाज्यखंडकैः ॥**

શ્રીવિષ્ણુ ભગવાન્ બોલ્યાઃ–હોમ થયા પછી નવમીમાં બ્રાહ્મણોને જમાડવા. ક્ષીર, દહી, ઘી વિગેરેનાં પદાર્થોવડે ભોજન કરાવવું. નવ કુમારિકાઓને ભોજન કરાવવું. સદ્ભક્તિથી રાત્રીનાં બલિદાન વિગેરે કરવું. દશમીને દિવસે મહાન્ ભક્તિથી પ્રતિમાનું પૂજન કરવું, દેવીની પ્રતિમાને રથમાં બેસાડી, ગીત, વાદ્ય તથા વેદના ઘોષ સહિત ગામમાં ફેરવી, તેનું વિસર્જન કરવું. બ્રાહ્મણોને નાનાં પ્રકારનાં દાનો આપવાં. પછી પોતે બંધુ વર્ગ સહિત ભોજન કરવું. આ રીતે મેં આપને દેવી પૂજનનો વિધિ કહ્યો. નવરાત્રીનું આ રીતે વ્રત કરવાથી પૃથ્વી વિશે સહસ્ર યજ્ઞ કર્યા જેટલું ફળ મેળવે છે. જે પુરુષ અથવા સ્ત્રી દેવમંદિર વિષે ઘેર અથવા તીર્થ વિષે જો નવરાત્રીનું વ્રત કરે છે તો તેને ઇચ્છિત ફળ મળે છે. ધન રહિત પુરુષ આ વ્રત કરવાથી ધન મેળવે છે. આ વ્રત દિવસમાં એક ભુકતા ખાવાથી, હવિષ્યાન્ન જમીને, નક્ત ભોજન કરી, ફલાહાર કરવાથી અથવા એકલા અષ્ટમીને દિવસે ઉપવાસ કરવાથી નવરાત્રી કરવા જેટલું ફળ મેળવે છે. સધવા અથવા વિધવા નવરાત્રીનું વ્રત કરે નહી તો તે ઘણી દુઃખી થાય છે. જે પુરુષ લોક વિશે નવરાત્રી કરતો નથી, તે જડ, મંદ, મૂર્ખ, પ્રજારહિત તથા ધન વિનાનો થાય છે. માટે સર્વ મનથી નવરાત્રીનું વ્રત કરવું. નવરાત્રીનું વ્રત કરનાર પુરુષ વાંછિત સિદ્ધિ મેળવે છે. તેમ જ પુત્રપૌત્રાદિ વિગેરે સંપત્ મેળવે છે તથા માતા તેનાપર સંતુષ્ટ રહે છે. દેવીના પૂજન માત્રથી તેના ઘર વિશે સુખશાંતિ થાય છે. નવરાત્રી વ્રતમાં વિશેષમાં હું કહું તે તમે સાંભળો. નવમીસૂધી દરરોજ જૂદાં જૂદાં

શસ્ત્રોનું પૂજન કરવું. પ્રતિપદામાં ખડ્ગનું પૂજન કરવું, બીજને દિવસે ધનુષ્ય, તૃતિયાને દિવસે ચક્ર, ચતુર્થીને દિવસે નિર્મળ ચર્મ, પંચમીમાં શૂલ, છઠને દિવસે પરશુ, સપ્તમીને દિવસે ગદા, અષ્ટમીને દિવસે શક્તિ અને નવમીને દિવસે દેવીનાં સઘળાં આયુધો સહિત પૂજન કરવું. દરરોજ ગજ તથા અશ્વનું પૂજન કરવું તથા દરરોજ તેઓને અભિષેક કરવો. પ્રથમ ઉચ્ચૈઃશ્રવસ્ થયો, માટે અશ્વોનું પૂજન પ્રથમ કહેવાયું છે. પડવાથી નવમી સૂધી અડદનો લોટ, ગોળ, ઘી તથા મધથી યુક્ત એકેક પિંડ અશ્વને તથા ગજને ભક્ષણ કરવા આપવો. પ્રથમ ગજ તથા અશ્વને નમી, પછી તેનો પૂજનારંભ કરવો. ઘોડાને જોડવો નહીં, તેનાપર સ્વાર થવું નહીં તથા તેને [illegible]વો નહીં. અશ્વોનું ચંદન, ધૂપ તથા પુષ્પોથી જૂદાં જૂદાં નામોથી પૂજન કરવું. પહેલો ઉચ્ચૈઃશ્રવસ, બીજો મેઘપુષ્પક, ત્રીજો ક્ષેમકૃત્, ચોથો રાજહંસક, પાંચમો મકરાજય, છઠ્ઠો સુલોચન, સાતમો ભ્રમરાક્ચ, આઠમો કાલકેશ, નવમો સિદ્ધિદાયક. આ રીતનાં નામોથી પૂજન કરવું. પૌરાણિક અથવા વેદમંત્રથી જૂદા જૂદા દિવસ માટે જૂદા જૂદા અશ્વોનાં નામોથી પૂજન કરવું.

હવે નવ ગજોનાં જૂદાં જૂદાં નામો સાંભળો. પહેલો ઐરાવત, બીજો પુંડરીક, ત્રીજો મુકુંદ, ચોથો વામન, પાંચમો સુપ્રતિક, છઠ્ઠો જનક, સાતમો સાર્વ ભૌમ, આઠમો વિજય અને નવમો પુષ્પદંત. આ રીતનાં જૂદાં જૂદાં હાથીનાં નામોથી દરરોજ પૂજન કરવું. અશ્વ પૂજનનો મંત્ર નીચે પ્રમાણે છેઃ गंधर्वकुलजातस्त्वं मा भूयात्कुलनाशकः सत्यवाक्येन मामश्व ब्रह्मणो वरुणस्य च ॥ હાથીના પૂજનો નીચે પ્રમાણે મંત્ર છે. पातु त्वां वसवो रुद्रा आदित्याश्च मरुद्गणा अरिं जहि भो नागेंद्र स्वामिनं परिपालय ॥ આ રીતે હાથીનું ગંધ પુષ્પથી પૂજન કરવું. પછી નવ બ્રાહ્મણોનું નવ નામોવડે પૂજન કરવું. પહેલો મત્સ્યસ્વરૂપ, બીજો કુર્મ, ત્રીજો યજ્ઞવારાહ, ચોથો હરિ, પાંચમો વામન, છઠ્ઠો ભાર્ગવ, સાતમો જાનકીનાથ, આઠમો દેવકી નંદન અને નવમો નારાયણ છે. આ રીતે નવમીના દિવસ સૂધી પૂજન થયા પછી, દશમીને દિવસે સમીવૃક્ષ નીચે શમીસ્થા દેવીનું પૂજન કરવું, જેથી ક્ષેમ તથા વિજય થાય છે. નવમીયુક્તા દશમી

હોય તો પૂજન થઇ શકે પણ દશમીયુક્તા એકાદશી હોય તે દિવસે શમી પૂજન થાય તો તે માણુસનો એક વર્ષ પર્યંત વિજય થતો નથી. પરવિદ્ધા દશમીને દિવસે પરદેશગમન કરવું નહિ. સમી સાંજનો થોડો સમય ધયા પછી સહજ પ્રત્યક્ષ તારા જણાતા હોય તે વખતનો સમય વિજયપ્રદ કહેવાય છે અને તે સર્વ અર્થ સંપાદન કરી શકે છે. હે વિજયે! હે જયે! તને નમસ્કાર કરું છું. હે વિશ્વેશિ! મને રાજ્ય આપો અને શત્રુનો પરાજય કરો. શમી આગળ બેસી વેદના મંત્રોવડે પૂજન કરવું. ભદ્ર રૂપવાળી તથા શિવા એવી દેવીનું પૂજન કરવાથી પુરુષ વિજય મેળવે છે. અમાંગલિકનું તેમ જ દુષ્કૃતિનું શમન કરે છે, નઠારાં સ્વપ્નાં મટાડે છે. શમી દેવી રોગનું શમન કરે છે, તેમ જ શત્રુને પણ સમાવી દે છે. સર્વ પ્રકારનાં પાપને ટાળે છે. અર્જુનના ધનુ-ષ્યને ગ્રહણ કરનારી, રામના શોકનો નાશ કરનારી, લક્ષ્મણની ધાત્રી, અને સીતાના શોકને વિનાશ કરનારી આ દેવી છે. આ શમી દેવી શત્રુનો ક્ષય કરનારી છે. આ સમયે મહિષાર્ચન કરવું, તે મંગળકર્તા છે. બ્રાહ્મણો પાસે સ્વસ્તિ વાચન કરાવવું, પછી ગોળ પ્રાશન કરવો રૂપાનાણું બ્રાહ્મણને દક્ષિણામાં આપવું. પોતે વસ્ત્ર તથા અલંકારાદિ પહેરવાં. પત્ની, પુત્ર, મંત્રી તથા ચાકર વર્ગને વસ્ત્રાલંકારો આપવાં. પૂરનાં માણુસો તથા ચાકરોની બરદાસ્ત કરી, તેમને સુખ થાય એમ કરી આપવું. પૂછી પુરોહિત સાથે પોતાને ઘેર જવું. જતાં રસ્તામાં પૈસા તથા શ્રીફૂળો વેરતાં જવાં. હે અપરાજિતા દેવી! હે સર્વ કામને આપનારી! હું યાત્રા કરીશ માટે તું મારી સિદ્ધિ કરજે. ઘરમાં પેસતાં પહેલાં ગુરુ વિગેરેનું પૂજન કરવું. આ રીતે જે માણુસ વર્ષોવર્ષ મહોત્સવ કરે છે તેને પુત્ર પૌત્રાદિ તથા ધન સુખ વિગેરે આવી મળે છે. તેના રાજ્યમાં મહામારી (મરકી) વિગેરેનો ભય રહેતો નથી. તે પુરુષને નાના પ્રકારના શત્રુઓ થતા નથી. માટે નવરાત્રીનું વ્રત અવશ્ય કરવું. દુર્ગાદેવી તેમ જ હું, જે આ વ્રત કરે છે તેનાપર પ્રસન્ન થઇએ છીએ. જે નિર્ધન ઉપોષણ કર-વામાં અશક્ત હોય અને એક ટાણું જમીને માત્ર વ્રત કરે છે અથવા હવિષ્યાન્ન જમે છે અથવા ત્રણ જ રાત્ર એટલે સાતમ

આઠમ ને નોમને દિવસે અપવાસ કરે છે, નહી તો પહેલા જ પાંચ દિવસ વ્રત કરે છે, તેમ ન બને તો એકલું આઠમને દિવસે ઉપોષણ કરે છે તો તે ધનવાન્ થાય છે. અને જે આ નથી કરતો તે જડ, મૂર્ખ, મંદબુદ્ધિ, પ્રજા વગરનો તથા અધમ થાય છે. તથા પૂર્ણ મનથી નવરાત્રીનું વ્રત કરવું. આ રીતે આપને મેં નવરાત્રીનો મહોત્સવ કહ્યો, જે હે લોકપાલ ! હે જગત્પ્રભો ! લોકનો હિતકર્તા છે.

इति ते कथितं देव नवरात्रीमहोत्सवम् ।
लोकानां हितकामाय लोकपाल जगत्प्रभो ॥

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना प्रीसद्धीकृते गुर्ज्जरभाषान्तरे दशमोऽध्यायः ॥ १० ॥



# અધ્યાય ૧૧ મો.



## નવ તથા શત ચંડીનું વિધાન.

यस्तु कार्यात्सुरश्रेष्ठ भक्त्या वै नवरात्रकम् ॥
लभते वांञ्छितं कामं पुत्रपौत्रादि संपदम ॥ १ ॥

જે માણુસ નવરાત્રીનું વ્રત કરે છે, તેના સર્વ મનોરથ સફળ થાય છે તથા પુત્રપૌત્રાદિ સર્વ સંપત્તિ આવી મળે છે. દેવી તે માણુસપર પ્રસન્ન થાય છે.

શ્રીવિષ્ણુ ભગવાન્ કહે છેઃ– નવચંડીનું વિધાન શી રીતે છે ? તે વિસ્તારથી મને કહો. મહાદેવ કહે છેઃ–સર્વ શુભ વસ્તુને આપનાર નવચંડીનું વ્રત આશ્વિન માસના પડવાથી નવ દિવસ પહોંચે છે. આ નવચંડીનાં નામો નીચે પ્રમાણે છે (૧) નંદા (૨) રક્તદંતિકા (૩) શાકંભરી (૪) દુર્ગહા (૫) ભીમા (૬) ભ્રામરી (૭) કાલિકા (૮) શિવદૂતિકા (૯) અને ઐંદ્રી. દિવસ ઉગતાં ચંડીનું પૂજન કરી તેને ભક્તિવડે દુધ, દહી અને ઘીવડે યુક્ત

નૈવેદ્ય ધરવું તથા રોજ પુષ્પ, ધૂપ વિગેરેથી પૂજન કરવું. ગુરુને બેવડી દક્ષિણા આપવી તથા પચાસ અથવા વીશ બ્રાહ્મણ જમાડવા. થોડામાં કરવું હોય તો છ અથવા ત્રણ બ્રાહ્મણ જમાડવા. મંડપાદિ કરીને ચંડીનો પાઠ કરાવવો. આ કરવાથી ભૂત પ્રેતાદિનો તથા શત્રુનો નાશ થાય છે. હવે બીજું શું સાંભળવા ઇચ્છો છો તે કહો. વિષ્ણુ ભગવાન્ કહે છેઃ–ઘોર ઉત્પાતો કેવી રીતે શાંત થાય તે મારાપર કૃપા લાવીને મને કહો. મહાદેવ કહે છેઃ–શત ચંડી કરવાથી સર્વ ઉપદ્રવનો નાશ થાય છે તથા શાંતિ પ્રસરે છે. દેવીના મંદીરે, શિવાલયે, કોઇ દેવાલયમાં, સુતીર્થને વિષે, ગૌશાળામાં, બ્રાહ્મણને ઘેર અથવા તો પવિત્ર એવા પોતાના ઘર વિષે ચંડિકાનું યજન થવું જોઈએ. ચાર દ્વારવાળો, દશ અથવા બાર હાથના વિસ્તારવાળો સોળ સ્તંભથી તથા પુષ્પ પલ્લવવડે યુક્ત મંડપ કરવો. નીલોત્પલવડે અથવા શ્વેત રક્ત પુષ્પોવડે તેને શણગારવો. સારા સુપ્રતિષ્ઠિત દશ બ્રાહ્મણનું વરણ કરવું. ઇશાન કોણને વિષે વિધિવડે કુંભ સ્થાપવો, મધુપર્કાદિ કરાવવો. વાયવ્ય દિશાને વિષે એક કુંડ સ્થાપવો. એક પલની સુવર્ણની મૂર્તિ બનાવવી. જો તેમ ન બને તો અર્ધા પલની બનાવવી. તે મૂર્તિને આઠ ભુજા હોવી જોઈએ. આ રીતની મૂર્તિને વચમાં સ્થાપન કરવી. પછી ક્રમ પ્રમાણે પુણ્યાહવાચન, નવ ગ્રહપૂજન, દિગ્ પાલપૂજન, તથા બ્રાહ્મણ વરણ વગેરે કરવું. કળશનું પૂજન તથા પ્રતિમાનું પૂજન કરવું. મંડપની આસપાસ બળિદાન મૂકવું. મંડપના ચારે દ્વાર આગળ બબ્બે કુંભો તીર્થોદકથી ભરેલા અને પલ્લવોથી યુક્ત મૂકવા. ત્યાર પછી દેવીનું કસ્તુરી, કંકુ, કપુર કાચલીથી યુક્ત ચંદનવડે અર્ચન કરવું. દિવ્ય વસ્ત્ર, સોના રૂપાના અલંકાર, શ્વેત પુષ્પ, અગરુનો ધૂપ, તાંબાના વાસણમાં સફેત દીવેટ તથા ઘીથી યુક્ત દીવો, દુધ શર્કરાદિથી યુક્ત હવિશ્યાન્નનું નૈવેદ્ય, પાનની બીડી તથા યથાશક્તિ દક્ષિણા અર્પણ કરવી. આચાર્યની રજા લઈ દશ બ્રાહ્મણોએ પૂજા થયા પછી જપ કરવો. સોવાર નવાર્ણક મંત્રનો જપ પહેલો તથા સોવાર પાછળથી કરવો. કામનાની ઇચ્છાવાળાએ સંપુટી કરણનો પાઠ કરાવવો. રહસ્ય,

ઋષિ છંદ, દેવતા, શક્તિ તથા ત્રણ ચરિત્રયુક્ત સમ સતીનો પાઠ મત્સર રહિત થઇ કરવો. ત્યાર બાદ પ્રદક્ષિણા અને નમસ્કાર કરવા. મહાલક્ષ્મીની સ્તુતિ કરવી તથા હોમ કરવો અને દશ બ્રાહ્મણ અને એક કુમારિકાને ભોજન કરાવવું. બાંધવો સહિત હોમનો શેષ હોય તેવડે પોતીકાએ ભોજન કરવું. રાત્રી સારી સારી વાતોને વિષે ગાળવી. બીજે દીવસે એવડી પૂજા કરવી, સ્તુતિ પાઠ, જપ, સ્નાન, કુમારી તથા દ્વિજભોજન અને રાત્રે બ્રાહ્મણોની સાથે જાગરણ કરવું. ત્રિજા દીવસે ત્રણ ગણી, ચોથા દીવસે ચારગણી પૂજા કરવી. પાંચમે દીવસે દુધ, તલ, જવ વિગેરેનો હોમ કરવો. દરેક શ્લોકવડે હોમ કરવો અથવા નવાક્ષરવડે કરવો. **नमोदेव्यै** એ મંત્ર આવાહનને વિષે શ્રેષ્ઠ છે. પછી અંગ મંત્રવડે હોમ કરવો. સમિત્, આજ્ય (ઘી) ફૂલ અને પુષ્પવડે હોમ કરવો. હોમ અંતે પૂર્ણાહુતિ કરવી. બ્રાહ્મણોને સારી દક્ષિણા આપવી. સોનું તથા વસ્ત્રાદિ આપવાં, આચાર્યને એવડી દક્ષિણા આપવી, નીલમણિ, શ્વેતઅશ્વ, છત્ર તથા ચામર આપવું. બીજાં પણ દાનો આપવાં. રાતનાં જાગરણ કરવું. યજમાનને મસ્તકે અભિષેક કરવો. આ રીતે કરવાથી સર્વજ્ઞપણું મળે છે. આ રીતનું શતચંડીનો વિધાન મેં તમને કહ્યું, જે સઘળા પ્રભાવને આપનાર, સઘળાં કાર્યની વૃદ્ધિ કરનાર, સર્વ શત્રુનો ક્ષય કરનાર, અપુત્રને પુત્ર આપનાર, નિર્ધનને ધન આપનાર, બંધીવાનને ત્રણ દિવસમાં છોડવનાર, રોગીના રોગને ટાળનાર, શત્રુથી છોડવનાર તથા રાજ્યથી ભ્રષ્ટ થયો હોય તે રાજ્યને પામે છે અને ચક્રવર્તી થાય છે. તેના સઘળા ઉત્પાતો નાશ પામે છે. અનાવૃષ્ટિ નાશ પામે છે. આ રીતે શતચંડીનું વિધાન હે કમલાપતિ! મેં તમને કહ્યું. હવે શું સાંભળવાની ઇચ્છા છે? તે કહો.

**शतचंडीविधानं ते कथितं कमलापते ।**
**किमन्यच्छ्रोतुमिच्छा ते तत्पृच्छस्व जनार्दन ॥**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे एकादशोऽध्यायः ॥ ११ ॥

# અધ્યાય ૧૨ મો.

## સહસ્ર ચંડીનું વિધાન.

श्रीविष्णुरुवाच–भवानीश महादेव नीलकंठ उमापते ।
सहस्रं चंडिकापाठं कथं कुर्यात्सुरेश्वर ॥ १ ॥

શ્રી ભગવાન્ કહે છેઃ–હે ભવાનીશ! હે મહાદેવ! હે ઉમાપતિ સહસ્ર ચંડીનો પાઠ કેવી રીતે કરવો તે કહો. તે કરવાથી શું ફળ મળે છે? હે શંભો! તે મને કહો. મહાદેવ કહે છેઃ– આ કરવાથી પુત્રની કામના, ધનકામના તથા ચક્રવર્તીપણું પ્રાપ્ત થાય છે. તેમ જ સ્તંભન, મારણ, રાજ્ય ભ્રંશનો, મોટા ઉત્પાતનો, શત્રુ વિગેરેનો તેમ જ રોગનો ભય આ સહસ્ર ચંડીનો પાઠ કરવાથી નાશ પામે છે. સો જપ કરવા શુદ્ધ બ્રાહ્મણો બોલાવવા, એક હજાર બ્રાહ્મણ જમાડવા. જપવાળાઓને પલ, અર્ધ પલ અથવા તેથી પણ અર્ધી દક્ષિણા આપવી અને આચાર્યને બેવડી આપવી. સાત જાતનું ધાન્ય આપવું, પૃથ્વીનું દાન આપવું, શ્વેત અશ્વ આપવો તથા ત્રણ ત્રણ સોનાની મહોર મૂકી, તલ ભરીને મોટું વાસણ આપવું. પાંચ મહોરની એક મૂર્તિ બનાવવી અથવા તેથી અર્ધાની બનાવવી. દેવીની મૂર્તિ અષ્ટ ભુજાવાળી બનાવવી. જપ કરનારાઓએ દુધ પીને અથવા ફલાહાર કરીને રહેવું. આ રીતે સહસ્ર ચંડીનો પાઠ કરનાર અથવા કરાવનાર માણસ સૂર્ય મંડળને વિશે શોભે છે. આગળ કહેલા વિધિ પ્રમાણે દેવીનું પૂજન કરવું. કુમારીનું પૂજન તથા હોમ વિગેરે કરવો. કુંભનું પૂજન ઉપર કહ્યા પ્રમાણે કરવું. રાત્રીને વિશે જાગરણ કરી મહોત્સવ પાળવો. યવાંકુર લઇને યજમાનને આશિષ આપવી. ઋત્વિજોએ સઘળું માંગલિક કાર્ય કરવું. પછી મિત્રમંડળ અથવા જ્ઞાતિમંડળ સહિત યજમાને દેવીના મંદિરની અથવા નગરની પ્રદક્ષિણા કરવી. સુરા, માંસ તથા રક્તવડે સાયુધ ઇંદ્રાદિ લોકપાળોને બળિદાન આપવું તથા બને તેટલું અન્નદાન

થયા. તેરમાને વિશે અતિરથ, ચૌદમાને વિશે ધર્મી, પંદરમાને વિશે અરુણ, સોળમાને વિશે ધનંજય, સત્તરમાને વિશે મેધાતિથિ, અઢારમાને વિશે વૃતિ થયા, ઓગણીસમાને વિશે અત્રિ, વીશમાને વિશે ગૌતમ, એકવિશમાને વિશે ઉત્તમૌજ થયા. પછી હર્યાત્મા, પછી વેન, પછી વાજસ્રજાક્ષ, પછી તૃણુબિંદુ, પછી ભાર્ગવ, પછી જાતુકર્ણુ અને છેલ્લાં કૃષ્ણદ્વૈપાયન, એ પ્રમાણે અઠ્ઠાવિશ વ્યાસો થયા છે. આચાર તથા ધર્મથી રહિત કોઈ પણ શઠ આ ઉત્તમ પુરાણ સાંભળે છે, તો તે પૃથ્વીને વિશે સઘળા ભોગો ભોગવે છે, અને અંતે ઇચ્છિત પદને પામે છે. એમાં કાંઇ પણ સંદેહ નથી. મનુષ્યપણાંને પામીને હમેશાં સઘળા અર્થને આપનારું રસના ભંડારરૂપ આ પુરાણ સાંભળે છે, તેનું એવું કયું દુઃખ છે કે, તે નાશ પામતું નથી.

संप्राप्य मानषत्वं वै यः शृणोति कथामिमां ।
तस्य रोगो क्षयं याति पुराणश्रवणेन वै ॥

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हरजीना प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे त्रयोदशोऽध्यायः ॥ १३ ॥

# અધ્યાય ૧૪ મો.

## હયગ્રીવની ઉત્પત્તિ.

ऋषय ऊचुः—सुतास्माकं मनः कामं मग्नं संशयसागरे ।
त्वयोक्तं महादाश्चर्यं जगद्विस्मयकारकम् ॥

ઋષિઓ કહેવા લાગ્યાઃ—હે સૂત! તમારાથી વિસ્મય ઉત્પન્ન કરે, એવું કહેવાથી અમારું મન સંશયના સાગરને વિશે નિમગ્ન થયેલું છે. મહાત્મા પુરુષ માધવના દેહથી હયગ્રીવ ઉત્પન્ન થયા, જે સઘળી વસ્તુના કરનાર હતા, જેને સઘળા વેદ

સ્તુતિ કરે છે, અને સઘળાઓના જે આશ્રયરૂપ છે, તે આદિ દેવ છે, જગતના નાથ છે અને સઘળા કારણનું પણ કારણરૂપ છે. તેવા દેવનું વદન કેમ છિન્ન થયું ? તે સઘળું, હે મહાબુદ્ધે! અમો આપની પાસેથી સાંભળવા ઇચ્છીએ છીએ.

સૂતપુરાણિક કહે છેઃ-હે મુનિઓ ! તમો સઘળા એક ચિત્તથી દેવના પણ દેવ અને પરમ તેજ એવા વિષ્ણુ ભગવાનનું ચરિત્ર સાંભળો. એક વખત દારુણ યુદ્ધ કરીને ભગવાન્ સનાતન દશ હજાર વર્ષ સૂધી થાકેલા રહ્યા અને સારી જગ્યાને વિશે પદ્માસન-વાળીને ભગવાન્ નિદ્રાને પ્રાપ્ત થયા. ધનુષ્યનો એક ભાગ જમી-નપર ટેકવ્યો તથા બીજો ભાગ ગળા આગળ રાખી ઘોર નિદ્રામાં પડયા. ત્યાર પછી કેટલેક કાળે સઘળા વસુ વિગેરે દેવતાઓ અને બ્રહ્મા વિગેરે યજ્ઞ કરવા તૈયાર થયા અને તેઓ યજ્ઞના અધિપતિ જનાર્દન ભગનાનને જોવાને વૈકુંઠને વિશે ગયા, કે જેથી દેવકાર્ય સિદ્ધ થાય અને યજ્ઞને વિશે કાંઇ પણ વિઘ્ન આવે નહીં. ત્યાં તેમને નહીં જોવાથી જ્ઞાનદૃષ્ટિવડે જાણી લઈને જ્યાં ભગવાન્ વિષ્ણુ હતા ત્યાં તેઓ ગયા, અને તેને યોગનિદ્રાવાળા થયેલા જોઇને સઘળા દેવતાઓ ઘણા ત્રાસને પામ્યા. જગતના પતિ આવી ઘોર નિદ્રાને વિશે પ્રાપ્ત થવાથી, બ્રહ્મા, રુદ્ર વિગેરે સઘળા દેવતાઓ ચિંતા કરવા લાગ્યા.

ત્યારે ઈન્દ્ર તે લોકોને કહેવા લાગ્યા કે, નિદ્રાનો ભંગ કેવી રીતે કરવો? ત્યારે મહાદેવ શંભુ તેને કહેવા લાગ્યા કે, નિદ્રાના ભંગને વિશે દૂષણ છે. તેમ યજ્ઞનું કાર્ય પણ થવું જોઇએ. ત્યારે પદ્મયોની એવા બ્રહ્માએ વન્હિ ઉત્પન્ન કીધો. જે અગ્નિથી ધનુષનો અગ્રભાગ બળી જવાથી શરાસન સીધું થશે અને ભગવાન્ ઊંઘમાંથી જાગ્રત થશે અને દેવતાનું સઘળું કાર્ય પૂર્ણ થશે. આ પ્રમાણે વન્હિને આજ્ઞા કરવામાં આવી, ત્યારે વન્હિ ઉમાપતિ શંકરને કહેવા લાગ્યો કે, હે દેવ! હે જગતગુરુ! હું નિદ્રાનો ભંગ શી રીતે કરું? નિદ્રાનો ભંગ, કથાનો છેદ, ધણીધણીઆણીની પ્રિતિનું ભેદન તથા નાના બાળકને છૂટું પાડવું, આ અપરાધો કરવા થકી બ્રહ્મહત્યાના જેટલું પાપ લાગે છે. તેથી કરીને દેવનાદેવ જે

ભગવાન્, તેના સુખનો હું કેમ નાશ કરી શકું? અને આવું પાપી કર્મ કરવા થકી મને શું ફળ મળે? સઘળા લોકો પોતીકા સ્વાર્થ અર્થે પાપ કરે છે. આ કરવામાં મારો કાંઈ પણ સ્વાર્થ સમાયલો નથી, માટે હું શા માટે પાપ કરું? ત્યારે બ્રહ્મા બોલ્યા:–હું તને યજ્ઞનો ભાગ આપીશ; અને તેથી કરીને વિષ્ણુ ભગવાનને ઉડાડવા સંબંધીનું તું અમારું કાર્ય કર. હોમ કર્મને વિશે, જે કંઇ રહેશે તે ભાગ તને આપવામાં આવશે.

સૂતપુરાણિક કહેવા લાગ્યા:–આ પ્રમાણે કહીને બ્રાહ્મણોએ વન્હિને ધનુષ્યના અગ્રભાગને વિશે જોડયો. જેથી ધનુષ્યની દોરી છૂટી પડી ગઇ અને પ્રત્યંચા છૂટી પડવાથી મોટો ઘોર નાદ થવાથી સઘળા દેવતાઓ ત્રાસ પામવા લાગ્યા, સઘળું બ્રહ્માંડ તથા પૃથ્વી ખળભળવા લાગ્યાં. સમુદ્ર તથા જળ જંતુઓ ઉદ્વિગ્ન થયાં, પવન પુંકાવા લાગ્યો, પર્વતો કંપવા લાગ્યા, દિશાઓ ઘોર થઇ, સૂર્ય અસ્ત થયો, સઘળા દેવતાઓ ચિંતામાં પડ્યા કે, આવો ખરાબ દિવસ થવાથી શું થશે? દેવનાદેવ જે વિષ્ણુ ભગવાન્ તેનું મસ્તક કુંડળ સાથે ક્યાં ગયું? અને અંધકારને વિશે માયાવિનાનું વિલક્ષણ શરીર જોઇ, સઘળા દેવતાઓ વિસ્મય પામવા લાગ્યા. તેઓ ચિંતામાં ગરક થઇ ગયા ને કહેવા લાગ્યા, હા નાથ! આવું અમાનુષ કર્મ કેમ થયું હશે? આ કયા દેવની માયા હશે કે, જેવડે કરીને આપનું શિર હણાયું. કારણ આપ તો છેદન નહીં થઇ શકો એવા અથવા ભેદન નહીં થઇ શકો એવા અમર છો. આ વિઘ્ન કોઈ દૈત્ય, ગંધર્વ અથવા રાક્ષસથી થયું નથી. આ કામમાં અમે સઘળા દેવતાઓ અપરાધી થયા છીએ અને હવે અમો કોને શરણે જઇએ? આ સાત્વિકી, રાજસી અથવા તામસી માયા નથી, કે જેથી કરીને જગત્‌ગુરુ જે ભગવાન્ તેનું શિરચ્છેદન થયું. શિવ તથા સઘળા દેવતાઓને આ રીતના ચિંતાતુર થયલા જોઇ બૃહસ્પતિ કહેવા લાગ્યા:–હે દેવો! રડવાથી અથવા આક્રંદ કરવાથી શું વળવાનું છે? સઘળી બાબતમાં બુદ્ધિનો ઉપયોગ કરીને ઉપાય કરવો જોઈએ. દૈવ તથા પુરુષાર્થ બે સરખાં છે. જ્યારે દૈવથી કાર્ય બિગડે છે ત્યારે પુરુષાર્થનો

આશ્રય કરવો જોઇએ અને ઉપાયો યોજવા જોઇએ. ઇંદ્ર બોલ્યાઃ-દેવને હું શ્રેષ્ઠ ગણું છું, પુરુષાર્થ કાંઇ કામનો નથી. કારણ દેવતાઓના જોતજોતામાં ભગવાનનું શિરચ્છેદન થયું. બ્રહ્મા કહેવા લાગ્યાઃ-સમયવડે જે કાંઇ બને તે સર્વ ભોગવવું જોઈએ. સમય પ્રમાણે સારું અથવા નરસું થાય છે. સુખ તથા દુઃખનું ભોક્તા શરીર છે, એમાં કાંઇ સંશય નથી. કાલવશાત્ શંભુએ મારું એક મસ્તક છેદન કીધું. મહાદેવને શાપ થવાથી તેનું લિંગ ખરી પડયું. તેમ જ હરિ ભગવાનનું માથું ક્ષાર સમુદ્રને વિશે પડયું, તેમ જ ઇંદ્રને એક હજાર છિદ્રો પડયાં. મહા માયા દેવીનું ચિંતન કરો, કે જે આપણું કાર્ય પૂર્ણ કરે. તે બ્રહ્મવિદ્યા છે, જગન્માત્રી છે, સઘળાની માતારૂપ છે. જેનાથી ત્રણે જગત્ વ્યાપ્ત છે. શ્રેષ્ઠ, બ્રહ્મવિદ્યારૂપ તથા સનાતની દેવીનું સ્તવન કરવું જોઇએ. એ ગૂઢ અંગવાળી છે, સઘળાં કાર્યને સાધનારી છે. આ રીતે બ્રહ્માનું વચન સાંભળીને જગતને વિશે રહેલી મહામાયાની સઘળા વેદો સ્તુતિ કરવા લાગ્યાઃ-હે દેવી! હે નિર્ગુણા! હે સર્વ પ્રાણીમાત્રની ઇશ! અમારું કલ્યાણ કરો. સઘળાં પ્રાણીમાત્રના તમે આશ્રયરૂપ છો. ધી, શ્રી, કાંતિ, ક્ષમા, શાંતિ, શ્રદ્ધા, મેધા, ધૃતિ તથા સ્મૃતિ વિગેરે તમારાં નામો છે. ગાયત્રી તથા વ્યાહૃતિ તમે પોતે જ છો. જયા, વિજયા, ધાત્રી, લજ્જા, કીર્તિ તથા સ્પૃહા, વિગેરે તમે છો. સંસારચક્રને નાશ કરનારાં, ત્રણ ભુવનનાં આશ્રયરૂપ, દયા ગુણ સંપન્ન, સઘળાંની માતારૂપ, સર્વના હિતને વિશે લાગેલાં એવાં તમારી અમો સ્તુતિ કરીએ છીએ. બ્રહ્મા, હર, શૌરિ, ઇંદ્ર, વન્હિ અને સૂર્ય વિગેરે કાંઈ કરી શકે એમ નથી. સ્થાવર તથા જંગમની તમે માતારૂપ છો. કોઇ પણ પુરુષ તમારું રૂપ તથા નામોની સંખ્યા કહેવા સમર્થ નથી. હે ભગવતિ! સઘળા દેવોમાં કોઇ તમારાથી આદિ નથી. તમે નિઃસ્પૃહી છો, અખિલ જગતનું કારણરૂપ છો. સંગ્રામને વિશે દૈત્યોથી શું થઈ શકે એમ છે? જો તીર્થને વીશે અથવા કોઇ પવિત્ર જગ્યા વિશે તમારા જપ તથા હોમ હવનાદિ કરીને તમને સંતુષ્ટ કીધાં હોય તો સઘળી અડચણ તમે દૂર કરો એમ છો. અમારા જે અપરાધો થયા હોય

તે ક્ષમા કરો અને અમારાપર પ્રસન્ન થાઓ. અજ તથા બીજા સર્વ દેવતાઓ, કે જેના પ્રભાવો પ્રસિદ્ધ છે તે તમને હમેશાં નમન કરે છે. વિષ્ણુ ભગવાન્ જે સકલ ભુવનના નાથ છે તેની સ્થાપના કરીને અમારો શોક નિવૃત્ત કરો. અમૃતવડે જીવનકર્મને આપનાર તમારા સિવાય કોઇ અમારા વિઘ્નને ટાળનાર નથી.

સૂતપુરાણિક કહેવા લાગ્યાઃ—આ પ્રમાણે સ્તુતિ કરાયલાં નિર્ગુણા તથા મહેશ્વરી પ્રસન્ન થઈને તેઓને કહેવા લાગ્યાંઃ—હે દેવતાઓ! તમો ચિંતા મા કરો. તમારી વેદવાણીથી હું તમારાપર અત્યંત પ્રસન્ન થઈ છું. માણસ આ લોકને વિશે આ મારી સ્તુતિનો પાઠ કરે છે, તેના સર્વ મનોરથો સિદ્ધ થાય છે. જે માણસ આ મારું સ્તોત્ર ભક્તિવડે કરીને સાંભળે છે તેનું સર્વ દુઃખ ટળી જાય છે. વેદ સરખું આ સ્તોત્ર છે. આ સંસારમાં કારણવિનાનું કાંઇ કાર્ય હોતું નથી. તેમ હરિના મસ્તકછેદનનું કારણ તમો સાંભળો. એક વેળા વિષ્ણુ ભગવાન્ પોતાના ખોળાને વિશે રહેલાં લક્ષ્મીજીનું સુંદર મોઢું જોઈ હસવા લાગ્યા. શાંત પ્રકૃતિવાળાં લક્ષ્મીજી એકદમ ગુસ્સે થયાં. તેમના શરીરમાં તામસ પ્રકૃતિ દાખલ થઈ. ઘણા જ ક્રોધથી તેમણે ભગવાનને શ્રાપ આપ્યો કે, તમારું મસ્તક વિરૂપ થજો. કારણ સ્ત્રીમાં ખોટું બોલવું, સાહસ કરવું, માયા, મૂર્ખપણું, અતિલોભપણું, અપાવત્રપણું અને ઘાતકીપણું આટલા દોષો સ્ત્રીવિશે કુદરતી રહેલા છે. શીર્ષવાળું વાસુદેવનું શરીર હું કરીશ. લક્ષ્મીના ક્રોધવડે શ્રાપિત થવાથી આમ થયું છે. બીજું કાંઇ પણ કારણ નથી. તમારું તથા મારું પણ કાર્ય થશે, એમાં તમો સંશય રાખો નહી. મારું કાર્ય જે છે તે તમો સાંભળો. પહેલાં હયગ્રીવ નામનો મોટો રાક્ષસ હતો. તે સરસ્વતી નદી ઉપર ઉગ્ર તપ કરવા લાગ્યો. એકાક્ષર અને બીજાત્મક એવો મારા મંત્રનો જપ કરતો નિરાહાર રહેવા લાગ્યો. સઘળાં સુખોનો ત્યાગ કીધો. સર્વ ભૂષણથી અલંકૃત થયલી એવી મારી તામસી પ્રકૃતિનું ચિન્તન કરતો, તેણે એક હજાર વર્ષ તપ કીધું. જે રીતની મારી પ્રકૃતિનું તેણે ચિંતન કીધું તેવી પ્રકૃતિનું મેં તેને દર્શન દીધું. દયાયુક્ત થઇ સિંહપર બેઠેલી મેં તેને કહ્યુંઃ—જે વરદાન તારે માગવું હોય તે

માંગ. દેવીનું આ રીતનું વચન સાંભળી પ્રપુલ્લ મનવાળો તે દૈત્ય આંખમાં આંસુ લાવી પ્રણામ કરીને કહેવા લાગ્યો.

હયગ્રીવ બોલ્યોઃ-હે દેવી! હે મહામાયા! સૃષ્ટિની સ્થિતિ અને અંતને કરનારાં! તમને હું નમસ્કાર કરું છું. તમો ભક્તના ઉપર અનુગ્રહ કરનારાં છો. ઇચ્છિત વરના આપનારાં છો. નાક, જીભ, ચક્ષુ, ચામડી, કાન, એ સઘળી ઇંદ્રિયો, તેમ જ સઘળી કર્મેંદ્રિયો પણ તમારાથી ઉત્પન્ન થયેલી છે.

દેવી બોલ્યાં-તારા મનમાં શું ઇચ્છા છે તે તું માગ. તારા અદ્ભૂત તપવડે કરીને હું પ્રસન્ન થઇ છું. ત્યારે હયગ્રીવ બોલ્યોઃ-મારું મરણ જેથી નહી થાય એવી રીતનું વરદાન હું માગું છું. દેવ અથવા દાનવ કોઇથી પણ હું મરું નહીં.

દેવી બોલ્યાં-જન્મેલાનું મરણ તો નક્કી છે, તથા મરણ પામેલાનો પુનર્જન્મ પણ નક્કી છે. તેથી આ લોકને વિશે કાંઇ મર્યાદાવાળો વર તું માગ. તું મનમાં વિચારીને ફરીથી માગ.

હયગ્રીવ બોલ્યોઃ-હે જગદંબે! હયગ્રીવથી જ મારું મૃત્યુ થાય, બીજાથી નહીં. આવી રીતની મારી ઇચ્છા છે, તે પરિપૂર્ણ થવી જોઇએ.

દેવી બોલ્યાં-તું ઘેર જા, અને સુખેથી રાજકર. હયગ્રીવ વિના બીજા કોઇથી તારું મૃત્યુ નહીં થાય, એવી રીતે વરદાન આપીને દેવી અંતર્ધ્યાન થઇ ગયાં. હયગ્રીવ પણ અતિ આનંદ પામતો પોતાને ઘેર ગયો, અને ઘેર જઇને તે દુષ્ટાત્મા સઘળા મુનિ, દેવો તથા સર્વ કોઇને દુઃખ દેવા લાગ્યો. ત્રણ ભુવનને વિશે હવે તેને કોઇ હણનાર રહ્યો નહીં. માટે ઘોડાનું માથું લઇ આવીને આ વગર ધડવાળા શરીરના ઉપર ત્વષ્ટા ચોંટાડશે અને ભગવાન્ હયગ્રીવ (ઘોડાના મુખવાળા) થયા છતા તે દૈત્યને હણશે. સઘળા દેવનું આ ક્રૂર દાનવને મારવાથી હિતકાર્ય થશે. આવું સૂતપુરાણિક કહેવા લાગ્યા. દેવતાઓને આ પ્રમાણે કહીને દેવી વિરામ પામી. દેવતાઓ પછી શિલ્પશાસ્ત્રી ત્વષ્ટાને કહેવા લાગ્યાઃ-

દેવો બોલ્યા-તું દેવતાઓનું કાર્ય કર અને વિષ્ણુને વિશે મસ્તક જોડ, કે જેથી વરદાનવડે કરીને ગર્વિત થયેલો હયગ્રીવ નામનો દાનવ મરે.

સુતપુરાણિક કહેવા લાગ્યાઃ-દેવતાઓનું આ રીતનું વચન સાંભળીને, દેવતાઓના દેખતાં જ ઘોડાનું મસ્તક લાવીને વિષ્ણુના શરીરને વિશે મૂકયું. આથી ભગવાન્ મહામાયાના પ્રસાદ થકી હયગ્રીવ થયા અને થોડા વખતમાં મદોન્મત્ત હયગ્રીવ દાનવને હણ્યો. પૃથ્વી ઉપર જે માણસ આ આખ્યાન સાંભળે છે તે સઘળા દુઃખથી મુક્ત થાય છે, એમાં કંઇ પણ સંશય નથી. આ મહામાયાનું ચરિત્ર પવિત્ર છે અને સઘળાં પાપને નાશ કરનારું છે. એને જે ભણે તથા સાંભળે છે, તેને સઘળા પ્રકારની સંપત્તિ આવી મળે છે.

महामायाश्चरितं च पवित्रं पापनाशनम् ।
पठतां श्रुण्वतां चैव सर्वसंपत्तिदायकम् ॥

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हरजीना प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे चतुर्दशोऽध्यायः ॥ १४ ॥

---

# અધ્યાય ૧૫ મો.

## મધુ તથા કૈટભની ઉત્પત્તિ.

ऋषयऊचुः-सौम्य यच्चत्वया प्रोक्तं शौरेर्युद्धं महार्णवे ।
महावीर्यौ दुराधर्षौ देवैरपि सुदुर्जयौ ॥

ઋષિઓ બોલ્યા-મોટા સમુદ્રને વિશે, મોટા પરાક્રમવાળા અને દેવવડે કરીને પણ નહીં જિતી શકાય એવા બે પુરુષો અમરપણાંને શી રીતે પામ્યા? અને ભગવાને તેમને શી રીતે માર્યા? તે હે ભગવાન્! પરમ અદ્દભુત ચરિત્ર અમને કહો. તે સઘળું અમે સાંભળવાની ઇચ્છા રાખીએ છીએ. કારણ દેવતાઓ

અહીંયાં જ ઉત્પન્ન થયેલાં છે; અને અહીંથી જ તેમને સંયોગ થયેલો છે. મૂર્ખ માણસ સાથે જો સંયોગ થાય છે તો તે ખેદને ઉત્પન્ન કરે છે. પણ જ્ઞાની પુરુષ સાથે મેળાપ થાય છે તો તે અમૃતના રસ સરખો બને છે. પશુઓ સઘળા જીવે છે, ખાય છે અને હરે-ફરે છે અને તે લોકોને પણ વિષયનું જ્ઞાન હોય છે. પણ તેને સત્ અસતનું જ્ઞાન હોતું નથી. તેવી જ રીતે જે પુરુષોને સત તથા અસતનું જ્ઞાન નથી હોતું, તેને પશુસમાન જાણવો. જેને સાંભળવાને વિશે આદર નહીં હોય તેને પણ પશુ સમાન જાણવો. મૃગ વગેરે પશુઓ સાંભળવાનું સુખ જાણે છે, નહીં કાનવાળા સર્પો પણ જ્ઞાન-વડે કરી ખુશ થાય છે. પાંચ ઇન્દ્રિયોને વિશે, શ્રવણ ઇન્દ્રિય મુખ્ય છે. કારણ સાંભળવાથી વસ્તુજ્ઞાન થાય છે અને જોવાથી ચિત્તરંજન થાય છે. હવે શ્રવણ ત્રણ પ્રકારનું છે. સાત્વિક, રાજસ અને તામસ. સાત્વિક વેદશાસ્ત્રથી બને છે. રાજસ સાહિત્યથી કહેવાય છે. અને તામસ પારકાના દોષને પ્રગટ કરનારા અને યુદ્ધની વાર્તારૂપ કહે-વાય છે. હવે સાત્વિક ત્રણ પ્રકારનું છે. ઉત્તમ, મધ્યમ અને અધમ. ઉત્તમ છે તે મોક્ષને આપનારું છે, મધ્યમ છે તે સ્વર્ગને આપ-નારું છે અને અધમ છે તે આ દુનિયાંને વિશે ભોગને આપનારું છે. આ પ્રમાણે વિદ્વાન્ પુરુષો કહે છે. હવે સાહિત્ય ત્રણ પ્રકારનાં છે. પોતીકાને વિશે હોય તે ઉત્તમ કહેવાય છે, વારાંગનાને વિશે હોય છે, તે મધ્યમ કહેવાય છે અને પ્રૌઢા સ્ત્રી વિશે હોય છે તે અધમ કહેવાય છે. હવે શાસ્ત્રને જાણનારા વિદ્વાનોએ તામસ ત્રણ પ્રકારનો કહેલો છે. વિવાહ અથવા કલહને વિશે કંઇ પણ નિમિત્ત હોય તે ઉત્તમ ગણાય છે. શત્રુ અથવા દ્વેશવાળા સાથે કલહ કરવો, તે મધ્યમ અને કાંઇ પણ નિમિત્ત વિના વિવાહ અથવા કલહ કરવો, તે અધમ ગણાય છે. તેથી પુરાણનું શ્રવણ કરવું, એ મુખ્ય છે. એથી જ બુદ્ધિનો વધારો થાય છે અને સઘળાં પાપોનો નાશ થાય છે. તેથી કરીને એ શુભ પૌરાણની કથા દ્વૈપાયન પાસેથી જેવી તમે સાંભળી, તેવી અમને કહો. સૂતપુરા-ણિક કહેવા લાગ્યાઃ—દેવતાઓને ધન્ય છે તેમ મને પણ ધન્ય છે. કારણ તમારી બુદ્ધિ સાંભળવાની થઈ છે, તેમ મારી કહેવાને વિશે

[ ઉત્પન્ન થઇ છે. શેષપર્યંકને વિશે રહેનારા દેવના દેવ એવા જનાર્દન એક સમુદ્રને વિશે ઉત્પન્ન થયે છતે ભગવાનના કર્ણના મેલ થકી મધુ અને કૈટભ નામના બે દૈત્યો ઉત્પન્ન થયા. તેઓ મોટા બળવાળા થયા અને જળને વિશે વધવા લાગ્યા. પાણીને વિશે ક્રીડા કરવા લાગ્યા અને તેમાં આમ તેમ ફરવા લાગ્યા. તે બે ભાઇઓ વિચાર કરવા લાગ્યા કે, કાર્ય ને કારણ એ દરેકમાં હોય છે. આધાર વિના કાંઇ પણ વસ્તુ રહેતી નથી. સઘળી વસ્તુ આધારથી રહેલી છે. ત્યારે જળ રૂપસહિત અને વિસ્તાર સાથે ક્યાં રહે છે? તે કોણે પેદા કીધું? આપણે પાણીને વિશે રહેલા તે બધું કેવી રીતે જાણી શકીએ? આપણે કોનાથી ઉત્પન્ન થયા? અને આપણને અહીંઆં કોણે મૂકયા; તથા આપણો બાપ કયાં છે? એ રીતનું જ્ઞાન આપણને છે નહીં. આ પ્રમાણે વિચાર કરતાં તેઓ કંઇ પણ નિશ્ચય ઉપર આવી શકયા નહીં. ત્યારે કૈટભ મધુને કહેવા લાગ્યો કે, હે મધુ! આપણી પ્રાણીને વિશે રહેવાની શક્તિ છે અને મહાબલા તે જ કારણ હોય, એમ મને લાગે છે. અને તેના વડે કરીને જ આ પાણી ઉત્પન્ન થયેલું છે અને તેને જ આધારે રહેલું છે. અને તે જ શ્રેષ્ઠ એવી જે દેવી તે આપણું કારણ રૂપ છે. એ પ્રમાણે તેઓ ચિંતાગ્રસ્ત થયા. તે વખતને વિશે તેઓએ મનોહર એવું વાગ્બીજ સાંભળ્યું અને તેને ગ્રહણ કરીને તેનો અભ્યાસ કરવા માંડયો. ત્યાર પછી તેઓથી સૌદામિની જોવામાં આવી. આથી તેઓએ વિચાર કીધો કે, આ વાગ્બીજ મંત્ર છે, એમાં કંઇ સંશય નથી ને આહાર રહિત તથા જિતેંદ્રિય થઇ, મન જપ ધ્યાન વિશે લગાડી, એકહજાર વર્ષ સૂધી તેઓએ મોટું તપ આદર્યું. આવા મોટા તપ વડે કરીને શ્રેષ્ઠા શક્તિ પ્રસન્ન થઇ અને તે દાનવોને તપને વિશે દ્રઢ નિશ્ચયવાળા અને દેહ તરફ ખિન્ન મનવાળા જોઇને દેવી ત્યાં ઉત્પન્ન થયાં અને તે દૈત્યોને વર માંગવાનું કહ્યું અને કહ્યું કે, હું તમારા તપ વડે કરીને ઘણી જ પ્રસન્ન થઇ છું.

સૂતપુરાણિક બોલ્યાઃ–આવી રીતની વાણી સાંભળી તે દૈત્યો કહેવા લાગ્યા. હે દેવી! અમને સ્વેચ્છા મરણ આપો. ત્યારે દેવીએ કહ્યુંઃ–તમારું ઇચ્છિત મરણ થજો. તમે બંને ભાઇઓ દેવ અને દૈત્યથી

નહીં જિતાઇ શકો એવા થશો, એમાં કાંઈ પણ સંશય નથી. આવી રીતનું વરદાન મેળવીને આ બે દાનવો ઘણા ગર્વિષ્ઠ બની ગયા અને દરિયાને વિશે યથેચ્છ રીતે ક્રીડા કરવા લાગ્યા. કેટલોક કાળ ગયા પછી તે લોકોએ પ્રજાપતિ બ્રહ્માને જોયા. તેમને જોઇને તેની સાથે યુદ્ધ કરવાની તે લોકોની મરજી થઇ. અને કહ્યું કે, અમારી સાથે યુદ્ધ કરો અને નહીં કરવું હોય તો આ કમળનો આશ્રય છોડીને ચાલ્યા જાઓ. કારણ તમો નિર્બળ હોય તો આ શુભસ્થાન તમારે યોગ્ય નથી. આ સ્થાન વીર પુરુષને ભોગવવા યોગ્ય છે. આવી રીતનું વચન સાંભળીને પ્રજાપતિ વિચાર કરવા લાગ્યા. તે બંને વીર પુરુષોને જોઇને બ્રહ્મા ઘણા ચિંતાતુર થયા અને વિચાર કરવા લાગ્યા કે, હવે હું શું કરું?

दृष्ट्वा च बलिनौ वीरौ किं करोमीति तापसः ।
चिंताविष्टस्तदा तस्थौ चिन्तयन् मनसा तदा ॥

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हरजीना प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे पंचदशोऽध्यायः ॥ १५ ॥

---

# અધ્યાય ૧૬ મો.

## બ્રહ્માએ કીધેલી ભગવતીની સ્તુતિ.

सूतउवाचः—तौ वीक्ष्य बलिनौ ब्रह्मा तदोपायमचिंतयत् ।
सामदामादिभेदैश्च युध्यताम् सर्वतंत्रावित् ॥

સૂતપુરાણિક કહેવા લાગ્યાઃ—આવા બળવાન્ દૈત્યને જોઇને બ્રહ્મા તેના ઉપાયનું ચિંતન કરવા લાગ્યા. સ્વતંત્ર વિદ્યા જાણનારાએ સામ, દામ અને ભેદના ઉપયોગવડે યુદ્ધ કરવું જોઇએ. આ લોકોનું કેટલું બળ છે? તે મને ખબર નથી. જો આ મહોન્મત્ત રાક્ષસોની હું સ્તુતિ કરીશ તો તે લોકો એમ જાણશે કે, મારામાં બીલકુલ બળ નથી અને તેમ જાણી મારો વધ કરશે. આ બેને

વિશે ભેદ પડાય એમ પણ નથી. માટે હવે જનાર્દન ભગવાનને મારે શરણે જવું જોઇએ. જે ભગવાન્ મોટા પરાક્રમવાળા અને સર્વ દુઃખને હણનારા છે. આમ વિચાર કરીને તે વિષ્ણુ ભગવાનને શરણે ગયા. અને કહેવા લાગ્યાઃ–હે દીન પુરુષોના નાથ! હે વિષ્ણો! હે ભકતોના દુઃખને નાશ કરનારા! હે દયાના ભંડારરૂપ! તમો ઉઠો, અને મારું રક્ષણ કરો. તમો સઘળા વિશ્વનું રક્ષણ કરનારા છે. જગતનું ઉત્પત્તિસ્થાન છો. આ બે રાક્ષસોને મારવા જોઇએ. જો શરણાગત એવા મને આશ્રય નહી આપશો તો આપનું પાલકપણું એવો જે ધર્મ છે તે નીરર્થક છે, એમ જણાશે. આ પ્રમાણે ભગવાનની સ્તુતિ કરવા છતાં પણ તેઓ યોગનિદ્રામાંથી જાગ્યા નહીં. ત્યારે બ્રહ્મા વિચાર કરવા લાગ્યા કે, વિષ્ણુ ભગવાન્ પણ શક્તિને વશ છે. હવે હું શું કરું? ને કયાં જાઉં? મારે કોઇનું પણ શરણુ રહ્યું નથી. કારણ ભગવાન્ આટલી બધી સ્તુતિ કરવા છતાં નિદ્રામાંથી જાગ્યા નહીં. ભગવાન્ જે શક્તિને વશ થએલા છે, તેના ખરેખર એ દાસરૂપ છે. લક્ષ્મીવડે પોતાના સ્વામી ભગવાન્ વશ કરાયલા છે અને તેથી આ સઘળું જગત્ ભગવતીને વશ છે. હું વિષ્ણુ તથા શંભુ, સાવિત્રી, રમા અને ઉમા વગેરે સર્વે એને વશ છીએ, એમાં કંઈ પણ રીતનો સંશય નથી. આમ છે, માટે હવે મારે યોગનિદ્રાનું સ્તવન કરવું જોઈએ. જેથી જનાર્દન ભગવાન્ નિદ્રામાંથી મુક્ત થાય અને વાસુદેવ ભગવાન્ આ દૈત્યોનો વધ કરે. આ પ્રમાણે ધારીને વિષ્ણુના અંગને વિશે રહેલી જે યોગનિદ્રા, તેનું બ્રહ્મા સ્તવન કરવા લાગ્યા.

બ્રહ્મા કહેવા લાગ્યા–હે દેવી! તમે સઘળા જગતનું કારણરૂપ છો. તમે સઘળાના જ્ઞાનરૂપ છો. કારણ અખિલ લોકના પાલન કરનારા એવા જે વિષ્ણુ ભગવાન્ તે પણ તમારે વશ થયેલા છે. તમારી લીલાસ લિલાને કોણ જાણે છે? હું મૂઢ છું અને હરિ ભગવાન્ પણ તમારે વશ થઇને સૂવે છે. સઘળાં પ્રાણીમાત્રનો મનોનિવાસરૂપ તમે છો અને ડાહ્યા માણસોથી પણ તમે ચિંતન ન કરી શકાય એવાં છો. સાંખ્ય શાસ્ત્રવાળાઓ તમને પુરુષપ્રિય એવી પ્રકૃતિ કહે છે. વળી તમે ચૈતન્યભાવ રહિત છો અને જગતનાં કર્તા છો. આમ

જગતને વિષે નિવાસવાળાં તેમ જ ચૈતન્ય રહિત એવાં બે પ્રકારનાં તમે કેવી રીતે થઇ શકો છો? તમારાં કૃત્યોનો કોઇ પણ પાર પામી શકયું નથી અને સઘળા મુનિગણો સંધ્યારૂપે તમારું ત્રિકાળ ધ્યાન ધરે છે. તમે બોધને કરનારાં છે અને દેવતાઓને સુખ આપનારાં છે. સઘળા લોકને વિશે તમે માતારૂપ છો. સેંકડો તર્ક બાંધીએ તો પણ તમારું પ્રમાણ થઇ શકતું નથી. હે દેવી! વિદ્વાન્ પુરુષો વડે પણ તમે અચિંતનીય છો અને વેદ પણ તમને પૂરેપૂરા જાણતા નથી. હું, હરિ, ભગવાન્ તેમ જ બીજા દેવતાઓ તમારું અખિલ ચરિત જાણતા નથી. સઘળા લોકને વિષે તમારો મહિમા અવર્ણનીય છે. જો યજ્ઞને વિશે વિદ્વાન્ પુરુષો સ્વાહા એમ કહીને આપના નામનો ઉચ્ચાર કરતા નથી તો દેવતાઓ પણ પોતાના યજ્ઞનો ભાગ પામતા નથી. હું, મધુ તથા કૈટભ નામના દૈત્યોને જોઈને બીધેલો છું, તેથી તમારે શરણે આવેલો છું અને વિષ્ણુ ભગવાન્ તમારે-યોગનિદ્રાને શરણ છે, તેથી તે પણ મારું દુઃખ જાણતા નથી. આ દાનવોનો નાશ કરો. હરિ તથા હર પણ તમારા પ્રભાવને જાણતા નથી. તમારું કર્મ ઘણું અદ્ભૂત છે અને તેથી અખિલ જગત્ તેમાં રમણ કરે છે. તમે એને હણવા યોગ્ય છો, એમાં કાંઇ પણ અજાયબ જેવું નથી. હે દેવિ! ઊભાં થાઓ. કયાં તો એ રાક્ષસોને હણો અથવા વિષ્ણુ ભગવાનને યોગનિદ્રામાંથી જગાડો. સૂતપુરાણિક કહે છેઃ-આવી રીતે દેવીનું સ્તવન કરવાથી હરિના દેહમાંથી નીકળીને યોગનિદ્રા આઘી ગઇ, જેથી વિષ્ણુ ભગવાન્ યોગનિદ્રામાંથી જાગ્રત થયા. તેનું શરીર હાલતું થયું. બ્રહ્માને જોઈ ભગવાન્ અતિશય હર્ષ પામ્યા.

**विस्पंदितशरीरोऽसौ यदा जातो जनार्दनः ।**
**धातारमन्तिकं दृष्ट्वा प्राप्तो हर्षं जनार्दनः ॥**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे षोडशोऽध्यायः ॥ १६ ॥



# અધ્યાય ૧૭ મો.



## શક્તિયુક્ત દેવોથી થતાં કાર્યો.

**ऋषय ऊचुः-संदेहोऽत्र महाभाग कथायां महदद्भुतः ।**
**वेदशास्त्रपुराणैश्च निश्चिताः नः सदा बुधाः ॥**

સઘળા ઋષિઓ કહેવા લાગ્યાઃ-આ કથાને વિશે અમને મોટો સંદેહ લાગે છે કે, બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્ર એ મોટા દેવતાઓ છે, તેના કરતાં બીજું કોણ મોટું હોય? કારણ બ્રહ્મા સરજે છે. વિષ્ણુ અખિલ જગતનું રક્ષણ કરે છે. રુદ્ર સંહાર કરે છે. આ પ્રમાણે ત્રણ દેવતાઓ ત્રણ કારણરૂપ છે અને તે ત્રણે દેવતાઓ મળીને એક મૂર્તિ થાય છે અને તેઓમાં સત્ય રજ અને તમ ગુણો અનુક્રમે રહેલા છે. આ બધામાં હરિ ભગવાન્ શ્રેષ્ઠ ગણાય છે અને સઘળાને વિશે તે સમર્થ ગણાય છે. વિષ્ણુના જેટલું કોઇ પણ સમર્થ ગણાતું નથી. તો એવા સ્વામી યોગ-નિદ્રાને વિશે વશ થાય, એમ કેમ હોય? તેમનું જ્ઞાન ક્યાં ગયું? અને જીવની માફક તેમનું ચેષ્ટિત કેમ હોય? આવી રીતનો અમને સંદેહ થાય છે. આ શક્તિ તે કઇ છે? કે જેણે ભગવાનને પણ જિતી લીધા છે. તે ક્યાંથી ઉત્પન્ન થયેલી છે? કયા કારણથી શક્તિ-વાળી થયેલી છે? સચ્ચિદાનંદ રૂપ જે પ્રભુ તે કેવી રીતે એ નિદ્રાની અંદર લય પામે છે? માટે હે વ્યાસના શિષ્ય સૂતપુરાણિક! જ્ઞાન-રૂપી તલવારવડે આ અમારો સંશય દૂર કરો. ત્યારે સૂત-પુરાણિક કહેવા લાગ્યાઃ—ત્રણ લોકને વિશે આ સંદેહને છેદન કરનાર કોણ શક્તિમાન્ છે. કારણ સઘળા મુનિઓ અને બ્રહ્મા પુત્ર પણ એને વિશે મોહ પામેલા છે. નારદ અને કપિલ મુનિ પણ આ પ્રશ્નને જાણતા નથી. તો આ ઉત્તરને હું કેવી રીતે કહી શકું? વેદને વિશે વિષ્ણુ ભગવાન્ સર્વના પાલનકર્તા કહેવાયલા છે. જેનાથી આ સઘળું વિરાટ્ સ્વરૂપ ઉત્પન્ન થયેલું છે. સઘળાં

પ્રાણીમાત્ર વાસુદેવ જનાર્દનની ઉપાસના કરે છે. કેટલાકો મહાદેવ શંકરની ઉપાસના કરે છે, જે ત્રિનેત્ર છે, પંચવકત્ર છે અને જેના અર્ધ દેહને વિશે ગૌરી રહેલાં છે અને જે કૈલાસમાં રહેનારા છે. કેટલાકો સવાર, સાંજ તેમ જ મધ્યાહ્ને સૂર્યની સ્તુતિ કરે છે તેમ વેદોને વિશે પણ અને પરમાત્માએ પણ સૂર્યઉપાસના ઉત્તમ કહેલી છે. સઘળા વેદમાં અગ્નિનું સ્તવન છે, ઈન્દ્ર પણ ત્રણ લોકનો ઈશ કહેવાય છે; તથા જેમ ગંગાનો પ્રવાહ ઘણે ઠેકાણે પરિવર્તન થાય છે તેમ સર્વ દેવને વિશે પણ વેદો પરિવર્તન થયેલા છે. વેદમાં ત્રણ પ્રમાણ કહેલાં છે, પ્રત્યક્ષ, અનુમાન, શબ્દ, ચોથું ઉપમાન અને પાંચમું અર્થાપત્તિ છે. પૌરાણિકો સાત કહે છે. આ પ્રમાણવડે પરમબ્રહ્મ જે દુર્ગતીય છે તે બુદ્ધિવડે કરીને પણ અતર્કનીયય છે. વિદ્વાનો કહે છે તેમ પુરાણમાં પણ કહેવાયલું છે કે, બ્રહ્માને વિશે સૃષ્ટિની શક્તિ છે, હરિને વિશે પાલનશક્તિ છે, હર તેમ જ કુર્મ તથા શેષને વિશે સંહાર શક્તિ રહેલી છે. આ સઘળાને વિશે આ કઇ શક્તિ હશે? જેમ અગ્નિ વિશે દાહશક્તિ છે તેમ પવનમાં પ્રેરણાશક્તિ છે. શિવ પણ શક્તિથી હીન થયેલા અસમર્થ કહેવાય છે. આ રીતે સ્થાવર તેમ જ જંગમને વિશે એક શક્તિ રહેલી છે. આ બ્રહ્માંડને વિશે બ્રહ્માદિ પર્યંત સઘળા શક્તિહીન શત્રુના વિજય વિશે અશક્ત કહેવાય છે. સઘળાને વિશે શક્તિ રહેલી છે. જે શક્તિ બ્રાહ્મી કહેવાય છે. એનું વિદ્વાનોએ ચિંતન કરવું જોઈએ. વિષ્ણુ ભગવાનની સાત્વિકી શક્તિ છે. તે વિના તે કાંઈ કરી શકતા નથી. બ્રહ્માની રાજસી શક્તિ છે અને તેથી હીન તે કાંઇ કરી શકતા નથી અને શિવને વિશે તામસી શક્તિ રહેલી છે, જેથી સંહાર કરી શકે છે. અને શક્તિ જ બ્રહ્માંડને સરજે છે, પાલે છે અને ઇચ્છા પ્રમાણે તેનો સંહાર કરે છે. વિષ્ણુ, હર, બ્રહ્મા, તેમ જ અગ્નિ, સૂર્ય, વરુણ, શક્તિ રહિત થયેલા પોતપોતાનાં કાર્યમાં કાંઇ કરી શકતા નથી. પણ શક્તિથી યુક્ત હોય તો તેઓ સઘળા પોતપોતાનાં કાર્યો બજાવી શકે છે. આ શક્તિ બે પ્રકારની છે, સગુણા અને નિર્ગુણા. સગુણા શક્તિ રાગી માણસથી સેવાય છે અને નિર્ગુણા વિ-

રાગીથી સેવાય છે. જો શક્તિનું વિધિપૂર્વક પૂજન કરેલું હોય તો સઘળી ઇચ્છાઓ પૂરી પડે છે. મૂઢ મનુષ્યો માયાવડે કરીને આવૃત્ત થયેલી તેને જાણુતા નથી, અને કેટલાક જાણે છે છતાં તેમાં મોહ પામે છે. પંડિતો પોતાના ઉદરને અર્થે તેમ જ પાખંડીઓ પોતાના સ્વાર્થ માટે તેને જૂદાં જૂદાં કહે છે. કલિયુગને વિશે અનેક પ્રકારના ભેદો રહેલા હોય છે. બીજા યુગોને વિશે ધર્મ અને વેદ બાહ્ય લોકો હોતા નથી. વિષ્ણુ અનેક વર્ષ સૂધી જેનું તપાચરણુ કરે છે અને બ્રહ્મા અને હર જેનું હમેશ ધ્યાન ધરે છે તે શક્તિ બ્રહ્મા નામની કહેવાય છે. તેનું મનવડે કરીને હંમેશાં ધ્યાન ધરવું જોઇએ. આ શક્તિનું સેવન કરવું જોઇએ. હે મુનિસત્વો! સર્વ શાસ્ત્રને વિશે આ પ્રમાણે કહેવાયલું છે. કૃષ્ણ ભગવાન્ થકી મેં આ સાંભળ્યું છે અને તેમણે નારદથી સાંભળ્યું છે અને નારદે પોતાના બાપ બ્રહ્મા પાસેથી સાંભળ્યું છે. વિદ્વાને બીજા કોઇનું પણ કોઇ વિશે સાંભળવું અથવા માનવું નહીં. પણ એક નિશ્ચય કરીને આ જ શક્તિને સેવવી જોઇએ. આ પ્રત્યક્ષ જ છે કે અશક્તને શક્તિ હોતી નથી. માટે સઘળાં ભૂતપ્રાણીમાત્રને વિશે શક્તિ જ મુખ્ય જાણવી જોઇએ.

२।

**प्रत्यक्षमपि द्रष्टव्यमशक्तस्य च चेष्टितं।** ॥
**अतः सर्वेषु भूतेषु ज्ञातव्या शक्तिरेव हि॥** गं

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे सप्तदशोऽध्यायः॥ १७ ॥



# અધ્યાય ૧૮ મો.

## મધુ કૈટભનો વધ.

यदा विनिर्गता निद्रा देहात्तस्य जगद्गुरोः ।
नेत्रास्यनाभिकाबाहुहृदयेभ्यस्तथोरसः ॥

સૂતપુરાણિક કહેવા લાગ્યા—જ્યારે જગદ્‌ગુરુના શરીરમાંથી નિદ્રા જતી રહી ત્યારે ભગવાન્ બેઠા થયા, અને નિદ્રાદેવી ગગનને વિશે જતી રહી, અને ભગવાન્ વારંવાર આળસ મરડતા બેઠા થયા. બ્રહ્માને ભયથી બીધેલા જોઇને ગંભીર વાણીથી ભગવાન્ કહેવા લાગ્યા કે, તમારું આગમન કેમ થયું છે? તમો ચિંતાતુર કેમ દેખાઓ છો? ત્યારે બ્રહ્મા બોલ્યાઃ-તમારા કર્ણના મેલથી ઉત્પન્ન થએલા મધુ અને કૈટભ નામના દૈત્યો જે મહા બળવાન્ છે અને ઘોર રૂપવાળા છે, તે મને મારવાને આવેલા છે. તે લોકોના ભયથી હું તમારા આશ્રય નીચે આવેલો છું. ભયથી બીધેલો એવો જે હું તેનું રક્ષણ કરો. ત્યારે ભગવાન્ કહેવા લાગ્યાઃ-મારી સમીપ જ્યારે તેઓ આવશે ત્યારે તેઓને મારીશ. સૂતપુરાણિક કહેવા લાગ્યાઃ-તે દાનવો બ્રહ્માને ખોળવા લાગ્યા અને તેને શોધીને કહેવા લાગ્યા કે, તું નાશીને ક્યાં જાય છે? તું અમારી સાથે લઢ. અમો તને હણીશું અને લડવું ન હોય તો હું દાસ છું એમ કબુલ કર.

સૂતપુરાણિક કહેવા લાગ્યાઃ—આવી રીતનું વચન સાંભળી ભગવાન્ કહેવા લાગ્યાઃ-હું તમારી સાથે યુદ્ધ કરવા તૈયાર છું. મહા બળવાન્ એવા જે તમો તેને હું મારીશ. આવી રીતનાં વચન સાંભળીને રક્ત લોચનવાળા મધુ અને કૈટભ લડવાને તૈયાર થયા અને ભગવાન સાથે મધુએ લડવા માંડયું. જ્યારે તે થાકયો ત્યારે કૈટભ ઊભો રહ્યો. આ રીતે તે મલ્લોનું બાહુયુદ્ધ થવા લાગ્યું. બ્રહ્મા તથા દેવી અંતરીક્ષને વિશે રહીને, આ લડાઇ જોતાં હતાં.

જ્યારે આ રાક્ષસો પાંચ હજાર વર્ષ સૂધી યુદ્ધ કરવા છતાં પણ મર્યા નહીં ત્યારે ભગવાન્ દિલગીર થયા અને તેના મરણને વિશે વિચાર કરવા લાગ્યા. મારું બળ તથા શૌર્ય એ ક્યાં ગયું? આ પ્રમાણે તેને ચિંતાતુર જોઇને મધુ કૈટભ કહેવા લાગ્યાઃ-જો તમો થાક્યા હો તો કહો કે, હું તમારો દાસ છું; નહીં તો તમે યુદ્ધ કરો. હમો તમને યુદ્ધને વિશે હણીશું. આવી રીતનું તેઓનું વચન સાંભળીને સામયુક્ત વચન હરિ કહેવા લાગ્યાઃ-થાકેલો હોય, બીધેલો હોય, અશક્ત હોય, શસ્ત્ર જેનું પડી ગયેલું હોય, બાળક હોય, એટલા સામું ધર્મ યુદ્ધ કરનારાએ શસ્ત્ર ઉગામવું નહીં. મેં તમારી સાથે પાંચ હજાર વર્ષ સૂધી યુદ્ધ કીધું અને હું એક છું અને તમો બે હોવાથી તમને વિસામો મળે છે, અને મને કાંઇ પણ વિશ્રામ મળતો નથી. માટે હું આરામ લઇને પછી તમારી સાથે યુદ્ધ કરીશ.

સૂતપુરાણિક કહેવા લાગ્યાઃ-આ પ્રમાણેનું તેનું વચન સાંભળીને તે દાનવો કેટલેક દૂર ઉભા રહ્યા. પછી ચિંતન કરતાં ભગવાનને માલમ પડયું કે, દેવીએ ઇચ્છિત મરણ થાય, એવું એ લોકને વરદાન આપ્યું છે. તેથી મેં એની સાથે યુદ્ધ કર્યું તે મારો શ્રમ ફોકટ ગયો છે. હવે યુદ્ધ કર્યા સિવાય એ લોકો કેમ જતા રહેશે? તેમ ભગવતીએ એને વરદાન આપેલું છે, તે પણ ઘણું દુર્ઘટ છે. વળી કોઈ પણ દુઃખી માણસ, તેમ જ રોગગ્રસ્ત અને ગરીબ માણસ પણ પોતાનું મરણ ઇચ્છતો નથી. તો આવા ગર્વિષ્ઠો પોતાનું મરણ ઇચ્છનારા કેમ થશે? આ વખતને વિશે હું શક્તિને શરણ જાઊં અને તેને પ્રસન્ન કરું. ભગવાન્ વિષ્ણુ યોગનિદ્રાને ગગનને વિષે રહેલી જોઈ, હાથ જોડીને દેવીની સ્તુતિ કરવા લાગ્યા.

વિષ્ણુ ભગવાન્ બોલ્યાઃ-હે દેવી! હે મહામાયે! તમે સૃષ્ટિનાં સંહાર કરનારાં છો. તમારું રૂપ સગુણ છે કે નિર્ગુણ છે તે હું જાણતો નથી. તમારો દુર્ઘટ પ્રભાવ મારાથી અનુભવાયો. જ્યારે હું નિદ્રામાં પડેલો હતો, અને બ્રહ્માએ મને વારંવાર જગાડવા માંડયો, પણ તમારી યોગનિદ્રાને વિશે હું પડેલો હોવાથી બીલકુલ જાગી શક્યો

નહીં; અને જ્યારે તમારાથી મુક્ત થયો ત્યારે જ હું જાગ્યો. હું થાકયો પણ આ દૈત્યો થાકતા નથી. એ દૈત્યો બ્રહ્માને મારવાને આવેલા છે; અને મેં એ દૈત્યોને દ્વંદ્વ યુદ્ધ કરવાને બોલાવ્યા છે. મેં મહા અર્ણવને વિશે તે લોકો સાથે મહા ઘોર સંગ્રામ કીધો. પણ પછી મારી જાણમાં આવ્યું કે, તમે એને વર આપેલું છે. ત્યારે હવે હું આપને શરણે આવેલો છું. માટે હે માતા! મને સહાય કરો. હું થાકી ગયો છું. આ રાક્ષસો મને મારવાને તૈયાર થયા છે. હવે હું શું કરું? અને કયાં જાઉં? સૂતપુરાણિક બોલ્યાઃ—આ પ્રમાણે સ્તુતિ કરાએલાં દેવી નમન કરતા એવા વાસુદેવ ભગવાનને હસીને કહેવા લાગ્યાંઃ—હે ભગવન્! તમો ફરીથી એની સાથે યુદ્ધ કરો. આ રાક્ષસોને છેતરી તથા મોહ પમાડી હણવા જોઈએ. હું એ રાક્ષસોને મોહ પમાડીશ અને તમો માયાવડે કરીને મોહિત થયેલા તે રાક્ષસોને હણજો.

સૂતપુરાણિક બોલ્યાઃ—આવી રીતનું વચન સાંભળીને વિષ્ણુ ભગવાન્ ઘણા હર્ષિત થયા અને મહા અર્ણવને વિશે સંગ્રામ કરવા તૈયાર થયા. ભગવાનને તૈયાર થયેલા જોઇને તે દૈત્યો બોલ્યાઃ—ઊભો રહે, ઊભો રહે, અમારી સાથે યુદ્ધ કર. જય અથવા પરાજય દૈવને આધીન છે. દુર્બળ માણસ પણ દૈવથી અબળને હણી શકે છે. માટે મોટા પુરુષોએ એ બાબતમાં હર્ષ કે શોક કરવો નહીં. હે દાનવસૂદન! આગળ તમોએ ઘણા રાક્ષસોને માર્યા અને આ વખતે અમારી સાથે યુદ્ધમાં તમો હારી જાઓ છો. સૂતપુરાણિક કહેવા લાગ્યાઃ-આ પ્રમાણે હરિ અને મહોન્મત્ત એવા રાક્ષસોનું પરસ્પર દારુણ યુદ્ધ ચાલ્યું. આ વખતે રક્ત નેત્રવાળી યોગમાયા કામબાણરૂપી કટાક્ષવડે તે દૈત્યોને હણવા લાગી, તે દૈત્યો આવી રીતનું મોહીનીનું રૂપ જોઇને મોહ પામી ગયા અને કામબાણથી અતિશય પીડાવા લાગ્યા. તે દૈત્યોને આવી રીતે પીડાતા જોઇને ભગવાન હસીને ગંભીર વાણીવડે તેઓને કહેવા લાગ્યા, હે દૈત્યો! હું તમારા ઉપર ઘણો પ્રસન્ન થયો છું. માટે તમો વર માંગો. મેં ઘણા દાનવોને જોયા, તેમાં તમારા જેવા કોઈને જોયા પણ નથી, તેમ સાંભળ્યા પણ નથી. તમારું અતુલ્ય બળ જોઇ,

તમારા ઉપર હું ખુશ થયો છું. માટે તમારી ખુશીમાં આવે એવું વર માંગો. આ પ્રમાણે વિષ્ણુનું વચન સાંભળીને કામથી પીડિત થયેલા એવા તે દૈત્યો ભગવાનને કહેવા લાગ્યાઃ–અમો કાંઈ યાચક નથી. તું અમને શું આપવાનો હતો? તારે હમારી પાસે જે માંગવું હોય તે માંગ. તારાં અદ્‌ભૂત યુદ્ધને જોઈ અમો ઘણા પ્રસન્ન થયા છીએ.

સૂતપુરાણિક કહેવા લાગ્યાઃ—આવી રીતનું તે દૈત્યોનું વચન સાંભળીને, ભગવાન્ હસીને કહેવા લાગ્યા કે, હું તમારી પાસે પ્રાર્થના કરું છું કે, મને ઈચ્છિત વર તમો એ આપો કે, તમો બંનો મારાથી મારવા યોગ્ય થાઓ. બીજું હું કાંઇ પણ ઈચ્છિત વર માંગતો નથી. આવી રીતનું ભગવાનનું વચન સાંભળીને તે રાક્ષસો ઘણા વિસ્મય પામ્યા અને ધારવા લાગ્યા કે, આપણે છેતરાઇ ગયા. મનમાં વિચાર કરીને દાનવો બોલ્યા કે, આ સઘળું સ્થળ જયમય છે અને ભૂમિથી વર્જિત્ છે તેથી તેઓ બોલ્યા કે, પહેલાં તમે અમને વર માગવાનું કહ્યું હતું, માટે તમો જો સત્ય-વક્તા હો તો અમને એટલું વરદાન આપો કે, અમારું મરણ જળ વિનાની વિશાળ જગ્યાને વીશે થાય. વિષ્ણુ ભગવાને તે પ્રમાણે હા કહી અને જળ વિનાના સ્થાનને માટે ભગવાને પોતાની ઉરુ વિસ્તારી અને તે લોકોને બતલાવી કે, આ જગ્યા જળ વિનાની છે. માટે હે દાનવો! તમો તમારાં માથાંઓ એના ઉપર મૂકો. આવી રીતનું ભગવાનનું વચન સાંભળીને, તે લોકોએ પોતાનું માથું એક સહસ્ર યોજન વધાર્યું. તેમ ભગવાને પણ પોતીકી છાતી તેટલી જ વિસ્તારવાળી કીધી. પછી ચક્રવડે વિષ્ણુ ભગવાને તેઓનું શિરચ્છેદન કીધું. આ રીતે મધુ અને કૈટભનો નાશ થયો. સઘળો સાગર તેઓના મેદથી વ્યાપ્ત થયો. તેઓનો જે મેદ તે આ પૃથ્વીને નામે ઓળખાય છે. તેથી હે મુનીશ્વરો! આ જ કારણથી મૃત્તિકા અભક્ષ્ય છે. આ રીતે મેં તમને સઘળું કહી બતાવ્યું. હંમેશાં ડાહ્યા પુરુષે મહામાયાનું સેવન કરવું જોઇએ. એ પરમ શક્તિની સર્વદા આરાધના કરવી જોઇએ. આ ત્રણ ભૂવનને વિશે એનાથી કોઇ અધિક નથી. સત્યથી પણ સત્ય

છે. વેદ શાસ્ત્રનો પણ એ જ નિર્ણય છે કે, નિર્ગુણા કે સગુણા શ્રેષ્ઠ શક્તિનું જ પૂજન કરવું જોઇએ.

सत्यं सत्यं पुनः सत्यं वेदशास्त्रस्य निर्णयः ।
पूजनीया परा शक्तिः निर्गुणा सगुणाथवा ॥

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हिरजीना प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे अष्टादशोऽध्यायः ॥ १८ ॥



# અધ્યાય ૧૯ મો.



## બ્રહ્માદિ દેવોને ભગવતીએ કીધેલી આજ્ઞા.

व्यास उवाचः–श्रृणु राजन्प्रवक्ष्यामि यत्त्वां पृच्छसि मां प्रति ।
किं ब्रविमिं विमग्नोऽहं ज्ञानवान्नास्मि कर्हिचित् ॥

વ્યાસ કહેવા લાગ્યાઃ—હે રાજન્! જે તમો પૂછો છો, તે હું કહું છું, તે તમે સાંભળો. ખરેખર હું અગર જો કે જ્ઞાનવાન્ છું, તે છતાં વિમગ્ન થઇ જાઉં છું. વેદશાખા, પુરાણ, વેદાંત તથા ભારત વિગેરે શ્રવણ કરીને હું પણ મનને વિશે મોહમૂઢ થયો હતો. મેં ઘોર તપ કીધું ને શંકરને પ્રસન્ન કીધા. પછી શૂક નામના પુત્રને મેળવ્યો. પછી પાછો શોકસાગરને વિશે નિમગ્ન થયો. કારણ તે મને છોડીને ચાલ્યો ગયો. ત્યારપછી વિચિત્ર વીર્યની પુત્રીને વિશે ધૃતરાષ્ટ્ર, પાંડુ, વિદુર, એવા ત્રણ પૂત્રો મેં ઉત્પન્ન કીધા. આવા પુત્રોને ઉત્પન્ન કરીને હું પણ માયાને વિશે પૂરીથી પડયો અને ભારતનું યુદ્ધ પ્રાપ્ત થવાથી હું દુઃખને પામ્યો. પુરાણને વિશે મારાથી કહેવાયું છે કે, કેટલેક ઠેકાણે વિષ્ણુનું સ્તવન છે. કેટલેક ઠેકાણે શંકરનું, કેટલેક ઠેકાણે દેવીનું, કેટલેક ઠેકાણે ઇન્દ્ર, કેટલેક ઠેકાણે વહ્નિ, કેટલેક ઠેકાણે સૂર્ય તથા પ્રજાપતિનું છે. આ પ્રમાણે અજ્ઞાનવડે કરીને તર્ક અને

વિતર્કની અંદર હું હમેશાં ડૂબેલો રહું છું. આ પ્રમાણે હું મારા પોતાના આશ્રમને વિશે હજારો પ્રકારના વિચારો કરતો ચિંતાને વિશે બૂડેલો હતો. તેવામાં બ્રહ્માના પુત્ર શ્રિમાન્ નારદ મુનિ તીર્થોનું રટણ કરતા કરતા મારે આશ્રમે આવી પહોંચ્યા. તે મુનિનું સારી રીતે પૂજન કરીને મેં તેને, જે પ્રશ્ન તમો હાલ પૂછો છો, તે પૂછ્યો. ત્યારે બ્રહ્માના પુત્ર નારદ કહેવા લાગ્યા.

નારદ બોલ્યા:–હે વ્યાસ! હું શું કહું? આ જ રીતનો સંશય પહેલાં મારા મનમાં પણ થયો હતો અને આ સંદેહ થવાથી હું પિતા બ્રહ્માની પાસે જઇને જેવી રીતનો તમે પ્રશ્ન પૂછ્યો, તેવી જ રીતનો હું પૂછવા લાગ્યો. હે પિતા! આ અખિલ બ્રહ્માંડ કોનાથી ઉત્પન્ન થયેલું છે? એ મહાદેવથી કે વિષ્ણુથી ઉત્પન્ન થયું છે કે, તમોએ ઉત્પન્ન કર્યું છે? તેમ ક્યા દેવને સૌ કરતાં વધારે પૂજવા જોઇએ? તે સઘળું હે બ્રહ્મન્! મને કહો અને મારા સંશયનું છેદન કરો. મૃત તુલ્ય એવા સંસાર દુઃખને વિશે હું ઘણો તપ્ત થયેલો છું. તેથી મારું મન કોઇ તીર્થને વિશે, દેવને વિશે અથવા તો કોઈ પણ સાધનને વિશે શાંત પામતું નથી. કારણ કે એ પ્રકારનું મન હોય તે કોઇ દિવસ સ્થિરતાને પામતું નથી. હું કોનું સ્મરણ કરું? હું કોની પાસે જાઉં? હું કોનું યજન કરું? સઘળા ઈશ્વરના પણ ઇશ્વરને હું જાણતો નથી.

ત્યારે સર્વ લોકના પિતામહ બ્રહ્મા સત્યવતીના પુત્ર નારદ મુનિને કહેવા લાગ્યા:—આ ઉત્તમ પ્રશ્ન દુઃખે કરીને જાણવા યોગ્ય છે. કોઇ રાગી પુરુષ સંસારને વિશે આ પ્રશ્નને બરાબર જાણતું નથી અને વિરાગી પણ આ સમજી શકતું નથી. જ્યારે સ્થાવર જંગમ સઘળી વસ્તુનો નાશ થએ છતે એક અર્ણવ જ રહ્યો હતો ત્યારે પ્રથમ કમળમાંથી હું ઉત્પન્ન થયો. મેં કોઇ પર્વત, વૃક્ષ કે હોડી કશાને પણ જોયું નહીં. કમળના પાંદડાંને વિશે રહેલો ત્યારે હું વિચારવા લાગ્યો કે, હું કોનાથી ઉત્પન્ન થયો હોઈશ? મારો રક્ષણ કર્તા કોણ હશે? તેમ યુગનો નાશ થવે મારો હરણ કર્તા પણ કોણ હશે? કંઇ પણ પૃથ્વી દેખાતી નથી, કે જેને આધારે આ કમળ રહેલું હોય. આ કમળ કેવી રીતે ઉત્પન્ન થયું હશે? હું મૂળ પર્યંત કમળ સિવાય બીજું કશું જોતો

નથી. ત્યાર પછી મેં ત્રણ હજાર વર્ષ સૂધી પાણીને વિશે તપ કીધું. જે વખતે આકાશવાણી થઇ. ત્યાર પછી એક હજાર વર્ષ ફરીથી મેં કમળમાં રહીને તપ કીધું. ફરીથી તે વખતે 'ઉત્પન્ન કર' એવી આકાશ વાણી મારાથી સંભળાઇ. મૂઢ એવો હું આ વાણી સાંભળીને શું સરજું ? અને શું કરું ? તે વિશે ચિંતાગ્રસ્ત થયો. આ વખતે દારુણ એવા મધુ અને કૈટભ નામના બે દૈત્યો થયા અને તેઓનાથી બીધેલો હું નાળમાંથી નીકળી, પાણીના મધ્યમાં આવી ઉભો રહ્યો. ત્યારે મેં ચતુર્ભૂજ અને મેઘના સરખા શ્યામ શરીરવાળા પરમ પુરુષને જોયા. જેનું ઉરસ્થળ કૌસ્તુભથી શોભી રહેલું હતું. તેઓને મેં શેષનાગ ઉપર પોઢેલા જોયા અને યોગ નિદ્રાને વિશે પડેલા જોયા. આવી રીતના જોઇને નિદ્રા દેવીની સ્તુતિ કરી. ત્યાર પછી નિદ્રા દેવી વિષ્ણુ ભગવાનને છોડીને ગગનને વિશે ચાલી ગઇ ને વિષ્ણુ ભગવાન્ જાગ્રત થયા. તેઓએ પાંચ હજાર વર્ષ સૂધી તે દૈત્યો સાથે યુદ્ધ કર્યું અને પોતાના ઉરુ સ્થળને વિશે તે બે દૈત્યોને માર્યા. જ્યાં હું તથા વિષ્ણુ હતા ત્યાં રુદ્ર આવી પહોંચ્યા. અમે ત્રણેએ પરમા શક્તિને જોઇ, તેમની સ્તુતિ કીધી. સ્તુતિ કરાયલાં મહા શક્તિ કૃપાવડે અમને કહેવા લાગ્યાં. દેવી બોલ્યાં:-તમો તમારા કાર્યનો આરંભ કરો અને પોતાની વિભૂતિવડે ચાર પ્રકારની પ્રજા સર્જો. અતંદ્રિત થઇ તમારી ઉત્પત્તિ, સ્થિતિ તથા લયનું કાર્ય કરવા માંડો. સુખને આપે એવી મૃદુ વાણીવડે બ્રહ્મા બોલ્યા કે, હમો પ્રજા સરજવાને અશક્ત છીએ. અહીં કાંઇ જમીન નથી, પણ સર્વત્ર જળ જળ છે. આ રીતનું વચન સાંભળી, માયા શક્તિ હસીને કહેવા લાગ્યાં કે તમે, બ્રહ્મા તથા રુદ્ર વિગેરે સ્વસ્થ ચિત્તે આ વીમાનમાં બેસો. હું તમોને અદ્ભુત વસ્તુ દેખાડું. તેઓ તે વિમાનને વિશે બેઠા તથા વિમાન સ્વશક્તિથી અંતરિક્ષમાં આકાશ માર્ગે આગળ વધ્યું.

**सोऽपविष्टान् ततो दृष्ट्वा देव्यस्मान् विजितेंद्रियान् ।**
**स्वशक्त्या तद्विमानं वै नोदयामास चांबरे ॥**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना
प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे एकोनविंशतितमोऽध्यायः ॥ १९ ॥

# અધ્યાય ૨૦ મો.

## બ્રહ્માંડ તથા મહામાયા દર્શન.

**ब्रह्मोवाचः–विमानं मनवेगेन प्राप्तं स्थानांतरं ततः ।**
**न जभं तत्र पश्यामो विस्मिताः स्मो वयं तदा ॥**

બ્રહ્મા કહેવા લાગ્યાઃ—મનના વેગવડે કરી વિમાન બીજા સ્થળને વિશે ગયું. ત્યાં અમોએ પાકાં ફળવાળાં વૃક્ષો, કોકિલા, મહી, પર્વતો, વનો, ઉપવનો, નારીઓ, પુરુષો, પશુઓ, કુવા, વાવો, ઝરાઓ વિગેરે જોયાં તથા સુંદર નગર જોયું. જે નગર કોટ, કિલ્લા તથા મહેલથી શુશોભિત હતું. અમો વિચાર કરવા લાગ્યા કે, આ કોનાથી ઉત્પન્ન થયું હશે? તેવામાં અમે રાજાને નગરમાંથી બહાર મૃગયા રમવા માટે જતો જોયો. અમે વિમાનના ઉપરના ભાગ વિશે અંબિકાને રહેલાં જોયાં. અમારું વિમાન ત્યાંથી ક્ષણ વારમાં બીજે ઠેકાણે ગયું. જેને વિશે નંદન વન પારિજાત, ચાર દંતવાળો હાથી, મેનકા વિગેરે અપ્સરાઓનાં ટોળાં જે યથેચ્છ વિહાર કરે છે તે, ગંધર્વો, ઈંદ્રાણી સહિત ઇંદ્ર અને પછી ત્રિવિષ્ટપ ભગવાનને જોઇ, અમો સૌ વિસ્મયાન્વિત થઈ ગયા. કુબેર તથા વિભાવસુ સૂર્ય વિગેરેને પણ અમે ત્યાં જોયા. વિમાન ત્યાંથી ગયું અને બ્રહ્મલોક વિશે પહોંચ્યું. આ જોઇ મહાદેવ તથા વિષ્ણુ વિસ્મય પામ્યા. ત્યાં સભાને વિશે દેવતાઓ તથા સ્વરૂપવાળા સાગરો, નદીઓ, પર્વતો અને સર્પો વિગેરે જોયા. ક્ષણ વારમાં વિમાન ત્યાંથી નીકળી, કૈલાસ પર્વતપર ગયું. જ્યાં મંદારવાટિકા, કોકિલાનો મધુર અવાજ, ભગવાન્ શંભુ વૃષભર વિરાજેલા પાંચ મુખવાળા, દશ ભુજાવાળા, વ્યાઘ્રાંબર પહેરેલા જોયા. તેમની પાસે તેમના બે પુત્રો તથા તેમના ગણો જય ધ્વનિ બોલતા જોયા. આ બીજા શંકરને જોઇ અમો ઘણા વિસ્મય પામી ગયા.

ત્યાંથી વિમાન વૈકુંઠ લોકને વિશે ગયું. ત્યાં કમલ સરખાં લોચન વાળા, ચતુર્ભુજધારી તથા પીતવસ્ત્ર ધારણ કરનારા બીજા વિષ્ણુ ભગ-

વાનને જોઇ, અમો વિસ્મય પામ્યા. ત્યાંથી વિમાન એક સમુદ્ર આગળ આવ્યું, જેમાં અનેક પ્રકારનાં જલ જંતુઓ, હંસ તથા કારંડવાદિ જોવામાં આવ્યાં. મંદાર તથા પારિજાતથી યુક્ત એક દિવ્ય મંડપ ત્યાં જોવામાં આવ્યો. જે નાનાં પ્રકારનાં મોતી તથા રત્નોથી યુક્ત હતો, અને તેપર એક સુંદર અંગવાળી સ્ત્રી જોવામાં આવી. જેણ રક્તવસ્ત્ર પહેરેલું હતું. આ સુંદર મુખવાળી, લાલ આંખવાળી, કાંતિમાં રમાથી પણ અધિક એવી તે સુંદરીને જોઈ, અમો ઘણા વિસ્મય પામ્યા. ભગવાન્ વિષ્ણુ તેને જોઇ કહેવા લાગ્યા કે, આ તો મહા માયા છે, જે દુરારાધ્યા તથા સર્વની આદિરૂપ છે. જે ક્ષયને વિશે આખા વિશ્વનો સંહાર કરી ક્રીડા કરે છે. આપણ સર્વનું અહો ભાગ્ય કે આપણને એમનાં દર્શન થયાં. નહીં તો રાગી એવા આપણને દર્શન થાયજ કયાંથી? એ મૂળ પ્રકૃતિ છે તથા સદા પુરુષયુક્ત છે. આ માયેશ્વરીએ જ આપણને સઘળું બ્રહ્માંડ તથા દેવતા અસુર વિગેરે દેખડાવ્યાં. હું, સઘળા દેવો અથવા રમા વિગેરે સઘળી દેવસ્ત્રીઓ પણ એના લક્ષાંશને તુલ્ય નથી. ખરેખર એ આપણી માતારૂપ છે. એ બાબત હું કહું, તે તમે સાંભળો. મહા અર્ણવને વિશે એક વડના પાંદડાંની ઉપર નાનું છોકરું થઇને મોઢામાં પગનાં આંગળાં ઘાલીને જયારે હું ધાવતો હતો ત્યારે આ જ મહાદેવી મને ગીત ગાતાં તથા હીંચકા નાંખતાં હતાં; અને આનાં દર્શનથી મને ખાત્રી થાય છે કે, આ તે જ છે.

**मामयं दोलयन्ती च बालभावान्मयेक्षिता ।**
**सेयं सुनिश्चितं ज्ञानं जातं मे दर्शनादिव ॥**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हरिजीना
प्रसिद्धीकृते गुर्ज्जरभाषान्तरे विंशतितमोऽध्यायः ॥ २० ॥

# અધ્યાય ૨૧ મો.



## ભગવાને કીધેલું મહામાયાનું સ્તવન.

**ब्रह्मोवाचः–इत्युक्त्वा भगवान् विष्णुः पुनराह जनार्दनः ।
वयं पार्श्वे गमिष्यामो तां प्रणम्य पुनःपुनः ॥**



બ્રહ્મા બોલ્યાઃ–આપણે એમની પાસે જઈએ અને એ મહામાયાનું સ્તવન કરીએ. જો ચાકરો બારણાને વિશે આપણને અટકાવશે તો આપણે તેઓની સ્તુત કરીશું. આ પ્રમાણે કહીને ત્રણે જણા વિમાનમાંથી ઉતરીને, દેવીના દ્વાર આગળ ગયા. ત્યાં જતાવારમાં તે ત્રણે જણા સ્ત્રીરૂપ થઇ ગયા અને આથી તેઓ ઘણા જ અજાયબ પામ્યા. અમો મહામાયાને પ્રણામ કરીને ત્યાં આગળ ઉભા રહ્યા. આ મહામાયાને રક્ત વસ્ત્રવાળી, લીલાં વસ્ત્રવાળી અને પીળાં વસ્ત્રવાળી હજારો સ્ત્રીઓ તેની પરિચર્યામાં હતી. આ સઘળી સ્ત્રીઓને વિશે મહામાયા ઘણાં જ શોભતાં હતાં. કેટલીક અંગનાઓ ત્યાં ગાતી હતી અને કેટલીક નાચતી હતી. કેટલીક ત્યાં વીણા વગાડતી હતી. ત્યાં આગળ હે નારદ ! મેં એક અદ્ભુત વસ્તુ જોઇ. તે માયાનાં પગના નખદર્પણ વિશે સ્થાવર અને જંગમ સઘળું બ્રહ્માન્ડ મેં જોયું. હું, વિષ્ણુ, રુદ્ર, વાયુ, અગ્નિ, યમ, રવિ, વરુણ, ચંદ્ર, ત્વષ્ટા, કુબેર, પર્વત, સાગર, નદી, ગંધર્વ, અપ્સરાઓ, વિશ્વાવસુ, ચિત્રકેતુ, ચિત્રાંગદ, નારદ, તુંબરુ, હાહા, હુહુ, અશ્વિનૌ, સિદ્ધો, પિતરો, નાગો, ઉરગ, તથા રાક્ષસો, એ સઘળાં મેં તેને વિશે જોયાં. બીજું વૈકુંઠ, બ્રહ્મસદન અને પર્વત સદૃશ કૈલાશ પણ આ નખને વિશે મેં જોયાં. જેમાંથી મારો જન્મ થયો છે તે કમળ તથા તેના ઉપર રહેલા બ્રહ્મા, શેષશાયી તથા મહાદેવ તથા મધુ, કૈટભ, એ સઘળું અમે તેના પાદપદ્મના નખ વિશે જોયું. આ જોઇને વિષ્ણુ, શંકર તથા હું ઘણા વિસ્મય થયા અને અમો તે દેવીને જગતની માતારૂપ માનવા લાગ્યા. ત્યાં જોતજોતામાં સો વર્ષ પૂરાં થયાં. તેટલા વખત સૂધી હું સુધાસિંધુને વિશે

મોહિત થયેલો ત્યાં રહ્યો. પછી એક વખત ભગવાન્ વિષ્ણુ યુવતી ભાવને પામેલા એવા મહામાયાનું સ્તવન કરવા લાગ્યા.

ભગવાન્ બોલ્યા:–હે પ્રકૃતિ! હે વિધાત્રી! તમને હમેશ અમો નમસ્કાર કરીએ છીએ. આ સઘળા મનોરથને પૂરાં પાડનારાં તમે છો. હવે મેં જાણ્યું કે, આ સઘળું તમારે વિશે રહેલું છે અને તમે જ સઘળાનું ઉત્પત્તિસ્થાન છો. સઘળાને વિશે શક્તિનાં કારણરૂપ તમે જ છો. તમારાવડે જ હું, મહાદેવ અને બ્રહ્મા સફળ કાર્યવાળા છીએ. તમે પ્રકૃતિરૂપ છો. આ સઘળો સત્ અને અસદ્ વિકાર તમારાથી જ વિસ્તૃત થયેલો છે, અને રંજનને માટે ઇંદ્રજાળની માફક આ સઘળું તમારાથી ઉત્પન્ન થયેલું છે. આ સઘળું તમારે વિશે રહેલું છે અને તમો–શક્તિવિના પુરુષ અશક્ત કહેવાય છે, એમ બુદ્ધિમાન્ માણસો કહે છે. પોતાના તેજ અને પ્રભાવવડે કરીને આ અખિલ વિશ્વને તમો પ્રકટ કરો છો. હે માતર્! તમારા વૈભવનું ચરિત્ર કોણ જાણવા શક્તિમાન્ છે? મધુ અને કૈટભથી તમે અમારું રક્ષણ કર્યું. તમે અમને સઘળા લોક બતાવ્યા. હે ભવાનિ! આવી રીતનો તમારો પ્રભાવ ઘણો પ્રસિદ્ધ છે. હું, શિવ, તેમ જ બ્રહ્મા કોઇ પણ તમારું ચરિત્ર જાણવાને શક્તિમાન્ નથી. અમારાથી ઇતર, હરિ શિવ, તેમ જ બ્રહ્મા તમે બતાવ્યા. તમારો સુપ્રભાવ અમો કેવી રીતે જાણી શકીએ? તમારું રૂપ હમેશાં અમારા ચિત્તને વિશે રહો અને તમારા પદાંબુજનું અમોને હંમેશ દર્શન થાઓ. તમે અખિલ ભુવનનો પ્રપંચ જાણો છો. બ્રહ્મા સરજે છે, વિષ્ણુ રક્ષણ કરે છે અને ઉમાપતિ સંહાર કરે છે, એ જગતમાં પ્રસિદ્ધ છે. પણ આ સઘળું જો તેઓ શક્તિયુક્ત હોય છે, તો જ કરવાને શક્તિમાન્ થાય છે. તમે ધાત્રી છો, તમો ધરારૂપ છો, તમે આધાર શક્તિ છે અને તમારા પ્રભાવથી જ સૂર્ય પ્રકાશે છે. બ્રહ્મા, હર અને હરિ તથા સઘળા દેવતાઓ પણ તમારી જ સત્તાથી પ્રભાવવાળા થાય છે. તમારી પાસે રહેલો એવો હું જાણું છું કે, તમે પુરુષ પુરાણના ઉપર પ્રસન્ન હો છો, તો જ હું વિભુ, અનાદિ, હરિ, વિષ્ણુ, ઇશ, એ વિગેરે નામોથી ઓળખાઇ શકું છું. બુદ્ધિવાળા પુરુષોની તમે વિદુષી કહેવાઓ છો.

શક્તિવાળાની તમે શક્તિ કહેવાઓ છો, તમે કીર્તિરૂપ છો, તમે ગાયત્રી છો, તમે વેદ કરનારાં છે, તમે સ્વાહા તથા સ્વધા પણ છો. તમે મોક્ષને માટે જ આ અખિલ પ્રપંચને રચો છો. તમે અખિલ જગત્ ઉત્પન્ન કરો છો અને સંહાર કરો છો. તમે નાટ્ય અને નટીની માફક કાર્ય કર્યા પછી વિરામ પામો છો. અમારા ભવરૂપી સમુદ્રના મોહને વિશે તમે ત્રાતારૂપ છો. હે મહામાયે! હું તમારા ચરણને નમસ્કાર કરું છું તથા સર્વ અર્થની સિદ્ધિને માટે તમે મને જ્ઞાનનો પ્રકાશ કરો.

नमो देव्यै महामाये नमामि चरणं तव।
सदाज्ञानप्रकाशं मे देहि सर्वार्थदे शिवे॥

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना प्रसिद्धीकृते गुर्ज्जरभाषान्तरे एकविंशतितमोऽध्यायः॥ २१॥

---

# અધ્યાય ૨૨ મો.

## શંકરે કીધેલું મહામાયાનું સ્તવન.

**ब्रह्मा उवाचः-इत्युक्त्वा विरते विष्णौ देवदेवजनार्दने।**
**उवाच शंकरः शर्वः प्रणतः परतः स्थितः॥**

બ્રહ્મા બોલ્યા:-જ્યારે વિષ્ણુ ભગવાન્ આટલું કહી વિરામ પામ્યા, એટલે મહાદેવ કહેવા લાગ્યા. શંકર સ્તુતિ કરે છે:-જેમ હરિ તમારાથી ઉદ્ભવ પામેલા છે તથા જેમ બ્રહ્મા પણ તમથી થયા છે, તેવી રીતે હું પણ, હે દેવિ! તમારાથી સગુણ થયો છતો ઉત્પન્ન થયો છું. તમો પાણી, પવન, પૃથ્વી તથા બુદ્ધિ, મન, અહંવૃત્તિ વિગેરે છો. હરિ, હર તથા બ્રહ્માથી અખિલ જગત્ ઉત્પન્ન થયું છે. પણ અમો ત્રણે તમારી સહાયતાથી જ જગતને રચી શકીએ છીએ. બ્રહ્મા, વિષ્ણુ તથા શિવથી કરાયલું આ અખિલ સચરાચર તમારાવડે જ છે. જૂદા જૂદા વિલાસવડે

તમે જગતને રમાડો છો. બ્રહ્મા સકલ લોકને ઉત્પન્ન કરવાની ઈચ્છાવાળા છતાં અસમર્થ છે. પણ તમારાં ચરણકમળરૂપી આશ્રય મેળવવાથી જ તે શક્તિમાન્ થાય છે. જો તમારી મતિ વિષમા ન હોય તો આ જગત્ બહુધા કેવી રીતે થઇ શકે? કારણ આ જગત્ રાજાઓ, પ્રધાનો, ચાકરો, ધનવાન્ તથા દરિદ્રીથી વ્યાપ્ત છે. હું, હરિ તથા બ્રહ્મા જગતનું કારણરૂપ તમારા વડે જ થયા છીએ. અમે વિમાનમાં બેસી, ત્રણ બીજા લોક જે જોયા, તે તમારી જ કૃતિ હતી. તમારી મરજી પ્રમાણે તમે જગતને સરજો છો તથા મરજી પ્રમાણે સંહાર કરો છો. તમારી ગતિ કળી શકવા કોઇ શક્તિવાન્ નથી. અગર જો અમે સ્ત્રીભાવને પામેલા છીએ તોપણ તમારા ચરણકમલનું હમેશ સેવન કરવા ઇચ્છીએ છીએ. કારણ અમો બીજે કેથેથી સુખ મેળવવા શક્તિવાન્ નથી. અમોને તમારી પાસે રહેવાથી જરા પણ કોઈ રીતનો ખેદ થતો નથી. કારણ તમારું પદ હમ્મેશ સુખને આપનારું છે. તમારું સામિપ્ય છોડી દઈને, કોણ રાજ્ય ઇચ્છે? તપવડે, દમવડે, સમાધિવડે, સુચરિત યજ્ઞવડે, પણ તમારાં ચરણ રજના સેવન જેટલી મુક્તિ થાય એમ નથી. જો મારીપર દયા હોય તો અદ્ભુત મંત્ર મને કહો. પ્રથમ જન્મ વિશે કહેલો નવાક્ષર મંત્ર હાલ મને માલમ નથી. ભવાર્ણવના તારણરૂપ તે મંત્ર મને કહો. બ્રહ્મા બોલ્યાઃ—આ રીતે સ્તુતિ કરાયલાં અંબિકાએ પ્રસ્ફુટ રીતે ૐ ऐं ह्रीं क्लीं चामुंडायै विच्चे એ નવાક્ષર મંત્ર કહ્યો. આ મંત્ર મેળવી શંકર પરમ હર્ષને પામ્યા અને દેવીના ચરણને વંદન કીધું; તથા કહેવા લાગ્યા કેઃ—હું તમારી આજ્ઞા પાળનાર કિંકર છું. ભવાબ્ધિ તરવામાં મારું રક્ષણ કરો. જે માણસ તમારું આદ્ય ચરિત્ર જાણતા નથી, તે મને પ્રભુ એમ કહે છે. જે ભકતો તમારું યજન કરે છે તે પણ તમારું પૂર્ણ ચરિત્ર જાણતા નથી. હું તમારાથી નિર્માણ થયેલો છું; અને તમારી સહાયતાથી જ હું વિહાર કરવાને શક્તિમાન છું. અહંકારથી જે મારા અપરાધ થયા હોય તે માફ કરો. જે મૂઢ લોકો અષ્ટધા યોગ માર્ગવડે સ્વર્ગ કામના રાખે છે, તે લોકો જાણતા નથી કે, તમારું નામ જ

મોક્ષને આપનારું છે. જ્યારે તમે પોતે મધુ અને કૈટભથી અમારું પાલન કીધું ત્યારે હરિ પાલક કઇ રીતે થઇ શકે? તમારો જન્મ કોઇ પણ ઠેકાણે જોયો અથવા સાંભળ્યો નથી; અને તમે જ આદ્ય શક્તિ છો. હું તમારાથી જ્યારે યુક્ત હોઉં છું ત્યારે જ સંહાર ...ને, હરિ રક્ષણ કરવાને અને બ્રહ્મા સરજવાને શક્તિમાન્ થાય છે. હું, હરિ, શંકર તથા બીજાઓ કોઇ કંઇ પણ કરવાને શક્તિમાન્ થયા નથી અને થશે પણ નહીં. તમારા મુખવડે કરીને તમે અમારા સંદેહનું છેદન કરવાને શક્તિમાન્ છો. તમે પુમાન્ છો વા સ્ત્રી છો, તે મને વિસ્તાર થકી કહો. તમને જાણીને હું ભવસાગરને વિશે અતિ આનંદ પામેલો છું.

पुमानसि त्वं स्त्री वासि वद विस्तरतो मम ॥
ज्ञात्वाहं परमांशान्ति गतोऽस्मि भवसागरे ॥

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे द्वाविंशतितमोऽध्यायः ॥ २२ ॥



# અધ્યાય ૨૩ મો.

## મહામાયાએ ત્રણે દેવોને તેઓનાં સોંપેલાં કાર્યો.

ब्रह्मा उवाचः–इति पृष्टा मया देवी वाचा विनययुक्तया ।
उवाच वचनं श्लक्ष्णमाद्या भगवती हि मां ॥



બ્રહ્મા કહે છે–આ પ્રમાણેની સ્તુતિ કરાએલાં દેવી મને કહેવા લાગ્યાં કેઃ—મારે વિશે અને સર્વ દેવને વિશે કાંઇ પણ ભેદ નથી. જે ભેદ લાગે છે તે મતિના વિભ્રમને લીધે છે. જે માણસ આપણું અંતર સૂક્ષ્મ છે એમ જાણે છે, તે સંસારથી મુક્ત થાય છે, એમાં કાંઇ પણ સંશય નથી. બ્રહ્મ નિત્ય અને સનાતન છે. જ્યારે દ્વૈતભાવને પામે છે ત્યારે તેને કાલ કહેવામાં આવે છે. જેમ એક દીવામાંથી બે પ્રકારના દીવા ઉત્પન્ન થાય છે, તે છાયા

અથવા તો દર્શનને લીધેજ હોય છે. તેમજ આપણો ભેદ પ્રતિબિંબ સરખો છે. ઉત્પત્તિ, સ્થિતિ તથા લયને વિશે જે ભેદ થાય છે, તે દ્રષ્ટા દશ્યના ભેદને લીધે જણાય છે. બીજું કાંઇ નથી. હું સ્ત્રી નથી, પુમાન્ નથી અથવા ક્લીબ નથી. ઉત્પત્તિ થયે છતે આ બે પ્રકારનો ભેદ કલ્પાય છે. હું અહંકાર, શ્રી, ધૃતિ, કાન્તિ, મતિ, સ્મૃતિ, શ્રદ્ધા, શાંતિ, વિદ્યા, સ્પૃહા, વાઞ્છા અને શક્તિ વિગેરે હું જ છું. પરા અને મધ્યાન્હ નાડી જે કહેવાય છે તે હું જ છું. આ સંસારને વિશે મારાથી વિરક્ત શું છે? હે બ્રહ્મન્! હું સર્વત્ર છું, એમ તમે જાણો. હું સર્વને વિશે શક્તિરૂપે રહીને તેની પાસે પરાક્રમ કરાવું છું. ઐન્દ્રી, બ્રાહ્મી, રૌદ્રી, વારાહી, વારુણી, નારસિંહી, એ વિગેરે શક્તિઓ હુંજ છું. કાર્ય ઉત્પન્ન થએ છતે દેવોને વિશે હું પ્રવેશ કરું છું અને નિમિત્ત પ્રમાણે સર્વ કાર્ય કરું છું. મારે વડે જ જળને વિશે શીતળપણું, અગ્નિ તથા દિવાકરને વિશે ઉષ્ણ-પણું, ચંદ્રને વિશે હીમપણું ઉત્પન્ન થાય છે. પણ મારાથી ત્યજી દેવાયલું કોઇ પણ હાલવાને શક્તિમાન્ નથી. મારાથી ત્યક્ત એવા શંકર પણ રાક્ષસોને મારવાને અશક્તિવાન્ છે અને નર પણ શક્તિથી વિરક્ત થએલા દુર્બળ કહેવાય છે. શક્તિથી હીન એવા રુદ્ર અથવા વિષ્ણુને કોઈ પણ નમતા નથી. રુદ્ર શક્તિ હીન થએલા પતન પામે છે અને શત્રુને વશ થાયછે; તેમજ તમો સરજવાને ઈચ્છા કરો છો, તે પણ મારીજ શક્તિ છે. જો મારી શક્તિથી યુક્ત હો છો તો તમે તે કરવાને શક્તિમાન્ થાઓ છો. હરિ, શંભુ, સૂર્ય, ઇન્દ્ર, શશી, ત્વષ્ટા, સૂર્ય, યમ, વરુણ, પવન, શક્તિવડે યુક્ત હોય છે, તોજ સઘળું કરવાને શક્તિમાન્ થાય છે. શેષનાગ તથા કૂર્મ પણ મારી શક્તિથીજ પૃથ્વીને ઝીલ-વાને શક્તિમાન્ થાય છે. હું સઘળું કરી શકું છું. સૂર્યને પણ હરણ કરી શકું છું. હે બ્રહ્મન્! આગળની માફક સઘળા ભૂત પ્રાણી માત્રને ઉત્પન્ન કરો. તમો સઘળા પોતપોતાનાં કાર્યને વિશે યોજાઓ, અને તમે પોતપોતીકી શક્તિને ગ્રહણ કરો. મહા સરસ્વતી નામની શક્તિ છે, જે રજોગુણથી ઉત્પન્ન થએલી છે તથા જે શ્વેત વસ્ત્રને પહેરનારી છે અને દિવ્યાભૂષણથી અલંકૃત છે

જે મોરના ઉપર આરૂઢ થયેલી છે, તે ક્રીડાને માટે તમારી સહચારિણી થાઓ; અને એની સાથે હે બ્રહ્મન્! તમે સત્ય લોકને વિશે જાઓ. હાલ મારા બીજ મંત્ર થકી ચાર પ્રકારનું સઘળું ઉત્પન્ન કરો. તમારે હંમેશાં વિષ્ણુને પૂજનીય માનવા. સઘળા થકી સત્વગુણ પ્રધાન છે. જ્યારે જ્યારે કામ પડશે ત્યારે ત્યારે પૃથ્વીને વિશે તેઓ ફરી અવતાર લઇ, ભિન્ન ભિન્ન યોનીને વિશે ઉત્પન્ન થઈ, મનુષ્ય રૂપ ધારણ કરી, ભગવાન્ રાક્ષસોનો નાશ કરશે. મહાબળવાળા મહાદેવ તમને સહાયભૂત થશે. સઘળા દેવતાઓ તમે એકઠા મળી મરજી પ્રમાણે વિહાર કરો. બ્રાહ્મણો, ક્ષત્રિયો અને વૈશ્યો દક્ષિણાવાળા નાના પ્રકારના યજ્ઞો કરીને તમ સઘળા દેવતાઓનું યજન કરશે; અને મારા નામના ઉચ્ચારણવડે સઘળા દેવતાઓ યજ્ઞને વિશે તૃપ્તિને પામશે. સઘળા યજ્ઞોને વિશે શિવ હંમેશાં પહેલા પૂજવા; કારણ કે તે તમોગુણ પ્રકૃતિ છે. જ્યારે જ્યારે દેવતાઓને અસુરોથી ભય થશે ત્યારે ત્યારે હું તેઓનામાં શક્તિ મૂકીને તેઓનું હરણ કરીશ. હે બ્રહ્મન્! મારા આ નવાક્ષર મંત્રના બીજનું ધ્યાન કરી તમે સઘળું કાર્ય કરો. સઘળા મંત્રોમાં એ મંત્રને ઉત્તમ જાણો. જે હંમેશાં એને હૃદયને વિશે ધારણ કરે છે, તેનાં સઘળાં કાર્યો સિદ્ધ થાય છે.

બ્રહ્મા કહે છેઃ–આ પ્રમાણે જગતની માતા મને કહીને ભગવાનને કહેવા લાગ્યાંઃ–હે વિષ્ણુ! આ મહાલક્ષ્મી જે મનોહર છે, તેને તમે ગ્રહણ કરો. મેં ક્રીડાને માટે સર્વ અર્થને આપનારી આ શક્તિ તમને આપી છે. તે હંમેશાં તમારા વક્ષઃસ્થળને વિશે રહેશે. તમારે કોઈપણ વખત તેને ધિક્કારવી નહીં. પણ હંમેશાં માન આપવું. એ પ્રમાણે લક્ષ્મી અને નારાયણનો યોગ મારાથી થયો છે. જ્યારે જ્યારે દેવોના યજનને માટે યજ્ઞ થશે ત્યારે ત્રણેએ હંમેશાં રહેવું. મારા ગુણથી ઉત્પન્ન થએલા તમે, બ્રહ્મા અને શિવ, સર્વત્ર માનનીય અને પૂજ્ય થશો. જે મૂઢ લોકો ભેદ કરશે તે નર્કને પામશે, એમાં કાંઈ પણ સંદેહ નથી. જે હરિ છે તે જ શિવ છે; અને જે શિવ છે તે જ હરિ છે. એને વિશે કાંઇ પણ ભેદ નથી. તેમ જ બ્રહ્મા પણ જાણવા. એમાં કાંઇ પણ ભિન્ન

ભાવ કરવા જેવું નથી. પરમાત્માના ચિંતનને વિશે સત્વગુણ મુખ્ય જોઇએ; અને રજોગુણ તથા તમોગુણ ગૌણ જોઇએ. વિષ્ણુ લક્ષ્મીથી યુક્ત થએલા રજોગુણ યુક્ત થઇને વિહાર કરશે. અને શિવ તમોગુણ યુક્ત થઈને ઘોર રૂપવાળા એવા રાક્ષસોના નાશના કરનારા થશે. આ મારું પરમ એવું વાગ્ બીજને ગ્રહણ કરો. કામરાજ એ બીજું બીજ છે, અને માયાબીજ એ ત્રીજું છે. હે રમાકાંત ! મારાથી અપાયલા પરમ અર્થને આપનાર એવા આ મંત્રને ગ્રહણ કરીને તેનું જપ કરતાં હંમેશાં યથેચ્છ વિહાર કરો. જ્યારે હું સઘળા ચરાચર જગતનો સંહાર કરીશ ત્યારે તમે મારે વિશે લીન થઇ જશો. તે વખતે આ મંત્રનું સ્તવન કરવું, કે જેના બોલવાથી સઘળું શુભ થશે. વૈકુંઠ તમારું સ્થાન છે. તેમાં હે પુરુષોત્તમ! પરમ પુરુષનું ચિંતન કરતા તમે વિહાર કરો.

બ્રહ્મા કહે છેઃ- આ પ્રમાણે શ્રેષ્ઠ થએલી ત્રિગુણા પ્રકૃતિ દેવને કહીને શંકર ભગવાનને અમૃત રૂપી વચનવડે કહેવા લાગ્યાં.

દેવી બોલ્યાંઃ- હે હર ! મહાકાલી જે મનોહર છે તથા જે ગૌરી એ નામે કહેવાય છે, તેને ગ્રહણ કરીને કૈલાશને વિશે તમો વિહાર કરો. તમારે વિશે મુખ્ય તમોગુણ થાઓ, કે જે ગુણવડે કરીને અસુરોનો નાશ થાય. પરમાત્માનું સ્મરણ કરતી વખતે તેમ જ તપ કરતી વખતે મારો સત્વગુણ છે તે તમારે ગ્રહણ કરવો. હંમેશાં આ ત્રણ ગુણો, સૃષ્ટિ, સ્થિતિ અને અંતવડે કરીને સર્વથા વિહીન, આ સંસારને વિશે કોઇ પણ વસ્તુ નથી. જે વસ્તુ દૃશ્ય હોય છે, તે આ સંસારને વિશે ત્રિગુણાત્મક હોય છે, અને જે દૃશ્ય હોય છે, તે નિર્ગુણ હોતી નથી. પરમાત્મા નિર્ગુણ છે તો તે દૃશ્ય હોતા નથી. હું સમય પરત્વે હે શંકર! સગુણ અને નિર્ગુણ થઇશ. કોઇ પણ વખત અહંકાર કરવો નહી. હું કારણ પરત્વે સગુણ થાઉં છું. પણ પુરુષના અંતિકને વિશે નિર્ગુણ થાઉં છું. મહત્તત્વ, અહંકાર, શબ્દાદિ કાર્ય, કારણ, વિગેરે સાત, ગુણ કહેવાયલા છે. કારણ અહંકાર ત્રિગુણાત્મક છે. અહંકાર વડે હું, તું, એ પ્રમાણેની બુદ્ધિ થાય છે. કાર્ય મહત્તત્વ છે અને અહંકાર કારણ છે. તેની માત્રા તે અહંકારથી ઉત્પન્ન થાય

છે. પંચ જ્ઞાનેંદ્રિય, પંચ કર્મેંદ્રિય, પંચ મહાભૂત તથા સોળમું મન, એ પ્રમાણે સોળ માત્રાઓ છે. કાર્ય અને કારણ એ બે મળીને આ પંચ ભૂત શોડષાત્મક્ છે. પરમાત્મા પુરુષસ્વરૂપ છે. તે કાર્ય નથી, તેમ કારણ પણ નથી. હે શંભુ! આ પ્રમાણે સર્વનો ઉદ્ભવ છે. હે અમરોત્તમો! તમો તમારા કાર્યને વિશે પ્રવૃત્ત થાઓ. આપત્તિ સમયે સ્મરણ કરવાથી હું તમોને દર્શન આપીશ. હે દેવો! સનાતન પરમાત્મા એવી જે હું તેનું સ્મરણ કરો, જેથી કરીને તમારાં સઘળાં કાર્યો સિદ્ધ થશે.

બ્રહ્મા કહેવા લાગ્યાઃ-આ પ્રમાણે મને સરસ્વતી, શિવને મહાકાલી અને વિષ્ણુને મહાલક્ષ્મી એવી રીતે શક્તિઓ આપીને, તે ત્યાંથી અંતર્ ધ્યાન થઇ ગયાં. તેણીનું સ્વરૂપ અને પ્રભાવને ચિંતન કરતા અમે તે વિમાનની પાસે ફરીથી ગયા. પણ દેવી ત્યાં માલમ પડયાં નહીં. એકલું વિમાન જ ત્યાં જોવામાં આવ્યું, જે વિમાનમાં બેસીને અમે મહાર્ણવને વિશે કમળની પાસે પાછા ગયા, કે જ્યાં આગળ મધુ કૈટભ નામના દૈત્યોને ભગવાને પોતાના ઉરસ્થળ ઉપર રાખીને માર્યા હતા.

**आसाद्य तस्मिन्वितते विमाने प्राप्ता वयं पंकजसंनिधिं च ।**
**महार्णवे यत्र हतावुरस्यौ मुरारिणा तौ मधुकैटभाख्यौ ॥**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना
प्रसिद्धीकृते गुर्ज्जरभाषान्तरे त्रयोविंशतितमोऽध्यायः ॥ २३ ॥



# અધ્યાય ૨૪ મો.

## નિર્ગુણ દૃશ્ય કેવી રીતે?

**ब्रह्मोवाचः-एवंप्रभावा सा देवी मया दृष्टाथ विष्णुना ।**
**शिवेनापि महाभाग प्राप्ता देव्यः पृथक् पृथक् ॥**



બ્રહ્મા બોલ્યાઃ-આ પ્રમાણે મેં, શિવે અને વિષ્ણુએ તે દેવી જોઇ અને અમોએ જૂદી જૂદી દેવીઓને મેળવી.

વ્યાસ બોલ્યાઃ-આ પ્રમાણેનું બ્રહ્માનું વાકય સાંભળીને નારદમુનિ, પોતાના બાપ પ્રજાપતિને પરમપ્રીતિથી પૂછવા લાગ્યા.

નારદ બોલ્યાઃ-પરમાત્મા, અવિનાશી, નિર્ગુણ તથા અવ્યય છે, તે દૃશ્ય કેવી રીતે થાય? અને તેઓએ ત્રિગુણાત્મક શક્તિ જોઇ, તેનું નિર્ગુણાત્મકમાં કેવી રીતે સ્વરૂપ હતું? તે મને કહો. આ માટે મેં શ્વેત દ્વીપને વિશે ઉગ્ર તપ આરંભ્યું હતું. સિદ્ધો, મહાત્માઓ તથા જેનો ક્રોધ જતો રહ્યો છે એવા તાપસો જોયા. પણ મારાથી પરમાત્મા દૃષ્ટિગોચર થયા નહીં. મેં પૂરીથી તીવ્ર તપ આદર્યું, ત્યારે મેં સગુણા શક્તિ જોઇ. તે નિર્ગુણા કેવી રીતે થઇ શકે? તે મને કૃપા કરીને દર્શાવો.

વ્યાસ બોલ્યાઃ-આ પ્રમાણે જ્યારે પ્રજાપતિ બ્રહ્માને નારદે પૂછ્યું, ત્યાર બ્રહ્મા હસીને બોલ્યાઃ-જે વસ્તુ નિર્ગુણ હોય છે તે દૃષ્ટિગોચર થતી નથી, તથા જે દૃશ્ય હોય તે અરૂપ કેવી રીતે કહેવાય? શક્તિ દુર્ગમા અને નિર્ગુણ છે અને પુમાન્ પણ નિર્ગુણ છે. તે યોગીઓને તેજવડે કરીને જ્ઞાનગમ્ય હોય છે. પ્રકૃતિ અને પુરુષ એ બંને અનાદિ જાણવાં. તે વિશ્વાસ વડે કરીને જાણવા યોગ્ય થાય છે. કોઇ વખતે પણ અવિશ્વાસ વડે તેઓ જણાઇ શકાતાં નથી. સર્વ પ્રાણિમાં ચૈતન્ય છે તે શ્રેષ્ઠ છે. તે તેજ સર્વત્ર રહેનારું અને સર્વ વ્યાપક છે. તે બેથી વિહિત આ સંસારને વિશે કોઇ પણ વસ્તુ નથી. આ પ્રકૃતિ અને પુરુષ વિના સંસારને વિશે કોઇપણ વસ્તુ નથી. તેઓ દેહને વિશે

એકત્ર થઇને રહેલાં હોય છે. તેઓ એક રૂપ, ચિદાત્મા અને નિર્ગુણ છે. જે શક્તિ તે જ પરમાત્મા છે અને પરમાત્મા તે જ શક્તિ છે. એ બેમાં કાંઇપણ ફેર નથી. સઘળા શાસ્ત્રોને જાણ્યા પછી વૈરાગ્ય થયા વિના આનો સૂક્ષ્મ ભેદ જણાતો નથી. આ સઘળું સ્થાવર જંગમાત્મક વિશ્વ અહંકારથી થએલું છે. તો તે સો કલ્પવડે કરીને પણ તેનાથી રહિત કેવી રીતે હોય? જે નિર્ગુણ હોય તે સગુણ થઇને આંખવડે કેવી રીતે જોવાઇ શકે? ગુણવડે કરીને આવૃત થએલું મન નિર્ગુણને કેવી રીતે જાણી શકે? અહંકારથી ભરેલું મન તેનાથી રહિત કેવી રીતે થઇ શકે? જ્યારે ગુણનો વિચ્છેદ હોતો નથી તો તેનું દર્શન ક્યાંથી હોય? પણ જે માણસ અહંકારથી વર્જિત થાય છે તે જ તેને જોઈ શકે છે.

નારદ બોલ્યા:- પુરુષનું સ્વરૂપ ત્રણપણાંને પામે છે, ગુણોનું જે સ્વરૂપ છે, તેમાં અહંકાર ત્રણ રૂપવાળો છે. સાત્વિક. રાજસ, અને તામસાહંકાર કહેવાય છે. એવા વિભેદવાળા ગુણો એક સ્વરૂપને વિશે કેવી રીતે રહી શક્યા છે? તે મને જણાવો, કે જે જાણવાથી મારું અજ્ઞાનપણું જાય. તેમ જ ગુણનાં લક્ષણોને પણ જૂદા જૂદા વિભાગ પાડીને કહો. ત્રણ શક્તિના ત્રણ ગુણ હોય છે. સાત્વિકની જ્ઞાન શક્તિ છે. રાજસની ક્રિયા શક્તિ છે. અને તામસની દ્રવ્ય શક્તિ છે. હવે તેઓનાં કાર્ય શું શું છે? તે તમો સાંભળો. તામસવડે દ્રવ્ય શક્તિથી શબ્દ ને સ્પર્શ થાય છે અને રૂપ તથા રસ પણ તે પ્રમાણવાળા કહેવાયલાં છે. આકાશ છે તે શબ્દ ગુણાત્મક છે, અને વાયુ છે તે સ્પર્શ ગુણાત્મક છે. અગ્નિ છે તે રૂપ ગુણાત્મક છે. જળ રસ ગુણાત્મક છે. પૃથ્વી ગંધ ગુણાત્મક છે. આ પ્રમાણે સૂક્ષ્મ રીતે તમે જાણો. આ દશ વસ્તુઓ મળીને દ્રવ્ય શક્તિ જોડાયલી છે. તામસ અહંકારથી ઉત્પન્ન થયેલી આ સૃષ્ટિ સદનુવૃત્તિવાળી છે. હવે રાજસ વડે ક્રિયા શક્તિથી કાન, ચક્ષુ, રસના, ઘ્રાણ અને ચર્મ ઉત્પન્ન થયેલાં છે. આ જ્ઞાનેંદ્રિય કહેવાય છે. વાક્, પાણિ, પાદ, પાયુ, અને ગુહ્ય, આટલી પાંચ કર્મેંદ્રિયો છે. પ્રાણ, અપાન, વ્યાન, સમાન અને ઉદાન એ નામના પાંચ વાયુ છે. આ પંદર મળીને

રાજસી સૃષ્ટિ થયેલી છે; અને ક્રિયા શક્તિ વડે કરાયલાં આ તેનાં સાધનો છે. આ સઘળામાં ચિત્ પરમાત્મા તે ઉપાદાન કારણ કહેવાય છે. સાત્વિકથી ઉત્પન્ન થયેલી તે જ્ઞાન શક્તિ છે. વાયુ, સૂર્ય, વરુણ અને બે અશ્વિન આ પાંચ જ્ઞાનેંદ્રિયના અધિષ્ઠાતા દેવ છે. ચંદ્ર, બ્રહ્મા, રુદ્ર અને ક્ષેત્રજ્ઞ આ ચાર અને આગળના પાંચ મળીને નવ અધિષ્ઠાતા દેવતાઓ છે. મન જ્યારે તેની સાથે મળે છે ત્યારે પંદર થાય છે. સાત્વિકની જે સૃષ્ટિ તે સાધક કહેવાય છે. આનંદાનુવૃત્તિ તે ઉપાદાન કહેવાય છે. આ રીતે, સાધક અને સાધ્ય મળીને પરમાત્માનું રૂપ થયેલું છે. આ રીતે પુરુષનું રૂપ સૂક્ષ્મ છે, તેમજ મારું પણ સૂક્ષ્મ છે. હવે પરમાત્માનું સ્થૂળ શરીર હું કહું તે સાંભળો. ભૂતનાં સૂક્ષ્મસ્વરૂપો મેં કહ્યાં અને તેને પાંચ સાથે જોડવાથી પંચ ભૂત દેહ થાય છે. આ પંચીકરણનો ભેદ છે. પહેલા વહેલું રસ હોય છે. તે ઉદક કહેવાય છે. જેમ ઉદકને વિશે બીજા અંશો મિશ્રણ થવાથી તે રસમય થાય છે. તેવી રીતે ભૂત વિભાગને વિશે પણ અસ્પષ્ટ એવું ચૈતન્ય દાખલ થાય છે. અને ચૈતન્યના પ્રવેશ થકી હું એવો સંભવ થાય છે. જેનાથી અભિમાન ઉત્પન્ન થાય છે. આ રીતે ભગવાન્ આદિનારાયણ કહેવાય છે અને ગુણવડે તે વૃદ્ધિ પામે છે. આકાશનો શબ્દ એ ગુણ છે. વાયુના શબ્દ અને સ્પર્શ એવા બે ગુણો છે. અગ્નિના શબ્દ, સ્પર્શ અને રૂપ એવા ત્રણ ગુણો છે. શબ્દ, સ્પર્શ, રૂપ અને રસ, એમ પવનના ચાર ગુણો છે. સ્પર્શ, શબ્દ, રસ, રૂપ અને ગંધ એવી રીતે પૃથ્વીના પાંચ ગુણો છે. આવી રીતે આખું બ્રહ્માન્ડ ઉત્પન્ન થયું છે. અને સઘળા જીવ માત્ર મળીને બ્રહ્માન્ડનો ઉદ્ભવ થાય છે. જીવ જાતને ચોર્યાશીલક્ષ યોની હોય છે. બ્રહ્માનું સ્થૂળ એવું જે રૂપ તે વિરાટ્ કહેવાય છે, તે મેં તમને કહ્યું.

**विराडित्युच्यते ब्रह्मन् स्थूलं रूपं परात्मनः ।**
**ज्ञातव्यं कथितं सर्वं मया ते मुनिसत्तम ॥**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना
प्रसिद्धीकृत गुर्जरभाषान्तरे चतुर्विंशतितमोऽध्यायः ॥ २४ ॥

# અધ્યાય ૨૫ મો.



## ત્રણ ગુણોનું વર્ણન.

**ब्रह्मा उवाचः—सर्गोऽयं कथितस्तात यत्पृष्टोऽहं त्वयाधुना।
गुणानां रूपसंस्था वै श्रुणु चैकाग्रमानसः॥**

બ્રહ્મા બોલ્યાઃ—આ પ્રમાણે મેં તમને સૃષ્ટિ વિશે કહ્યું. હવે ગુણોની સંસ્થા વિશે સાંભળો. સત્વ પ્રીતિને ઉત્પન્ન કરનારું છે. સત્વવડે કરીને આર્જવ, સત્ય, શૌચ, શ્રદ્ધા, ક્ષમા, ધૃતિ, અનુકંપા, લજ્જા અને સંતોષ ઉત્પન્ન થાય છે. એનું વર્ણન શ્વેત છે. સત્ છે તે શુદ્ધિને કરનારું છે; અને અસત્ છે તે અશુદ્ધિને કરનારું છે. હવે સાત્વિકી શ્રદ્ધા ત્રણ પ્રકારની કહેવાયલી છે. રજસ્નું રક્ત વર્ણ છે, અને તે અપ્રીતિને કરનારું છે. પ્રદ્વેશ, દ્રોહ, મત્સર, સ્તંભ, ઉત્કંઠા, નિંદા, માન, મદ તથા ગર્વ વિગેરે રજસથી ઉત્પન્ન થાય છે અને તે રજસનાં લક્ષણો કહેવાય છે. તેમનું વર્ણ કૃષ્ણ છે અને તે મોહ અને વિશાદને કરનારું છે. વિશાદ, કૃપણપણું, કુટીલપણું, રોષ, નાસ્તિકપણું અને પારકાના દોષનું કહેવું, એ વિગેરે તામસનાં લક્ષણો છે. તામસ છે તે અશ્રદ્ધાને ઉત્પન્ન કરે છે, અને પારકાને ક્લેશ ઉપજાવે છે. સત્ય ને રજ એ એનો આશ્રય કરીને રાજસી પ્રકૃતિને નિયમમાં રાખવી અને તામસી પ્રકૃતિનું છેદન કરવું. આ અન્યોઅન્યને આશ્રય કરીને રહેલાં છે, એકલો સત્વ, તેમ રજસ્, તેમ એકલો તમસ્ દેહ વિશે રહેલો નથી. એક બીજાના જોડાવાથી જ ભવ બંધનમાંથી છૂટાય છે. શ્રવણથી, દર્શનથી, મેલાપથી, સંભોગથી, તેમ જ અનુભવથી પરિજ્ઞાન થતું નથી. દાખલા તરિકે આ પવિત્ર તીર્થ છે, એ પ્રમાણે સાંભળ્યું અને તેથી કરીને રાજસી એવી શ્રદ્ધા ઉત્પન્ન થઇ. હવે તીર્થ વિશે ગયા પછી જે પ્રમાણે સાંભળ્યું હતું તે પ્રમાણે જોવામાં આવ્યું. ત્યાં નહાવાથી મુક્તિને

પામ્યા નહીં. કારણ કે તે કામ ક્રોધવડે કરીને આવૃત છે. પછી ઘેર જઇને પાછા હતા તેવા જ થઇને રહ્યા. તીર્થ વિશે સાંભળ્યું તથા ત્યાં અનુભવ્યું પણ ખરું. તે છતાં કંઇ પણ ફળ મેળવ્યું નહીં. તેથી નહી સાંભળેલું હોય એવો જ થઇ રહ્યો. જેમ ખેતીનું ફળ દુનિયાંને વિશે પ્રત્યક્ષ માલમ પડે છે. કારણ કે માણસ જયાં-સૂધી કામ, ક્રોધ, લોભ, મોહ, તૃષા, દ્વેશ, રાગ, મદ, અસૂયા, ઇર્ષા, અક્ષમા અને અશાંતિ, જ્યાંસૂધી માણસને વિશે રહેલાં હોય છે ત્યાંસૂધી તીર્થ તેને કંઇ કરી શકતું નથી. પણ જો આ સઘળા અવગુણો જતા રહેલા હોય છે તો જ તે તીર્થથી પાવન થાય છે. જેમ એક ખેડુતે મહેનત કરીને અનાજ વાવ્યું, ટાઢ તડકો વેઠયો, રાત દિવસ ઉજાગરા કીધા અને અનાજ આવવાની વખત થઇ ત્યારે તીડો સૌ ભક્ષણ કરી ગયાં. તેની માફક કામ ક્રોધવાળા માણસનું તીર્થાશ્રમ ફોકટ છે. શાસ્ત્ર જોવાથી સત્વગુણ વધે છે, તેથી વૈરાગ્ય થાય છે તથા તમસ્ પ્રકૃતિ નાશ પામે છે. જ્યારે રજસ્ પ્રકૃતિ વધારે હોય છે, ત્યારે તે અતિશય દ્વેશ કરે છે. અને સાત્વિક પ્રકૃતિ તેનો પરાભવ કરે છે. જ્યારે તમસ્ પ્રકૃતિ વધારે થાય છે ત્યારે મોહ થાય છે અને તે વખતે સત્વ અને રજસ્ એ બે પ્રકૃતિઓ તામસનો અભિભવ કરે છે. સાત્વિકથી મોક્ષ મળે છે. રાજસ્ અથવા તામસથી તે મળતો નથી. આ પ્રમાણે જ્યારે માણસ રજસ્ અને તમસ પ્રકૃતિ જિતે છે ત્યારે તે નિર્મળ થાય છે. જ્યારે રાજસી પ્રકૃતિ વધે છે ત્યારે સનાતન ધર્મ છોડી દઇને, બીજા ધર્મોપર પ્રીતિ થાય છે. જેથી અર્થની વૃદ્ધિ થાય છે, તથા સુખ મળે છે. જ્યારે તમસ્ વધારે હોય છે ત્યારે માણસને ધર્મ શાસ્ત્ર ઉપર વિશ્વાસ રહેતો નથી. ત્યારે તે સઘળાનો દ્રોહ કરે છે અને કોઇ પણ ઠેકાણે તેને શાંતિ મળતી નથી. એકલું સત્વ તથા એકલું રજસ્ તથા એકલું તમસ્ કંઇ પણ કરી શકતું નથી. આ સઘળા ગુણો એક બીજા સાથે જોડાયેલા છે અને એક બીજાનો આશ્રય રાખે છે. કોઈ વખતે તમસ્, સાત્વિક અને રાજસ્ ઉત્પન્ન કરે છે. આ પ્રમાણે તેઓ અન્યો અન્યને ઉત્પન્ન કરનારા છે. જેવી રીતે માટીનો ગોળો અને

ઘડો અથવા જેમ સ્ત્રી અને પુરુષ એક બીજા સાથે જોડાયેલાં છે, તેમ આ ગુણો એક બીજા સાથે જોડાયેલા છે.

નારદ બોલ્યાઃ-હે પિતા! તમે જે કહ્યું તે સાંભળીને હું ઘણો જ તૃપ્તિ પામ્યો છું.

इत्येतत्कथितं पित्रा गुणरूपमनुत्तमम् ।
श्रुत्वाप्यतृप्त एवाहं तं पृच्छामि पितामहं ॥

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना प्रसिद्धीकृते गुर्ज्जरभाषान्तरे पंचविंशतितमोऽध्यायः ॥ २५ ॥

# અધ્યાય ૨૬ મો.

## વિરુદ્ધ ગુણો એક સ્થળ વિશે કેવી રીતે?

गुणानां लक्षणं तात भवता कथितं किल ।
न तृप्तोऽस्मि पिबन् मिष्टं त्वन्मुखात् प्रच्युतं रसम् ॥

નારદ બોલ્યાઃ-તમોએ ગુણોનાં લક્ષણો કહ્યાં. તમારાં વચનામૃતથી હું કદી તૃપ્તિ પામતો નથી. હવે ગુણોના જ્ઞાન વિશે મને સંભળાવો, કે જે સાંભળીને મને શાંતિ મળે. આવી રીતનું જ્યારે નારદે પૂછયું ત્યારે બ્રહ્મા બોલ્યાઃ-હે નારદ! ગુણોનું વર્ણન તમો સાંભળો. સત્વ એકલું કોઇ પણ ઠેકાણે રહેલું નથી. પણ બીજા ગુણોના મિશ્ર ભાવથી રહેલું છે. જેમ કોઇ સ્ત્રી સઘળા ભૂષણવડે શણગારાયલી અને સઘળા હાવભાવવડે યુક્ત ધણીને પ્રીતિ ઉત્પન્ન કરનારી થાય છે, તેમ જ માબાપને પ્રીતિ ઉત્પન્ન કરે છે. તે છતાં પણ તે સ્ત્રી પોતાની શોકને દુઃખ અને મોહ કરનારી છે. આ જ રીતે સાત્વિક પ્રકૃતિ, રાજસ્ તથા તામસ્ પ્રકૃતિની શોકરૂપ છે. જેમ એક ક્ષત્રિય શૂરવીર હોય, સઘળાં આયુધો ધારણ કરતો હોય અને તે ચોરરૂપી શત્રુઓને મારનાર હોય ત્યારે પેલી સાત્વિક સ્ત્રીની માફક તે ચોર લોકોને ઉદ્ધત લાગે

છે અને સાધુ લોકોને સુખ આપનારો થાય છે. જેમ વાદળામાં મેઘની ઘટા થઈ રહે છે અને અંધકાર વ્યાપ્ત થાય છે. પછી જેમ પૃથ્વી ઉપર વરસાદ વરસે છે ત્યારે ખેડુતોને તે વરસાદ પડવાથી તેના બીજને સાધન મળવાથી, તેઓને તે સુખરૂપ લાગે છે. પણ જેનાં ખુલ્લાં ઘરો હોય છે, અથવા જેનાં ઘાસનાં ઘર હોય છે, તેઓને તે વરસાદ દુઃખરૂપ હોય છે. તેમ જ તે પ્રોષિત ભર્તૃકાને પણ દુઃખરૂપ થઇ પડે છે. આવી રીતે એકના એક ગુણો એકબીજાને જૂદે જૂદે રૂપે લાગે છે. હવે તેનાં લક્ષણો કહું તે સાંભળો. જેના પગ લઘુ હોય છે તેના શરીરને વીશે સત્વગુણ મુખ્ય હોય છે, તથા સત્વ અને તમસ્‌ગુણ તેમાં અચળ હોય છે, અને રજોગુણ તેમાં ચળ હોય છે. તે વિગ્રહ કરવાને માટે હંમેશાં શોધે છે. અથવા બીજા ગામમાં જવાની ઇચ્છા રાખે છે. તેનું ચિત્ત હંમેશાં ચલિત હોય છે. હવે જેના પગો લાંબા હોય છે તેનાં લક્ષણો સાંભળો. તેવા માણસમાં તમોગુણ વધારે હોય છે, અને ઇંદ્રિયો તે સઘળા વિષયોનું ગ્રહણ કરે છે.

નારદમુનિ કહે છેઃ—હે પિતા! તમોએ ત્રણ ગુણો તથા તેનાં લક્ષણો કહ્યાં. પણ તે એકને વિશે કેમ રહી શકયાં? કારણ તેઓ પરસ્પર વિરુદ્ધ છે. તેમજ તેઓ એક બીજાના શત્રુઓ છે. તો તેઓ એકઠા રહીને કેવી રીતે કાર્ય કરે છે? તે મને કહો.

બ્રહ્મા બોલ્યાઃ—હે પુત્ર! આને માટે હું દાખલો આપું તે તું સાંભળ. જેમ દીવો છે તે પોતાનું કાર્ય કરે છે. અર્થાત્ અંધકારનો નાશ કરે છે અને માણસ તેથી જોઇ શકે છે. હવે તેની અંદર ત્રણ વસ્તુઓ રહેલી છે, દીવેટ, તેલ, અને તેજ, જે એક બીજાથી વિરુદ્ધ છે. આ પ્રમાણે એક બીજાથી વિરુદ્ધ છે. છતાં તેલ અને દીવેટની સાથે અગ્નિનો સંયોગ થવાથી, અગર જો કે ત્રણે વસ્તુઓ વિરુદ્ધ છતાં એક ઠેકાણે રહીને પોતાનું કાર્ય પ્રકાશવું, તે કરે છે. આ પ્રમાણે સત્વાદિ ગુણો એક બીજાથી વિરુદ્ધ છતાં ત્રણો મળીને સઘળું કાર્ય કરે છે.

નારદ બોલ્યાઃ-આ પ્રમાણે મેં તમને પ્રકૃતિથી ઉત્પન્ન થએલા સઘળા ગુણો કહ્યા. વ્યાસ બોલ્યાઃ-મને નારદવડે કરીને ગુણોનાં લક્ષણ તથા સર્વ કાર્ય જૂદાં પાડીને કહેવાયાં. બીજું પરમ શકિત હંમેશાં આરાધવા યોગ્ય છે. તે શક્તિ કાર્ય ભેદવડે સગુણા થાય છે. બ્રહ્મા વિષ્ણુ, રુદ્ર, સૂર્ય, કુબેર, અગ્નિ, વાયુ, સેનાની આ સૌ શક્તિથી યુક્ત થએલા સઘળાં કાર્યો કરે છે. માટે જગતનું કારણ તે જ પરમેશ્વરી છે. તેથી હે રાજન્! તું યજ્ઞ કર અને પરમ ભક્તિથી તેનું પૂજન કર. મહાકાળી, મહાલક્ષ્મી, તથા મહાસરસ્વતી, એ ત્રિગુણાત્મક ઈશ્વરી, સર્વ ભૂતનું કારણ છે. સઘળાં કાર્યો અને અર્થને તે પૂરાં પાડનારાં છે. તેના નામોચ્ચારવડે કરીને સર્વ ઇચ્છા પૂરી પડે છે. અગાઉ બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ્વરે પણ તેનું આરાધન કીધું હતું. તેમ જ મોક્ષની ઇચ્છાવાળા મુનિઓ પણ તેનું આરાધન કરે છે. આથી કરીને હે રાજાઓને વિશે શ્રેષ્ઠ ! તું યજ્ઞ કર અને તું યથાવિધિવડે દેવીનું યજન કર.

**अतस्त्वां नृपशार्दूल प्रब्रवीमि पुनः पुनः ।**
**यज्ञं कुरु महाराज विधिं ते कथयाम्यहम् ॥**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हरिजीना
प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे षड्विंशतितमोऽध्यायः ॥ २६ ॥

# અધ્યાય ૨૭ મો.

## સત્યવ્રતનું આખ્યાન.

**जनमेजय उवाचः-कोऽसौ सत्यव्रतो नाम ब्राह्मणो द्विजसत्तमः ।**
**कस्मिनदेशेसमुत्पन्नः कीदृशश्च वदस्व मे ॥**

જનમેજય બોલ્યાઃ-સત્યવ્રત નામનો બ્રાહ્મણ કોણ હતો? કયા દેશને વિશે ઉત્પન્ન થયો હતો? અને તે કેવો હતો? તેણે કયો શબ્દ સાંભળ્યો? કયા શબ્દનો તેણે

ઉચ્ચાર કીધો? તથા તે મૂર્ખને કેવી રીતે સિદ્ધિ મળી? આ સઘળું મને વિસ્તારથી કહો.

સૂત પુરાણિક બોલ્યા:-રાજાના આવી રીતના પ્રશ્નથી સત્યવતીના પુત્ર વ્યાસ અમૃત તુલ્ય વચન વડે કહેવા લાગ્યા. વ્યાસ બોલ્યા:-મુનિના સમાજ વિશે આ બાબત વિશે એક પૌરાણિક કથા છે, તે હું કહું તે સાંભળો. હું સર્વ તીર્થને વિશે અટન કરતો કરતો નૈમિષારણ્યને વિશે ગયો. જ્યાં બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર, વરુણ, અનલ, કુબેર, પવન, સૂર્ય, અશ્વિન્ વિગેરે દેવતાઓ બેઠા હતા. તે વખત કથાનો પ્રસંગ ચાલતો હતો. આ વખતે જગદગ્નિ બોલ્યા:-આ સમાજને વિશે સઘળા દેવો બેઠા છે. માટે હું પૂછું છું કે, સઘળા દેવોમાંથી વધારે આરાધના કરવા યોગ્ય કયા દેવ છે? કે જેના પૂજનથી સઘળા મનોરથો સિદ્ધ થાય છે. જે દેવ સહેલાઈથી સેવાય અને જલદી ફલીભૂત થાય, એવા કોણ છે? આ રીતનો જ્યારે પ્રશ્ન થયો ત્યારે લોમશ ઋષિ બોલ્યા:-સઘળાને વિશે સેવન કરવા યોગ્ય એક શક્તિ જ છે. જે આદ્યા પ્રકૃતિ છે અને સર્વને વિશે રહેલી છે. તે આદિ પ્રકૃતિ તથા સંસારવૃક્ષનું મૂલરૂપ છે. તેના સ્મરણ માત્રથી જ વાંછિત અર્થ પૂરા પડે છે. આ બાબત એક જૂનો ઇતિહાસ છે, તે સાંભળો. કોશલ દેશ વિશે દેવદત્ત નામનો એક બ્રાહ્મણ રહેતો હતો. તે અપુત્રવાન્ હતો. આથી તેણે પુત્રેષ્ટિ નામનો યજ્ઞ કરવા માંડયો. સૂત્રકર્મ વિશે શ્રેષ્ઠ એવા બ્રાહ્મણોને તે યજ્ઞમાં બોલાવ્યા. વિધિયુક્ત વેદી કરી, દેવોને તેના યોગ્ય સ્થાને સ્થાપના કીધી. બ્રહ્માને સુહોત્ર કીધા, યાજ્ઞવલ્કયને અદ્વર્યુ કીધા, બૃહસ્પતિને હોતા બનાવ્યા, કણ્વને પ્રસ્તોતા અને ગોભિલને ઉદ્ગાતા કીધા. બીજા શ્રેષ્ઠ મુનિઓને સભ્યો બનાવ્યા. સત્વ સ્વરથી યુક્ત સામગાન થવા લાગ્યું અને સ્વરયુક્ત એવું 'રથંતર' એ નામનું ગાન ચાલી રહ્યું. આ ગાનમાં વારંવાર શ્વાસ લેવાથી સ્વરભંગ થયો. આથી દેવદત્ત ગુસ્સે થયો અને ગોભિલને કહ્યું કે, તમે સ્વર ભંગ કરો છો, માટે તમે મૂર્ખ જણાઓ છો.

આથી ગોભિલ દેવદત્તપર એકદમ ગુસ્સે થઇ ગયો અને શ્રાપ આપ્યો કે, આ યજ્ઞથી તને જે પુત્ર થશે તે મૂર્ખ થશે.

મારું શરીર ઘરડું હોવાથી મારાથી બરોબર શ્વાસ ન લઈ શકવાથી મારાથી સ્વર દોષ થયો હશે, એમાં મારો કંઈ દોષ નથી. આ રીતે મહાત્મા મુનિનું વાક્ય સાંભળી દેવદત્ત એકદમ અતિ દુઃખિત થયો, અને કહ્યું કે, હે વિપ્રેંદ્ર ! આટલું બધું ગુસ્સે શામાટે થાઓ છો ? આટલા થોડા સરખા અપરાધને માટે આપ આટલા ગુસ્સે થાઓ, તે સારું નહી. કારણ મુનિઓ તો ક્રોધ રહિત હોવા જોઈએ. બીજું મને મૂર્ખ પુત્ર થાય તે કરતાં પુત્ર ન થાય તે સારું. કારણ મૂર્ખ બ્રાહ્મણ સર્વત્ર નિંદ્ય છે. સઘળાં કર્મોને વિશે મૂર્ખ બ્રાહ્મણ પશુ તથા શુદ્ર સરખો જાણવો. તે પૂજન યોગ્ય નથી, તેમ જ દાનને પણ પાત્ર નથી. વેદ વર્જિત બ્રાહ્મણને રાજાએ સર્વ કર્મને વિશે શૂદ્ર સરખો ગણવો. ફલને ઇચ્છનારા એવા યજમાને મૂર્ખ બ્રાહ્મણને દેવકાર્ય તેમ જ પિતૃકાર્ય વિશે આસન આપવું નહી. જો વિદ્વાન્ બ્રાહ્મણ ન મળે તો ચટ મૂકીને શ્રાદ્ધ કરવું. મૂર્ખને તેના એક વખતના ખાવા કરતાં વધારે અન્ન પણ આપવું નહી. જે રાજાના રાજ્યમાં મૂર્ખ પંડિતો દાન તથા માનથી પૂજાય, તેવા રાજાના રાજ્યને ધિક્કાર છે. મૂર્ખ બ્રાહ્મણના ઉદરને વિશે જે અન્ન જાય છે, તેથી તે આપનારના પિતૃઓ ઘોર નર્ક વિશે રંધાય છે. જેણે વેદશાસ્ત્રનો અભ્યાસ કીધો છે, એવા બ્રાહ્મણના પેટમાં અન્ન જવાથી યજમાનના પિતૃઓ સ્વર્ગને વિશે પ્રસન્ન થઈ સુખ મેળવે છે. આ સંસારમાં મૂર્ખ પુત્ર થાય, તે મરણ કરતાં પણ વધારે છે. માટે મારીપર કૃપા કરી આપ શ્રાપની કોઇપણ રીતે નિવૃત્તિ કરો. દેવદત્ત આ પ્રમાણે પગે પડયો અને આંખમાં આંસુ લાવીને સ્તુતિ કરવા લાગ્યો. આવી રીતને તેને જોઇ ગોભિલના મનમાં દયા આવી અને પોતાનો કોપ શાન્ત કીધો. કારણ મુનિઓ ક્ષણ કોપવાળા કહેવાય છે. જેમ જળ છે તે દેવતાના યોગથી જલદીથી તપે છે, પણ તેનાથી વર્જિત થાય છે તો જરા વારમાં શાંત પડી જાય છે. તેમ ગોભિલ મુનિ કહેવા લાગ્યા કે, તારો છોકરો ઘણો જ વિદ્વાન્ થશે. આ પ્રમાણે યજ્ઞ સમાપ્ત થયા પછી, કેટલેક કાળે તેની રૂપવતી નામની સ્ત્રી ગર્ભવાળી થઇ અને ગર્ભા-

ધાન, પુંસવનાદિ તથા શ્રીમંન્તોન્નયનાદિ ક્રિયાઓ કીધી. શુભ દિવસે રોહિણી નક્ષત્રને વિશે તેને પુત્ર ઉત્પન્ન થયો. જોશીઓને બોલાવીને તે છોકરાની કુંડળી તથા નામ વિગેરે પાડયાં. ત્યારપછી આઠમે વરસે તે છોકરાને વિધિપ્રમાણે ઉપનયન સંસ્કાર કીધો. પછી ગુરુએ તેને વેદનું અધ્યયન કરાવવા માંડયું, પણ તે એકપણ ઉચ્ચાર બોલ્યા સિવાય મુગ્ધની માફક બેશી રહેતો. આ રીતે છોકરાને મૂઢ જોઈને બાપ મનમાં ઘણો શોક કરવા લાગ્યો. આમ કરતાં છોકરો બાર વર્ષનો થયો, તે છતાં તેને સંધ્યાવંદન વિગેરે કંઇ કરતાં આવડતું નહીં. અને ઠેકાણે ઠેકાણે લોકોમાં વાત ફેલાવા લાગી કે, દેવદત્તનો છોકરો મૂર્ખ નીકળ્યો. આ રીતે તે મૂર્ખ છોકરો, માબાપ તથા બંધુગણથી નિંદા પામેલો વૈરાગ્યપણું લેવા તૈયાર થયો અને સઘળું છોડીને એકાંત વનને વિશે ચાલ્યો ગયો. ગંગાના તીર ઉપર એક સારા સ્થાનને વિશે જઇને ત્યાં પોતાનું રહેઠાણ કીધું અને પોતીકે નિયમ રાખ્યો કે, મારે કોઈ પણ વખત જૂઠું બોલવું નહીં. આ પ્રમાણે બ્રહ્મચર્ય વ્રત પાળતો તે સત્યવ્રત તે અરણ્યને વિશે રહ્યો.

**नियमं च परं कृत्वा नासत्यं प्रब्रवीम्यहं ।**
**स्थितस्तत्राश्रमे ऽरण्ये ब्रह्मचर्यव्रतो हि सः ॥**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना प्रसिद्धीकृते गुर्ज्जरभाषान्तरे सप्तविंशातितमोऽध्यायः ॥ २७ ॥

# અધ્યાય ૨૮ મો.

## સત્યવ્રત અખ્યાન–ચાલુ.

**લોમશ ઉવાચઃ–न वेदानर्चनं किंचिज्ज्ञानाति न जपं तथा ।**
**ध्यानं न देवतानां च न चैवाराधनं तथा ॥**

લોમશ બોલ્યાઃ–તે સત્ય વ્રત કંઇ વેદ, અર્ચન જપ, દયાન તથા દેવતાનું આરાધન વિગેરે કંઇ પણ જાણતો નહોતો. તેને પ્રણાયામની પણ ખબર નહોતી. પ્રાણાગ્નિ હોત્ર

બલિદાન, સંધ્યા સમિધ હોમ, વિગેરે તેને કંઇ ખબર નહોતું. તે સવારમાં ઉઠતો, દાતણ કરતો તથા શૂદ્રની માફક ગંગામાં જઇને મંત્ર વિના સ્નાન કરી આવતો. ત્યાર બાદ બપોરના જે કાંઇ ફળો મળી આવે, તે ખાઈને ત્યાં બેશી રહેતો હતો. મનમાં એટલું જ વ્રત રાખતો હતો કે, અહીં રહ્યાં મારે સાચું બોલવું અને કોઇ પણ વખત જૂઠું બોલવું નહીં. આ રીતે ત્યાં રહ્યો. કોઈનું હિત નહોતો કરતો, તેમ જ કોઇનું અહિત પણ નહોતો કરતો; તથા મનમાં ચિંતન કરતો હતો કે, મારું મરણ ક્યારે આવશે? કારણ મૂર્ખ માણસનું જીવવું, ધિક્કારવા યોગ્ય છે. હું દૈવ વડે કરીને મૂર્ખ થયો છું. માટે આ મારો ઉત્તમ જન્મ ફોકટ છે. જેમ સ્વરૂપવાન્ સ્ત્રી વાંઝણી થાય, સારું ઘટાવાળું ઝાડ ફૂળ રહિત હોય અને સારી ગાય દુધ વિનાની હોય તેની માફક હું વિદ્યા વગરનો છું અને નિષ્ફળ છું. મારું કર્મ આવું નીવડ્યું તેમાં હું કોને નિંદુ? આગલા જન્મમાં મેં કોઈ બ્રાહ્મણને પુસ્તકનાં દાન કીધાં નહીં. અથવા કોઈ બ્રાહ્મણને વિદ્યા અપાઈ નહીં, જેથી કર્મયોગથી આ જન્મમાં હું મૂર્ખ થયો. મેં તીર્થમાં કાંઇપણ તપ નહીં કર્યું. વિષ્ણુ ભગવાનનું ધ્યાન પણ ધર્યું નહીં, તેમ સૂર્યનું સ્તવન પણ કીધું નહીં. મુનિઓના છોકરાઓ વેદશાસ્ત્રને જાણનારા હોય છે. પણ હું મૂઢ કશું જાણતો નથી. તપ કેમ કરવું? તે પણ મને ખબર નથી. હું દુર્ભાગીને કંઇ મંત્ર પણ ખબર નથી. શ્રમ થકી કોઇપણ કાર્ય થાય છે, તે ફોકટ છે. કારણ દૈવ સર્વત્ર બળવાન્ છે. બ્રહ્મા, વિષ્ણુ ને રુદ્ર પણ કાળને વશ છે. આ પ્રમાણે નાના પ્રકારના તર્ક વિતર્ક કરતો, તે બ્રાહ્મણ જાહ્નવી નદીના તીર ઉપર રહેતો હતો. આ રીતે રહેતાં તેને તે અરણ્યને વિશે ચૌદ વર્ષ વ્યતીત થયાં. આ વખતે એક પારધી બાણ ચઢાવીને તે જંગલમાં શિકાર કરવા આવ્યો; અને તેના બાણથી એક ભુંડને ઇજા થઇ. પણ તે ભયથી બીધેલું નાસતું નાસતું મુનિના સમીપ આવીને ઊભું રહ્યું. આવી રીતના શૂકરને જોઇ, તેના મનમાં અતિશય દયા આવી અને સત્યવ્રતના મોંમાંથી સરસ્વતી સંબંધી બીજનો ઉચ્ચાર થઈ ગયો. તેણે જાણેલું નહોતું, તેમ સાંભળેલું

પણ નહોતું, છતાં દૈવયોગથી તેના મોંમાંથી ‘કોલ’ એ ઉચ્ચાર નીકળ્યો. પેલું જનાવર પારધીથી બીધેલું તેના આશ્રમમાં સંતાઇ ગયું. પેલો શિકારી શિકારને ખોળતો ખોળતો તે બ્રાહ્મણ પાસે આવ્યો અને તેને પૂછવા લાગ્યો કે, હે બ્રાહ્મણ ! બાણુથી હણાયલું એવું જનાવર અહીંઆંથી ક્યાં ગયું? કારણ મારું આખું કુટુંબ ભૂખથી અતિશય પીડાય છે, અને મારા કુટુંબનું એવડે પોષણ કરવાનું છે. આ વખતમાં સત્યવ્રત વિચારમાં પડયો. મનમાં ધારવા લાગ્યો કે, જો હું એમ કહીશ કે, તેને મેં દીઠું છે, તો મારે બતાવવું પડશે; અને તેથી હું પાપનો ભાગીદાર થઇશ. તેમ જ જો હું ના કહું છું તો મેં સત્ય બોલવાની પ્રતિજ્ઞા લીધી છે, તેનો ભંગ થશે. આ રીતના ગભરાટને લીધે, તમારું ‘કોલ’ એ શબ્દ તેનાથી બોલાયા. જેથી વિદ્યા દેવી તેના ઉપર પ્રસન્ન થયાં અને તેને વિદ્યા પ્રાપ્ત થઇ. આવી રીતે બીજના ઉચ્ચારણથી તે મોટો વિદ્વાન્ કવિ કહેવાયો. જેમ આગળ વાલ્મિક ઋષિ થયા હતા. તે સત્યવ્રતે શિકારીને એક વાત સંભળાવી, જેનાથી તેની આંખમાં આંસુ આવી ગયાં અને તે પોતાને ઘેર ચાલ્યો ગયો. તે બ્રાહ્મણ આ રીતે દેવીના પ્રતાપથી સત્યવ્રત કવિ એ નામે ઓળખાયો. આ સત્યવ્રતનું પરાક્રમ સાંભળીને તેનાં માબાપો, જેઓએ એને છોડયો હતો, તેને માન સાથે ઘેર લઇ ગયાં. આથી આદિ શક્તિનું હમેશાં ભક્તિથી પૂજન કરવું. સ્મરણ કરાયે છતે તથા પૂજન થયે છતે, તેમ જ ભક્તિથી નામ તથા ઉચ્ચાર થયે છતે, આપણા સઘળા અર્થો પૂરા પાડે છે. દુઃખી માણસનાં દુઃખ મટાડે છે. મૂર્ખને પંડિત બનાવે છે. તેમ જ સંપત્તિ તથા પુત્ર પૌત્રાદિકને આપી શકે છે. જે આવી રીતે પૂજન કરે છે તે સંસારમાં સુખી છે.

વ્યાસ બોલ્યાઃ–આ રીતે હે રાજન્ ! મેં મુનિઓના સમાગમને વિશે લોમશના મુખથી આ રીતનું દેવિ મહાત્ય સાંભળ્યું છે. માટે યજ્ઞ વિધિ, હોમ અને દ્રવ્ય વડે કરીને દેવીનું યજન કરવું અને બ્રાહ્મણોને સારી રીતે દક્ષિણા આપવી. પ્રસંગોપાત્ત પણ દેવીના મંત્રનો એક અક્ષર પણ ઉચ્ચાર થવાથી મનુ-

ષ્યના સર્વ અર્થો પૂરા પડે છે. જો વ્યાઘ્રાદિકને વન વિશે જોઈ, ભયથી ઐં ઐં એવો ઉચ્ચાર થવાથી પણ તેના ઇચ્છિત મનોરથ પાર પડે છે. તેનાં દૃષ્ટાંત તરીકે આ સત્યવ્રત છે. આ એક બ્રાહ્મણ હતો, જે અતિશય મૂર્ખ હતો. પણ પ્રસંગોપાત્ત એનાથી કોલ એમ ઉચ્ચાર થઈ ગયો. બિંદુહીન એવા બીજા અક્ષર મંત્રવડે તેનાપર દેવી પ્રસન્ન થયાં તથા તે એક વિદ્વાન્ કવિ તરીકે ઓળખાયો.

**इति संचिंत्य राजेंद्र कर्तव्यं च सदार्चनं ।**
**भक्त्या परमया देव्याः प्रीत्या च पुरुषर्षभ ॥**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हिरजीना
प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे अष्टाविंशतितमोऽध्यायः ॥ २८ ॥

# અધ્યાય ૨૯ મો.

## દેવી યજ્ઞનો વિધિ.

**वद यज्ञविधिं सम्यक् देव्यास्तस्याः समंततः ।**
**श्रुत्वा करोम्यहं स्वामिन् यथाशक्ति अतंद्रितः ॥**

હે સ્વામિન્! દેવીના યજ્ઞનો વિધિ કેવો છે? તે મને સારી રીતે કહો, કે જેથી યથાશક્તિ હું પણ તે યજ્ઞ કરું.

વ્યાસ બોલ્યાઃ-હે રાજન્! દેવીના યજ્ઞનો વિધિ હું કહું, તે તું સાંભળ. તે ત્રણ પ્રકારનો કહેવાયલો છે. સાત્વિક, રાજસ્, અને તામસ. મુનિઓનો સાત્વિક કહેવાય છે, રાજાઓનો રાજસ કહેવાય છે, અને રાક્ષસો, જેઓ ગુણત્યક્ત હોય છે તેઓનો તામસ કહેવાય છે. વિમુક્ત માણસે યજ્ઞ કેવી રીતે કરવો? તે સાંભળો. દેશ, કાળ, દ્રવ્ય, મંત્ર, બ્રાહ્મણ, એ સઘળું શુદ્ધ જોઇએ અને સાત્વિક એવી શ્રદ્ધા રાખવી જોઇએ. આ યજ્ઞને સાત્વિકયજ્ઞ કહે છે. હે રાજન્! દ્રવ્ય અને ક્રિયાથી શુદ્ધ યજ્ઞ હોય છે તો જ તે પરિપૂર્ણ થાય છે. અન્યાયથી મેળવેલા ધનવડે

કરીને જે યજ્ઞ કરાયછે, તેથી આ લોકને વિશે કંઇ પણ કીર્ત્તિ મળતી નથી અને પરલોકને વિશે કંઇ પણ ફૂળ મળતું નથી. માટે હંમેશાં ન્યાયથી મેળવેલા પૈસાવડે યજ્ઞ કરવો, જેથી આ લોકને વિશે અને પરલોકને વિશે સુખી થવાય. હે રાજન્ ! પાંડવોએ રાજસૂય નામનો યજ્ઞ કીધો હતો, જેમાં બ્રાહ્મણને સારી દક્ષિણા આપી હતી. જે યજ્ઞમાં કૃષ્ણ, યાદવ, ભારદ્વાજ વિગેરે, વિદ્યાથી પરિપૂર્ણ પુરુષો હતા. યજ્ઞ એક માસમાં પૂરો થયો હતો. ત્યાર બાદ પાંડવોને વનવાસરૂપી મોટું દુઃખ થયું. પાંચાલીનું પીડન, દ્યૂતને વિશે પરાજય અને વનમાં મહા દુઃખ, આ રીતે ઘણાં દુઃખો આવી પડયાં. આ બાબતમાં આપણને શક ઉત્પન્ન થાય કે, યજ્ઞથી ઉત્પન્ન થએલું ફૂળ તેઓનું કયાં ગયું હશે ? કે જેથી તેઓ આવી ગતિને પામ્યા. તેઓએ વિરાટનું ચાકરપણું કીધું. દ્રૌપદીની કીચકે મજાક કીધી તો શુદ્ધ મનવાળા બ્રાહ્મણના આશીર્વાદો કયાં ગયા ? વાસુદેવ વિશે ભક્તિ કયાં ગઇ ? કે જેથી દ્રૌપદીને જ્યારે કેશગ્રહણ કરીને દુઃશાસન લાવ્યો ત્યારે કોઇથી તેનું રક્ષણ કરાયું નહીં. આનું મુખ્ય કારણ ધર્મને વિશે કાંઇક ન્યૂનતા લાગે છે. દૈવમાં એવું હોવાથી સઘળા વેદ, મંત્રો તથા શાસ્ત્ર પણ નિષ્ફૂળ નીવડે છે. જે થવાનું હોય છે તે કદાપિ થયા વિના રહેતું નથી. ત્યારે શાસ્ત્ર સઘળાં નિરર્થક નીકળે છે. જ્યાં દૈવ આડું હોય છે ત્યાં તપ, ધર્મ, વિગેરે કંઇ પણ કરી શકતું નથી. હવે દૈવના ઉપાયને વિશે બે વસ્તુ રહેલી છે. જ્યારે કર્મ કરવે જ છતે, તેની સિદ્ધિ થવી જોઇએ અને જ્યારે તે નહીં થાય, તો તેમાં કોઇ પણ રીતની ન્યૂનતા હોવી જોઇએ. હવે તે ન્યૂનતાનાં ત્રણ કારણો હોય છે. કર્તાના ભેદ થકી, મંત્રોના ભેદ થકી અથવા તો દ્રવ્યના ભેદથી. એ પ્રમાણે ભેદોથી ન્યૂનતા પ્રાપ્ત થાય છે. આ યજ્ઞ વિશે ઇંદ્રે દૈત્યોને ઘણા ગર્વિત થયેલા જોઇને વજ્રવડે તેઓનું શિરછેદન કીધું. આથી આ સ્થળે કર્તાના ભેદથી ક્રિયાને વિશે ન્યૂનતા પ્રાપ્ત થઇ. અથવા તો પાંચાલના રાજાએ સઘળી ક્રિયાઓ વૈર વડે કીધેલી. આગળ દશરથ રાજાએ પુત્રેષ્ટિ નામનો યજ્ઞ કીધો, જેથી તેને ચાર પુત્રો થયા. અહીંઆં ક્રિયાથી

યુક્ત હોવાને લીધે તે ક્રિયા સફળ થઇ. પાંડવના યજ્ઞ વિશે, ન્યૂનતા પામવામાં, ક્યાં તો યજ્ઞને વિશે કંઇ ન્યૂનતા હોય, તે દૈવયોગથી હોવી જોઇએ, અથવા તો, અભિમાનયુક્ત થઇને તે યજ્ઞ કરેલો હોવો જોઇએ. મુનિઓએ સાત્વિક નામનો યજ્ઞ દુર્લભ અને મહાન્ માનેલો છે. સાત્વિક યજ્ઞમાં ભોજન શુદ્ધ હોય છે. ન્યાયવડે કરીને તેમાં દ્રવ્ય મેળવેલું હોય છે. પુરોડાશ અને યૂપો પણ મંત્રપૂર્વક હોય છે અને તે સર્વે શ્રદ્ધાયુક્ત હોવા જોઈએ. રાજસ યજ્ઞને વિશે, દ્રવ્ય વિશેષ હોય છે, અને તે ક્ષત્રીઓને અથવા તો વૈશ્યોને વિશે પ્રશસ્ત છે. તામસ્ યજ્ઞ દૈત્યોનો હોય છે. તે ક્રોધ તથા મદને વધારનાર છે. મોક્ષની કામનાવાળા મુનિઓએ વિરક્ત થઈને નિષ્કામ યજ્ઞ કરવો જોઇએ. પહેલું મન શુદ્ધ રાખવું જોઈએ. જ્યારે મન શુદ્ધ હોય છે તો તે યજ્ઞનો અધિકારી થાય છે. યજ્ઞ કરનારાએ મોટો મંડપ બંધાવવો જોઈએ. ત્યાં મોટા મોટા સ્તંભ આણવા, તથા યજ્ઞ સંબંધી દ્રવ્ય આણવું. ઝાડો રોપવાં, મોટી સારી વેદી સ્થાપવી, વિધિ પ્રમાણે અગ્નિનું સ્થાપન કરવું. બ્રાહ્મણોની વરુણી કરવી. બ્રહ્માને અદ્વર્યુ બનાવવા. હોતા, પ્રસ્તોતા, ઉદ્ગાતા અને બીજા સભ્યોનું વિધિથી યજન કરવું. વિધિ પ્રમાણે વેદીને વિશે પ્રાણ, અપાન, વ્યાન, સમાન અને ઉદાન, એમ પાંચ, પાવકનું સ્થાપન કરવું. ગાર્હપત્ય પ્રાણની જગોએ, આહવનીય અપાન તરીકે, દક્ષિણાગ્નિને વ્યાન તરીકે, અને આવસથ્યને સમાન તરીકે, અને સભ્યને ઉદાન તરીકે ભાવના કરવી જોઈએ.

યજમાને મન વિશે યજ્ઞના અધિદેવ બ્રહ્મા તથા સર્વ ફળને આપનારી નિર્ગુણા શક્તિનું સ્થાપન કરવું. આ પ્રમાણે યજ્ઞ કરે તો તે મોક્ષને આપનારો થાય છે. અગ્નિષ્ઠોમ યજ્ઞવડે સ્વર્ગની ઈચ્છા પૂરી પડે છે. વેદ વિશે આમ કહેલું છે. પણ ક્ષીણ પુણ્ય થયે છતે, તે પાછો મૃત્યુ લોકને વિશે આવે છે. આથી માનસિક યજ્ઞ શ્રેષ્ઠ છે. પણ તે યજ્ઞ રાજાઓને યોગ્ય નથી. તમોએ પહેલાં સર્પ યજ્ઞ કીધો, તે તામસ યજ્ઞ કહેવાય છે. કારણ તક્ષકના ઉપર વેર વાળવાને માટે અગ્નિને વિશે કરોડો સર્પને તેમાં હોમવામાં આવ્યા હતા. હવે તમે વિધિવડે દેવીયજ્ઞ કરો. વિષ્ણુએ પણ સૃષ્ટિના

આદિને વિશે આ યજ્ઞ કીધો હતો. માટે તમો તે યજ્ઞ કરો. જેનો વિધિ આ પ્રમાણે છેઃ–બ્રાહ્મણો વિધિ, વેદ તથા દેવીના બીજ વિધાનને જાણનારા હોવા જોઇએ. જે યજ્ઞ કરવાથી હે રાજન્! તમારા બાપ જે દુર્ગતિને પામ્યા છે, તે તેમાંથી મુક્ત થશે. બ્રાહ્મણને અપમાન કરેલું હોય, બાપે અથવા બીજા કોઇએ શાપ દીધો હોય, અથવા જેનું સર્પદંશથી મૃત્યુ થયું હોય તેના મૃત્યુ વખતે પૃથ્વી ઉપર દર્ભ નહીં પાથરવામાં આવ્યો હોય અથવા તો સ્નાન દાનાદિકથી વર્જિત મરણ તેનું થયું હોય તો તે નર્કને પ્રાપ્ત થાય છે. જ્યારે નિર્મળ મનને વિશે નિર્વેદ ઉત્પન્ન થાય છે તથા આ પંચ ભૂતાત્મક દેહ મારો નથી, સઘળા તત્ત્વો નાશાત્મક છે, તેને વિશે ખેદ થાય નહીં, અહું બ્રહ્મ છું, પણ હું સંસારી નથી, દેહને વિશે મારો સંબંધ નથી અને આ સુખ દુઃખ છે તે મનુષ્યના યોગવડે કરીને છે. આવી રીતના માણસનું સ્નાન દાનથી વર્જિત મરણ થયું હોય, તોપણ તે અધોગતિને પામતો નથી. હે નૃપશાર્દૂલ! તારા બાપે, બ્રાહ્મણના મુખથી શાપ સાંભળીને નિર્વેદપણાંને પામ્યો નહીં. તે રાજા પોતાના મહેલને વિશે સુખથી રહેતો હતો. તેણે સ્નાન નહોતું કીધું. તેમ જ દાન, તેમ વિષ્ણુનું સ્મરણ પણ મરતી વખત કીધું નહતું. તેથી તે અઘોર નર્કને વિશે પડેલો છે. કારણ કે ઋષિનું અપમાન કરીને તેણે મોટું પાપ કીધું છે.

સૂતપુરાણિક બોલ્યાઃ–આ પ્રમાણે તેનું વચન સાંભળીને જન્મેજય રાજા આંખમાં આંસુ લાવ્યા, અને બોલ્યાઃ–મારા જીવતરને ધિક્કાર છે, કે મારા પિતા નર્કમાં પડેલા છે. માટે હવે મારે શું કરવું? કે જેથી કરીને મારો બાપ સ્વર્ગમાં જાય.

धिगिदं जीवितं मेऽद्य पिता हि नरके स्थितः ।
तत्करोमि यथाद्यैव स्वर्गं यात्युत्तरा सुतः ॥

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना श्रीसद्धांकृते गुर्जरभाषान्तरे एकोनत्रिंशतितमोऽध्यायः ॥ २९ ॥

# અધ્યાય ૩૦ મો.

## ભગવાને કીધેલો દેવીયજ્ઞ.

**हरिणा च कथं यज्ञः कृतः पूर्वं पितामह ।**
**जगत्कारणरूपेण विष्णुना प्रभविष्णुना ॥**

હે પિતામહ! જગતના કારણ એવા વિષ્ણુ ભગવાને કેવી રીતે યજ્ઞ કીધો હતો? વેદતત્ત્વને જાણનારા એવા કયા રુત્વિકોને બોલાવ્યા હતા? તે સઘળું મને કહો. પછી હું વિધિવડે કરીને વિષ્ણુનો યજ્ઞ સાંભળીને તે પ્રમાણે કરું. વ્યાસ બોલ્યાઃ– હે રાજન્! બ્રહ્મા, વિષ્ણુ ને ઇંદ્ર મોટા અર્ણવને પ્રાપ્ત થયા છતાં, પૃથ્વીના ઉપર નિવાસને માટે પોતાનાં સ્થાનો કરવા લાગ્યા. મધુ અને કૈટભના મેદવડે ધરાનું નામ મેદિની પડયું, અને પૃથ્વી બરાબર રહે તે માટે તેના ઉપર પર્વતો બરાબર કરવામાં આવ્યા. જેમ લાકડાને વિશે ખીલો જડવાથી તે મજબૂત રહે છે, તેમ પર્વતો કરવામાં આવ્યા. પછી ઘણા યોજનના વિસ્તારવાળો સૂવર્ણમય મેરુ પર્વત થયો. ત્યારપછી મરિચિ, નારદ, અત્રિ, પુલસ્ત્ય, દક્ષ, વિગેરે બ્રાહ્મણો થયા. મરિચિથી કશ્યપ થયો, અને દક્ષથી તેર કન્યાઓ થઈ. પછી દૈત્યો તથા દેવો ઉત્પન્ન થયા. મનુષ્ય, પશુ, સર્પ તથા અનેક પ્રકારનાં પ્રાણીઓ ઉત્પન્ન થયાં. બ્રહ્માના અર્ધ દેહથી સ્વાયંભૂ મનુ થયા અને તેની સત્યરૂપા નામની નારી વિશે પ્રિયવ્રત અને ઉત્તાનપાદ નામના બે પુત્રો થયા, અને ત્રણ કન્યાઓ થઇ. આ પ્રમાણે સૃષ્ટિની ઉત્પન્ન થઈ. મેરુના શિખર ઉપર બ્રહ્માએ પોતાનું બ્રહ્મલોક કીધું. ભગવાન્ વિષ્ણુએ વૈકુંઠ પોતાનું ક્રીડાસ્થાન કીધું અને શિવે કૈલાસને શ્રેષ્ઠ સ્થાન કીધું. ત્યારપછી સ્વર્ગ કરવામાં આવ્યું. જેમાં ઇંદ્રનું સ્થાન બનાવવામાં આવ્યું. પછી સમુદ્ર મન્થનથી ચૌદ રત્નો, જેવાં કે કામધેનુ, ઉચૈઃશ્રવા શંખ, રંભા નામની અપ્સરા, ધન્વંતરી, ચંદ્રમા, વિગેરે થયાં. આ પ્રમાણે

ત્રણ પ્રકારની એટલે દેવ, તિર્યંક તથા મનુષ્યાદિ વિગેરેની સૃષ્ટિ ઉત્પન્ન થઇ. આ સઘળાની ઉત્પત્તિ ચાર પ્રકારની હતી. જેમ કે અંડજ, સ્વેદજ, ઉદ્ભિજ્જ અને જરાયુજ. આ પ્રમાણે સૃષ્ટિ ઉત્પન્ન કરી. બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, પોત પોતાનાં સ્થાનને વિશે યથેચ્છ ક્રીડા કરવા લાગ્યા. એક વખત ભગવાને, મહાલક્ષ્મી સાથે દેવીયજ્ઞ કરવાનો નિશ્ચય કીધો. ત્યાર પછી ઘરમાંથી નીકળીને મહેશ્વર, બ્રહ્મા, વરુણ, શક્ર, કુબેર, પાવક, વસિષ્ઠ, દક્ષ, બૃહસ્પતિ વિગેરે દેવતાઓને બોલાવ્યા. યજ્ઞ માટે સારી રીતની સામગ્રી તૈયાર કીધી. વિસ્તારવાળો મંડપ અને વેદી કીધાં; અને દેવીના બીજને જાણનારા એવા બ્રાહ્મણોને મંત્રોના જપને માટે નીમ્યા. અગ્નિને વિશે વિધિપ્રમાણે હોમ કીધો. જે કરવાથી શરીર રહિત એક આકાશવાણી થઇ. જેમાં કહ્યું કે, હે વિષ્ણુ! તમે સઘળા દેવોને વિશે શ્રેષ્ઠ છો, સઘળાઓને વિશે માન્ય અને દેવતાઓમાં સમર્થ છો. બ્રહ્માદિઓ તથા સઘળા દેવતાઓ કરતાં પહેલાં પૃથ્વીને વિશે ભક્તિવડે કરીને તમારું પૂજન પ્રથમ કરાશે. સઘળા યજ્ઞને વિશે તમે મુખ્ય ગણાશો. જ્યારે જ્યારે દેવતાઓ રાક્ષસોથી પીડા પામશે, ત્યારે તમે તેને આશ્રય આપશો. સઘળા વેદ અને પુરાણોને વિશે તમે પૂજ્ય થશો. જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ પૃથ્વીને વિશે થશે ત્યારે ત્યારે ધર્મનું રક્ષણ કરવાને માટે પૃથ્વીને વિશે, જૂદા જૂદા અવતારો તમે ધારણ કરશો. સઘળા અવતારો વિશે શક્તિ તમારા આશ્રયરૂપ થશે અને સઘળાં કાર્યોને વિશે તમને મદદ કરશે. વારાહી, નારસિંહી, એમ અનેક પ્રકારની શક્તિઓથી જોડાવાથી સઘળું કાર્ય કરવાને માટે તમે શક્તિમાન્ થશો. તમારે દેવીનું હંમેશાં પ્રયત્નવડે પૂજન કરવું અને તેને માનનીય ગણવી. ભરતખંડને વિશે મનુષ્યને સર્વ કામને આપનારી શક્તિઓ શ્રેષ્ઠ મનાશે. માણસો પૃથ્વીઓને વિશે નાના પ્રકારના ઉપચારવડે તમારું પૂજન કરશે.

વ્યાસ બોલ્યા:—આ પ્રમાણેનું વરદાન આપીને તે વાણી બંધ પડી. ભગવાને વિધિ પ્રમાણે યજ્ઞ સમાપ્ત કરીને દેવતાઓને, બ્રહ્મપુત્રોને તથા મુનિઓને પોતપોતાના સ્થાનને વિશે જવા આજ્ઞા આપી

અને ભગવાન્ જાતે વૈકુંઠને વિશે ચાલ્યા ગયા તથા જે સઘળા આવ્યા હતા તે સૌ મુનિઓ પોતપોતાના આશ્રમ વિશે ગયા. આ આકાશવાણી જે માણસ ભક્તિવડે સાંભળે છે અને ભક્તિ થકી દેવીનું પૂજન કરે છે તો તેનાં સઘળાં કામો પરિપૂર્ણ થાય છે.

श्रुत्वा वाणीं परमविशदां व्योमजां श्रोत्ररम्यां
सर्वेषां वै प्रकृतिविषये भक्तिनावश्चजातः।
चक्रुः सर्वे सुरमुनिगणाः पूजनं भक्तियुक्ता
स्तस्याः कामं निखिल फलदं चागमोक्तं मुनींद्राः॥

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे त्रिंशत्तिमोऽध्यायः॥ ३०॥

# અધ્યાય ૩૧ મો.

## ધૃવસંધિ આખ્યાન.

श्रुतो वै हिरिणा क्लृप्तो यज्ञो विस्तरतो द्विज।
महिमानं तथांबाया वद विस्तरतस्तथा॥

હરિનો યજ્ઞ તથા તેનો હોમ તમોએ વિસ્તારથી કહ્યો. હવે દેવીનું ચરિત્ર મને કહો, કે જે સાંભળવાથી હું પવિત્ર થાઉં.

વ્યાસ બોલ્યાઃ–દેવીનું ચરિત્ર હું તમને કહું છું તથા તે વિશે એક ઇતિહાસિક પુરાણ છે, જે વિસ્તારવડે હું તમને સંભળાવું છઉં. એક વખત સૂર્યવંશને વિશે ધૃવસંધિ નામનો શ્રેષ્ઠ રાજા હતો. તેના રાજ્યને વિશે, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર તથા બીજી જાતિઓ પણ પોતપોતાની વૃત્તિ મેળવીને સુખથી રહેતા હતા. ધર્માત્મા ધૃવસંધિ અયોધ્યાને વિશે ધર્મ થકી રાજ્ય કરતો હતો. તેના રાજ્યમાં ચોરો, ચાડીઆઓ, ધૂર્તો કોઈ હતા નહીં. આ રાજાને સ્વરૂપવાન્ બે સ્રીઓ હતી. મનોરમા, જે સુરૂપ અને અતિ વિચક્ષણ હતી, તે ધર્મપત્ની તરીકે હતી અને બીજી રૂપગુણયુક્ત લીલાવતી નામની હતી.

આ બે સ્ત્રીઓ સહિત ઘરને વિશે તથા મોટા પર્વતોને વિશે તથા નાના પ્રકારના મહેલોને વિશે તે યથેચ્છ વિહાર કરતો હતો. મનોરમાને શુભ સમયે સુદર્શન નામનો સર્વ લક્ષણયુક્ત પુત્ર થયો. અને લિલાવતીને પણ એક માસ પછી એક સુંદર પુત્ર થયો. રાજાએ આ બંને છોકરાઓના જાત કર્માદિ સંસ્કાર બ્રાહ્મણો પાસે કરાવ્યા. રાજા બેઉને વિશે કંઈ પણ ભિન્ન ભાવ રાખ્યાવિના આ બેઉ ઉપર સરખી પ્રીતિ રાખતો હતો. આ બેમાં સુદર્શન જયેષ્ઠ હતો અને લિલાવતીનો છોકરો શત્રુજિત નાનો હતો. આમ કેટલોક કાળ વીત્યા પછી, તે રાજા જંગલમાં મૃગયા રમવા ગયો. ત્યાં હરણ, સસલાં, શૂક તથા નાનાં પ્રકારનાં જનાવરોને મારીને, તે વનમાં ક્રીડા કરતો હતો. આ વખતને વિશે એક સિંહ અતિશય કોપાયમાન થઇને તેની સામો ધસી આવ્યો. સિંહ રાજાને જોઇને મોટી ગર્જના કરવા લાગ્યો તથા પોતાની પૂંછડી અને યાળને ઉંચા કરવા લાગ્યો. રાજાએ સિંહને સામો ધસી આવતો જોઇ, હાથમાં તલવાર લઇ પોતાનું રક્ષણ કરવા લાગ્યો. બીજા સીપાઈઓ પણ સિંહના ઉપર જૂદાં જૂદાં બાણો મારવા લાગ્યા. આનાથી ત્યાં મોટો કોલાહલ થઇ રહ્યો; અને સિંહ એકદમ રાજાના ઉપર કુદી પડયો. તેને પડતો જોઇને, રાજાએ ખડ્ગવડે સિંહને હણ્યો. પણ સિંહના નખો વાગવાથી રાજા પણ ખૂબ ઘવાણો અને બેઉ જણા ત્યાં મરી ગયા. પછી સીપાઇઓએ પ્રધાનને આ વાત જણાવી. વસિષ્ઠ મુનિએ વિધિપૂર્વક આ રાજાની પારલૌકિક ક્રિયા કરાવી. પ્રજા તેમ જ વસિષ્ઠમુનિ, તેમ જ મંત્રીઓ, તે સૂદર્શનને રાજ્યાસને બેસાડવાનો વિચાર કરવા લાગ્યા. કારણ એ ધર્મપત્નીથી ઉત્પન્ન થયેલો છોકરો હતો. તેથી એ ગાદીને લાયક હતો. અગર જો કે એ બાળક છે તો પણ એ ધર્મપત્નીથી ઉત્પન્ન થએલો છે, માટે તે યોગ્ય છે. લીલાવતીનો બાપ યુધાજિત્ જે કે ઉજ્જયનીનો રાજા હતો, તે પોતાના જમાઇને મરેલો જાણી, અયોધ્યા આવ્યો. તે જ રીતે સુદર્શનનું હિત ચહાનારો મનોરમાનો બાપ, જે કલિંગ દેશનો રાજા હતો અને જેનું નામ વીરસેન હતું, તે પણ આવ્યો. બંનો સૈન્ય સહિત ત્યાં આવી પહોંચ્યા.

મુખ્ય પ્રધાનની સાથે રાજ્યની ગાદીએ કોને બેસાડવો? તે વિશે વિચારવા લાગ્યા. યુધાજિત કહેવા લાગ્યો કે, આ બે છોકરામાંથી જ્યેષ્ઠ પુત્રને ગાદી મળવી જોઇએ અને નાનાને નહીં. ત્યારે વીરસેન કહેવા લાગ્યો કે, શાસ્ત્રને વિશે કહેલું છે કે, ધર્મપત્નીથી ઉત્પન્ન થએલો છોકરો રાજ્યને લાયક છે. વળી યુધાજિત કહેવા લાગ્યો કે, જ્યેષ્ઠ પુત્ર સઘળા ગુણ લક્ષણથી યુક્ત છે અને સુદર્શન તેમ નથી. વસિષ્ઠ, વામદેવ તથા મુખ્ય મંત્રીઓ, સુદર્શનને રાજ્યાસન ઉપર બેસાડવા ખુશી હતા. આ રીતે બંને રાજાઓમાં મોટો વાદવિવાદ ચાલ્યો. યુધાજિત મંત્રીને કહેવા લાગ્યો કે, તમો સ્વાર્થને લીધે સુદર્શનને રાજા કરવા માંગો છો. કારણ તે નાનો છે. શત્રુજિત ઘણો બળવાન્ છે માટે, તેને તમો રાજ્ય આપવા માગતા નથી. જ્યાં સૂધી હું જીવતો છું અને જ્યાં સૂધી હું સેનાથી યુક્ત છું ત્યાં સૂધી નાનાને હું ગાદીએ બેસવા દઇશ નહીં. યુધાજિતનું બોલવું સાંભળી વીરસેન કહેવા લાગ્યોઃ-બંને બાળકો સરખા ડહાપણવાળા છે. પ્રજા, તેમ જ મંત્રીઓ આ રીતે ચિંતાતુર (વ્યગ્ર ચિત્તવાળા) થયા. બંને બાળકોને નાના સાંભળીને તથા મુખ્ય રાજા મરી ગયેલો જાણીને ચોરો, તેમ જ શઠ લોકો, બીજા દેશમાંથી આવીને ચોરી કરવા લાગ્યા. પછી યુદ્ધની ઇચ્છાવાળા યુધાજિત અને વીરસેન બંનેનું યુદ્ધ થવા લાગ્યું.

संमर्दस्तत्र संजातः कलहे समुपस्थिते ।
युधाजिद्वीरसेनश्च युद्धकामौ बभूवतुः ॥

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे एकत्रिंशत्तमोऽध्यायः ॥ ३१ ॥

# અધ્યાય ૩૨ મો.

## ધ્રુવસંધિ આખ્યાન–ચાલુ.



**व्यास उवाच–क्रोधलोभवशाच्चैव युधाजिद्वीरसेनयोः ।**
**युद्धं प्रपेदिरे तत्र स्वबल वाहनादिभिः ॥**

**વ્યાસ** બોલ્યાઃ–ક્રોધ અને લોભથી વશ થયેલા એવા યુધાજિત અને વીરસેનનું પરસ્પર તુમુલ યુદ્ધ થયું. પોતપોતાનાં લશ્કરો લઇને તથા હાથની અંદર ધનુષ્યો લઇને, બેઉ જણા રણ સંગ્રામને વિશે આવી ઉભા રહ્યા. વીરસેન યુધાજિતને રણમાં જોઇ, તેના ઉપર બાણ છોડવા લાગ્યો. યુધાજિત તે બાણોને સામા મારીને તેનું છેદન કરવા લાગ્યો. હાથીઓ હાથીઓની સાથે, ઘોડાઓ ઘોડાઓની સાથે અને યોદ્ધાઓ યોદ્ધાઓની સાથે, ત્યાં ઘોર સંગ્રામ ચાલી રહ્યો. માંસને ખાવાની ઇચ્છાવાળા કાગ, ગીધ વિગેરે પક્ષીઓનાં ટોળાંઓ વડે આકાશ વ્યાપ્ત થયું. માણસોનાં મસ્તકોવડે રણભૂમિ ભરાઇ જવાથી ચોટલીવાળાં તુંમડાઓનાં ફળો જાણે પડયાં હોય, તેવી દેખાતી હતી. ઘણા યોદ્ધાઓ સ્વર્ગની અપ્સરા મેળવવાની કામનાથી યુદ્ધમાં લડીને પોતાનો દેહ તજી દેતા હતા. કોઇ ગગનમાં સુંદર વદનવાળી કન્યાને પામીને હર્ષિત થતો હતો. આવી રીતના ઘોર સંગ્રામને વિશે યુધાજિતે તીવ્ર બાણોવડે વીરસેનને હણ્યો. વીરસેનનું માથું ભૂમિ ઉપર પડયું ને તેનું લશ્કર ચારે દિશામાં નાસવા લાગ્યું. મનોરમાએ પોતાના પિતાનું મરણ સાંભળ્યું ત્યારે તેના મનમાં વૈર લેવાનું ઉત્પન્ન થયું. પણ તેનામાં શક્તિ નહતી કે, તે પોતાના પિતાનું વૈર લઇ શકે. તે મનમાં બીવા લાગી કે, યુધાજિત રખેને રાજ્યના લોભે કરીને, મારા પુત્રનું ખૂન કરશે. તે વિચારવા લાગી કે, હવે મારે કયાં જવું? ને શું કરવું? મારો ધણી મરી ગયો; અને આ છોકરો ઘણો બાળક છે. લોભથી યુક્ત થએલો મનુષ્ય

કયું પાપ કર્મ નહીં કરશે? તે બાપ, મા, ભાઇ, ગુરુ તથા સગાંઓને કંઇ પણ વિચાર રાખ્યા વિના મારશે. તૃષ્ણાવાળો પુરુષ નહીં ખાવા જેવી વસ્તુ ખાશે. નહીં જવા જેવું હોશે ત્યાં જશે. તેમ જ ધર્મ-ત્યાગ કરવામાં પણ બીશે નહીં. આ નગરને વિશે કોઇપણ મારું સહાય નથી. ત્યારે હું પુત્રનું રક્ષણ શી રીતે કરીશ? જો તે મારા છોકરાને મારી નાંખશે તો હું શું કરીશ? આ જગતમાં મારું રક્ષણકર્ત્તા કોઈ રહેશે નહીં. શોકને હંમેશા વૈર હોય છે. તે રીતે લીલાવતી મારા ઉપર દયાવાન્ થશે નહીં; અને યુધાજિત આવશે ત્યારે બાળકને શોધી કઢાવીને, તેને કેદખાનામાં નંખાવશે. આગળ કહેવાયું છે કે, ઇંદ્રે પોતીકા માના ઉદરને વિશે પેશીને, પોતાના ભાઈના સાત કટકા કીધા તથા તે એક એકના સાત સાત કીધા, જે હાલ મરુત્ગણ નામે પ્રસિદ્ધ છે. બીજી એક સ્ત્રીએ પોતાની શોકને તેના ગર્ભનો નાશ થવા માટે તેણીને વિષ આપ્યું. પછીથી તે બાળક ઝેરથી યુક્ત દેહવાળો થયો, જે જગતને વિશે પાછળથી સાગર, એ નામે પ્રખ્યાત થયો. આ જ રીતે કૈકેયીએ દશરથ રાજા પાસેથી વરદાન માંગતી વખતે પોતાની શોકના ઉપર ઇર્ષા રાખીને એ માગ્યું કે, રામને દેશવટો આપો. આના શોકથી દશરથ રાજા મરણ પામ્યો. જે મંત્રીઓ મારા પુત્ર સુદર્શનને રાજા કરવા ઇચ્છતા હતા, તે પણ હાલ યુધાજિતને વશ થઇ ગયા છે. મારે કોઇ પણ ભાઇ અથવા શૂરવીર પુરુષ નથી કે, કોઇ મને આ સંકટમાંથી છોડવે. પણ ઉદ્યોગ હંમેશાં કરવો જોઇએ. પછી કાર્યસિદ્ધિ તો દૈવને આધીન છે. માટે પુત્રના રક્ષણ માટે ઉપાય કરવો. આ રીતે મનમાં વિચાર કરીને, તે સ્ત્રી સઘળાં કાર્યને વિશે નિપુણ એવા વિદલ્લ નામના મંત્રીને બોલાવી, તેને કહેવા લાગી, કે, મારો બાપ યુદ્ધમાં મરી ગયો અને આ છોકરો બાળક છે. વળી યુધાજિત્ ઘણો બળવાન્ રાજા છે. માટે હવે મારે શું કરવું? ત્યારે વિદલ્લે કહ્યું કે, આપણે અહીંઆં રહેવું જોઇએ નહીં. આપણે વારાણસી નામના વનમાં જઇએ. ત્યાં મારો મામો સુબાહુ નામનો છે, તે છોકરાનું રક્ષણ કરશે. આપણે નીકળતી વખત બહાનું કાઢીશું કે, અમો યુધાજિતને મળવા જઇએ છીએ. એમ કરી

નગરની બહાર નીકળી જઇશું. સૈરંધ્રી નામની દાસી, વિદલ્લ મંત્રી, મનોરમા અને તેનો છોકરો સુદર્શન નગરની બહાર નીકળ્યાં. પછી તેઓ જલદીથી બે દિવસમાં ભાગીરથીના તટ ઉપર આવી પહોંચ્યા. ત્યાં આગળ ચોરોએ તેઓને લૂંટી લીધાં; અને રથ વિગેરે સઘળું હતું તે લઇ લીધું. પછી સૈરંધ્રીના હાથને વિશે છોકરાને રાખી, તે જાહ્નવી તીર ઉપર આવી પહોંચી. પછી હોડીમાં બેશીને ભાગીરથી ઓળંગી, ત્રિકુટ નામના પર્વત ઉપર આવ્યાં. અહીંઆં ભારદ્વાજ ઋષિનું આશ્રમ હતું. મુનિએ તે સ્ત્રીને પૂછયું, તમો અહીંઆં શી રીતે આવ્યાં? તે તમો વિસ્તારથી કહો. તમે દેવી છો કે માણસ છો? અને આ બાળકને લઈને આ વનમાં કેમ આવી ચઢયાં છો? મને લાગે છે કે, તમે રાજયથી ભ્રષ્ટ થએલાં છો. આ પ્રમાણે જયારે મુનિએ પૂછયું ત્યારે પોતાને રડવું આવવાથી, વિદલ્લને સમાચાર કહેવા અણસારો કીધો. વિદલ્લે કહ્યું કે, આ સ્ત્રી ધ્રુવસંધિ રાજાની ધર્મપત્ની છે અને આ તેનો સુદર્શન નામનો છોકરો છે. આ સૂર્યવંશી રાજાને શત્રુજિત નામનો બીજો છોકરો હતો, જેના તરફથી યુધાજિત લઢવા આવ્યો હતો. જેણે આ રાણીના બાપ વીરસેનને મારી, ગાદી પોતાના દૌહિત્ર શત્રુજિતને આપી છે. આ યુધાજિતના ભયથી આ બાઈ નાશીને અહીંઆં આવી છે. માટે આપે એનું રક્ષણ કરવું જોઇએ. દુઃખિત માણસનું રક્ષણ કરવું, તે યજ્ઞ કરતાં પણ અધિક છે અને જે ભયથી બીધેલા હોય તેનું રક્ષણ કરવું, તે સૌથી અધિક છે.

ઋષિ બોલ્યાઃ—હે કલ્યાણિ! તું અહીંઆં નિર્ભય રહે અને તું અહીં સુખથી રહે. અહીંઆં તારે કંઇ પણ ભય રાખવો નહીં.

વ્યાસ બોલ્યા—જયારે મુનિએ આ પ્રમાણે કહ્યું ત્યારે રાણીને જરા શાંતિ વળી અને તેનો શોક જરા નરમ પડયો. સૈરંધ્રી તથા વિદલ્લથી યુક્ત મનોરમા સુદર્શનનું પાલન કરતી ત્યાં રહી.

**सैरंध्री सहिता तत्र विदल्लेन च संयुता ।**
**दर्शनं पालयामास स्वसुनुं च मनोरमा ॥**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हरिजीना प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे द्वित्रिंशत्तमोऽध्यायः ॥ ३२ ॥



# અધ્યાય ૩૩ મો.

## ધ્રુવસંધિ આખ્યાન-ચાલુ.

**व्यास उवाचः-युधाजित्त्वथ संग्रामे हत्वा योद्धान् महाबलान् ।
मनोरमां च पप्रच्छ सुदर्शनजिघांसया ॥**

**વ્યાસ** બોલ્યાઃ-યુધાજિત સંગ્રામને વિશે બળવાન્ યોદ્ધાઓને હણી, સુદર્શનને મારવાની ઇચ્છાથી મનોરમા વિશે પૂછવા લાગ્યો. દેશોદેશ દૂતોને મોકલીને તે કયાં ગઇ છે? તેનો ખોળ કરવા લાગ્યો અને સારો દિવસ જોઇ પોતાના દૌહિત્રને ગાદીપર બેસાડયો. ભેરી અને શંખના નાદ થવા લાગ્યા અને નગરમાં એક મોટો ઉત્સવ થઇ રહ્યો. બંદીઓ તથા ભાટચારણો રાજાની સ્તુતિ કરવા લાગ્યા. નગરના માણસો સુદર્શન કયાં જતો રહ્યો હશે? તે બાબત શોક કરવા લાગ્યા તથા મનોરમા તેના પિતાના મરણ પછી કયાં જતી રહી હશે? તે વિશે વિચાર કરવા લાગ્યા. યુધાજિત દૌહિત્રને વિધિવડે રાજ્ય ઉપર સ્થાપી, પોતીકી નગરી તરફ ચાલ્યો ગયો. ભારદ્વાજ મુનિના આશ્રમને વિશે સુદર્શન છે, એમ જાણી રાજા તેને મારવાની ઇચ્છાથી ત્યાં આવ્યો. તેને જોઇને મનોરમા મુનિને કહેવા લાગી કે, હવે હું શું કરું? યુધાજિત અહીં આવે છે. એણે મારા બાપને માર્યો અને હવે મારા પુત્રને પણ મારવાની ઇચ્છા રાખે છે. માટે એના ઉપર વિશ્વાસ મૂકવો લાયક નથી. જેને લોભ હોય છે, તેનો બિલકુલ વિશ્વાસ કરવો નહીં. લોભવાળા પુરુષો પાપી કામ કરે છે. તે લોકોને પરલોકનો ભય હોતો નથી. માણસો દેવતાઓનું આરાધન કરીને પૈસો ઇચ્છે છે, પણ દેવતાઓ તેના હાથને વિશે એકદમ પૈસા આપવા સમર્થ નથી. પછી પૈસો બીજા કોઇની પાસેથી અન્યાયથી, દાનથી, ચોરીથી અથવા બળથી મળે છે. જેમ ધાન્ય વસ્ત્રાદિક વિગેરે લઇ, વેચવા માટે વાણીઓ બેસે છે તથા મનમાં ધારે છે કે, આમાં મને બહુ પૈસો મળે અને તેટલા માટે દેવતાઓનું પૂજન કરે છે. પણ આ વાણીઆના ધંધા વિશે

પારકાના પૈસા ઝૂંટવી લેવાની ઈચ્છા હોતી નથી. પણ જેને પારકાનું ધન લઈ લેવાની ઈચ્છા હોય છે, તે અનર્થ કરવાને બીતો નથી. જેઓનું મન લોભથી આવૃત્ત થયેલું હોય છે તેઓનું તીર્થગમન, સ્નાન, અધ્યયન વિગેરે સઘળું ખોટું છે. માટે એમને અહીંઆંથી ઘર તરફ વિદાય કરો. પછી ભારદ્વાજ યુધાજિતને કહેવા લાગ્યાઃ-હે રાજન્! તું તારા નગરને વિશે જા. બાળક તેમજ મનોરમા તારી સાથે આવશે નહીં. ત્યારે યુધાજિત બોલ્યોઃ-હે મુનિ! મનોરમાને તમો છોડી દ્યો. હું એને મૂકીને જઇશ નહીં. એને બળાત્કારે પણ લઇ જઈશ. પછી ભારદ્વાજ બોલ્યા કે, જેમ વિશ્વામિત્રે વસિષ્ઠની ગાય લીધી હતી, તેમ જો તારામાં સત્તા હોય તો એ મનોરમાને આશ્રમમાંથી ભલે લઇ જા.

**नयस्व यदि शक्तिस्ते बलेनाद्य ममाश्रमात् ।**
**विश्वामित्रो यथा धेनुं वसिष्ठस्य मुनेः पुरा ॥**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे त्रयस्त्रिंशत्तमोऽध्यायः ॥ ३३ ॥



# અધ્યાય ૩૪ મો.

## ધ્રુવસંધિ આખ્યાન-ચાલુ.

**इत्याकर्ण्य वचस्तस्य मुनेरुज्जयिनीपतिः ।**
**मंत्रिवृद्धं समाहूय पर्यपृच्छदतंद्रितः ॥**

**આ** પ્રમાણે તે મુનિનું વચન સાંભળીને, ઉજ્જાયનીનો રાજા પોતાના વૃદ્ધ મંત્રીને પૂછવા લાગ્યો કે, હવે મારે શું કરવું? હું તો આ સ્ત્રીને છોકરા સાથે જોર જુલમથી લઇ જઇશ. શત્રુ ગેરહાજર હોય તો પણ તેથી બેદરકાર રહેવું જોઇએ નહીં. જો તે વધી જાય છે, તો તે કોઇ દિવસ સામે થાય છે. આની સાથે કંઇ લશ્કર નથી, કે જેથી તે મારી સાથે લઢી શકશે. જો સુદર્શનને મારવામાં આવે તો મારો દૌહિત્ર સુખથી રાજ્ય કરશે.

પ્રધાન બોલ્યોઃ-કોઇ દિવસ સાહસ કર્મ કરવું નહીં. મુનિએ વિશ્વામિત્રનો જે આગળ દાખલો આપ્યો હતો તે તું સાંભળ. આગળ વિશ્વામિત્ર નામનો ગાધિનો છોકરો વસિષ્ઠના આશ્રમ આગળ ગયો. વિશ્વામિત્ર, વસિષ્ઠને પ્રણામ કરીને, પોતાના સૈન્ય સહિત તે આશ્રમ આગળ રહ્યો. નંદિની નામની ગાયથી છ પ્રકારનાં ભક્ષ્ય ભોજ્યાદિ વસ્તુઓથી રાજા તથા સૈન્યને તેણે ઇચ્છિત ભોજન પૂરું પાડયું. આવી રીતનો નંદિનીનો પ્રતાપ જોઇને, તે ગાધિસૂતે વસિષ્ઠ મુનિ પાસે નંદિનીને માંગી.

વિશ્વામિત્ર બોલ્યાઃ-હે મુનિ! ઘણી જ દુધ આપનારી એવી હજારો ગાય હું તમને આપું, પણ તમે આ ગાય મને આપો. વસિષ્ઠ મુનિ કહે કે, હે રાજા! આ હોમધેનું છે. બીજી હજારો ગાયો હોય, તે તું તારે ઘેર રાખ. પણ આ ગાય મારાથી અપાય તેમ નથી.

વિશ્વામિત્ર બોલ્યાઃ-દશ હજાર અથવા લાખ ગણી દોલત હુ તમને આ ગાયને સાટે આપું, પણ તમે મને નંદિની આપો. નહીં તો હું બળાત્કારે લઇ જઇશ. વસિષ્ઠ બોલ્યાઃ-હે નૃપતિ! તારે બળાત્કારથી લઇ જવી હોય તો ભલે લઇ જા. પણ મારી ઇચ્છાથી હું નંદિનીને આપવાનો નથી. આ પ્રમાણે સાંભળી રાજાએ પોતાના ચાકરોને હુકમ કીધો કે, આ નંદિનીને લઇ ચાલો. તે ચાકરો બળથી ગાયને ત્યાંથી લઇ જવા લાગ્યા. ગાય આંખમાં આંસુ લાવીને મુનિને કહેવા લાગી, હે મુનિ! તું મને કેમ છોડી દે છે? અને આ લોકો મને કેમ ખેંચી લઇ જાય છે? મુનિએ કહ્યુંઃ-હું તને છોડી દેતો નથી. પણ આ રાજા બળાત્કારથી લઇ જાય છે. મારી તને છોડી દેવાની ઇચ્છા નથી, પણ હું શું કરું? જ્યારે મુનિએ આ પ્રમાણે કહ્યું ત્યારે તે ગાય એકદમ ક્રોધયુક્ત થઇ. તેણીએ એક મોટો નાદ કીધો અને તેના શરીરમાંથી આયુધોવાળા ઘણા રાક્ષસો નીકળ્યા અને ઉભો રહે, ઉભો રહે, એ પ્રમાણે બોલવા લાગ્યા. તે દૈત્યોએ રાજાના સર્વ સૈન્યને હણ્યું અને ગાયને છૂટી કીધી. આ રીતે વિશ્વામિત્ર એકલો થઇ રહ્યો. પછી તે પોતાના ક્ષાત્ર બળને નિંદવા લાગ્યો અને કહેવા લાગ્યો કે, તપને વિશે મેળવાયલું બળ ક્ષાત્ર બળ કરતાં પણ અત્યુત્તમ છે. પછી વિશ્વામિત્રે મહા

વન વિશે ઘોર તપ આદર્યું અને તે ગાધિપુત્ર પછી ઋષિપણાંને પામ્યો. માટે કરીને, હે યુધાજિત! તું પણ મુનિઓ સાથે વૈર ના કર, નહીં તો તારો તથા તારા કુળનો સંહાર થશે. મુનિને નમસ્કાર કરીને અને તેને આશ્વાસન આપીને, તું અહીંથી ચાલ્યો જા. સૂદર્શનને અહીંઆં સુખેથી રહેવા દે. એ બાળક છે. વળી નિર્ધન છે. એ રાજાનું અહિત શું કરશે? તું એનાપર ખોટું વૈર રાખે છે. સર્વત્ર દયા કરવી જોઈએ. વળી આ જગત્ દૈવાધીન છે. ઈર્ષાવડે કરીને શું થવાનું હતું? જે બનવાનું હશે તે તો બન્યા જ કરશે. દૈવયોગથી વજ્ર હોય છે તે તૃણના સરખું થઇ જાય છે. અને તૃણ હોય છે તે વજ્ર સમાન થઇ જાય છે. દૈવયોગથી સસલું સિંહને મારે છે, અને મચ્છર હાથીને મારે છે. માટે આ પ્રમાણે સાહસ કરવું છોડી દે, એવું મારું કહેવું છે. વ્યાસ બોલ્યાઃ—આ પ્રમાણે મંત્રીનું કહેવું સાંભળીને, મુનિને મસ્તકવડે પ્રણામ કરી, તે પોતે પોતાના નગર તરફ ચાલી નીકળ્યો. અને મનોરમા સ્વસ્થ રીતે તે આશ્રમને વિશે રહી, તથા પોતાના પુત્ર સુદર્શનને સારી રીતે ઉછેરવા લાગી. દિવસે દિવસે તે કુમાર મોટો થવા લાગ્યો અને મુનિના આશ્રમને વિશે નિર્ભય થઇને ત્યાં બાળક્રીડા કરવા લાગ્યો.

મુનિએ તે બાળકને દેવીનો બીજ મંત્ર જે "ક્લીં" તે ગ્રહણ કરવા કહ્યું. બાળકે તે મંત્ર ગ્રહણ કર્યો અને ઘણા આદરથી તેનો જપ કરવા લાગ્યો. પાંચ વર્ષમાં આ મંત્ર તેને ફળ્યો. આ મંત્ર ઋષિ, છંદ તથા ધ્યાન ન્યાસથી રહિત હતો. તે બાળક રમતાં રમતાં પણ હંમેશાં મનથી આ મંત્રનું સ્મરણ કરતો હતો. અગીઆરમે વર્ષે મુનિએ તે છોકરાને ઉપનયન સંસ્કાર કર્યો; ત્યાર પછી, ધનુર્વેદ તથા નીતિશાસ્ત્ર વિગેરે શિખવ્યાં. એક વખતે તે બાળકે પ્રત્યક્ષ દેવીનું દર્શન કર્યું. જેણે રક્ત વસ્ત્ર પહેરેલું હતું, તથા સઘળા અંગમાં રક્ત ભૂષણ ધારણ કરેલું હતું. આવી રીતની અદ્ભુત શક્તિવાળી શક્તિને જોઇને, તે છોકરાનું હૃદય ઘણું જ પ્રસન્ન થયું. આ રીતે તે વનને વિશે રહીને સઘળી વિદ્યાનું તેણે અધ્યયન કીધું. તે હંમેશાં માતાની સેવા કરતો હતો અને નદી

ક્રીનારે રમતો હતો. અંબીકા દેવી જ્યારે એને પ્રસન્ન થયાં ત્યારે તેણે તેને એક શરાસન, કેટલાંક બાણો, એક ભાલો તથા કવચ આપ્યાં. આ સમયમાં શશિકલા નામની કાશીરાજાની પુત્રી, જે સર્વ લક્ષણવડે યુક્ત હતી, તેણે બંદી જનના મોંઢાથી સાંભળ્યું કે, સુદર્શન સર્વ ગુણથી યુક્ત છે તથા જાણે બીજો કામ જ હોય તેવો છે. આ સુદર્શનને વરવાને વાસ્તે તે પુત્રીએ પોતાનું મન કીધું. ત્યારપછી સ્વપ્નાંને વિશે પણ જગદંબાએ આવીને તે પુત્રીને કહ્યું કે, હે સુશ્રોણી! સુદર્શન મારો ભક્ત છે, તે સઘળી કામનાઓ પૂરી પાડશે. માટે તેને તું વર તરિકે ગ્રહણ કરજે.

વ્યાસ બોલ્યાઃ-આ પ્રમાણે શશિકલા સ્વપ્નાંને વિશે મનોહર રૂપ જોઈને અને અંબિકાનું વચન સાંભળીને ઘણી જ હર્ષ પામવા લાગી. આ રીતે તેને હર્ષ પામતી જોઇને, તેની મા તેને વારંવાર તેનું કારણ પૂછવા લાગી. પણ તે બાળા લજ્જાથી કાંઇ બોલી શકી નહીં; અને વારંવાર સ્વપ્નને સંભારીને હસવા લાગી. પોતાની સખીને સ્વપ્નાંની સઘળી વાત કહેવા લાગી. એક વખતે તે વિહાર કરવા પોતાની સખીઓ સાથે વાડીમાં ગઈ. જ્યારે તે પુષ્પ વીણતી હતી ત્યારે તેણે એક બ્રાહ્મણને જતાં જોયો. તે બાળાએ તેને પ્રણામ કરીને પૂછયું કે, તમો કયા દેશથી આવો છો? ત્યારે તે બ્રાહ્મણ બોલ્યો કે, હું ભારદ્વાજ ઋષિના આશ્રમથી આવું છું. લજ્જાયુક્ત થઇને તે બ્રાહ્મણ બોલ્યો કે, હે બાળા! તું મને આ પ્રશ્ન પૂછે છે, તેનું શું કારણ? શશિકલા બોલીઃ-તે આશ્રમને વિશે કાંઈ વર્ણન કરવા યોગ્ય અથવા સર્વથી શ્રેષ્ઠ જોવા યોગ્ય હોય તો તે મને કહો. ત્યારે બ્રાહ્મણ બોલ્યોઃ-ત્યાં ધ્રુવસંધિનો છોકરો સુદર્શન નામનો રહે છે જે નામ પ્રમાણે ઘણો સુંદર પણ છે. એને વિશે વિધાતાએ સઘળા ગુણો એકઠા કરીને મૂકેલા છે. એ ગુણોના સમૂહરૂપ છે. એને જોવાથી તૃપ્તિ થતી નથી. હે કુમારી! તે કુમાર તારો ધણી થવાને યોગ્ય છે, અને મણિ તથા કાંચન સરખો આ યોગ છે.

तव योग्यो कुमारोऽसौ भर्ता भवितुमर्हति ।
योगोऽयं विहितो व्यासीन् मणिकाञ्चनयोरिव ॥

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे चतुस्त्रिंशत्तमोऽध्यायः ॥ ३४ ॥

# અધ્યાય ૩૫ મો.

## ધ્રુવસંધિ આખ્યાન–ચાલુ.

**વ્યાસ ઉવાચઃ–श्रुत्वा तद्वचं श्यामा प्रेमयुक्ता बभूवह ।**
**प्रतस्थे ब्राह्मणस्तस्मात् स्थानादुक्त्वा समाहितः ।**

વ્યાસ બોલ્યાઃ–આ પ્રમાણે તે બ્રાહ્મણનું બોલવું સાંભળીને, તે બાળા ઘણી પ્રેમયુક્ત થઇ, અને તે બ્રાહ્મણના મોંઢાથી આવી રીતની વાત સાંભળીને, તેનું મન ઘણું વ્યગ્ર થવા માંડયું. તે કામબાણથી પીડાવા લાગી. ઘેર જઇને તેણે પોતાની સખીને, જે પોતાના દેહ વિશે વિકાર ઉત્પન્ન થયો હતો, તે વિશે વાત કહી સંભળાવી. હું કે જે કોઇપણ વિષયથી અજ્ઞાત છું તથા સારા કુળમાં ઉત્પન્ન થઇ છું, તેને પાપી કામદેવ પીડે છે. માટે હું શું કરું? ને કયાં જાઉં? સ્વપ્નાંને વિશે જ્યારથી મેં તે યુવાન્ પુરુષને જોયો ત્યારથી મારું મન અત્યંત તપે છે. મારા દેહને વિશે ચંદન ઝેર સમાન લાગે છે. ચંદ્રમા વન્હિ સરખો લાગે છે. મને મહેલને વિશે, પર્વતમાં, વાડીમાં, તેમ જ દિવસે, રાત્રે કોઇ પણ વસ્તુ સુખ આપતી નથી. શૈયા, તાંબૂલ, ગીત, વાદ્ય, એ કંઇ-પણ વસ્તુ મારા મનને સુખ આપનારી નથી. તે શઠ જ્યાં રહે છે ત્યાં હું જાઉં. પણ કુળની લજ્જાથી તેમ જ પિતાને લીધે તેમ કરવા હું બીઉં છું. મારો બાપ સ્વયંવર કરશે અને મને કોને આપશે? તે કહી શકાતું નથી. હું સુદર્શનની દાસી થઇ ચૂકી છું. બીજા હજારો રાજાઓ સ્વયંવરને વિશે આવશે, પણ તેમાં હું તો એને જ વરીશ. અગર જો તે રાજ્યથી રહિત છે, તેમ છતાં હું તેને જ વરવાની. વ્યાસ બોલ્યાઃ–સુદર્શન નિર્ધન હતો, વનમાં ફળાહાર કરીને રહેતો હતો. તોપણ વાગ્બીજના જપથી ઉત્પન્ન થએલી સિદ્ધિવડે તેણીને આ પ્રમાણેની બુદ્ધિ થઇ. સુદર્શન પણ સ્વપ્નાંને વિશે જગતની માતા વિષ્ણુ માયાને જોવા લાગ્યો. શૃંગવેરપૂરના રાજા નિશાદે

આવીને, સુદર્શનને સઘળાં સાહિત્ય સાથે ચાર ઘોડા અને પતાકાથી શણગારાયલો એક સુંદર રથ આપ્યો. રાજપુત્રે પ્રીતિવડે તે ગ્રહણ કર્યો; ને રાજાનો સારીરીતે સત્કાર કીધો. જ્યારે તે રાજા ગયો ત્યારે સઘળા મુનિઓ રાજપુત્રને પ્રીતિવડે કહેવા લાગ્યા કે, થોડા દિવસમાં તું પ્રતાપવાન્ થઈશ. કારણ કે તારા ઉપર અંબિકા દેવી પ્રસન્ન છે. મુનિઓએ મનોરમાને કહ્યું કે, તારો પુત્ર રાજા થશે. રાણીએ કહ્યું કે, સત્પુરુષોનાં સેવનથી અને વચનથી હંમેશાં સારું જ થશે. પણ એની પાસે સૈન્ય નથી, તેમ એને કોઈની સહાય નથી. તો કયા યોગથી એ પુત્ર મારું રાજ્ય મેળવવાને યોગ્ય થશે? છતાં તમારા આશીર્વાદથી મારો પુત્ર રાજા થશે, એમાં કાંઇ સંદેહ નથી.

વ્યાસ બોલ્યાઃ-સુદર્શન રથમાં બેસીને, જ્યાં જશે ત્યાં પોતાના તેજથી અક્ષૌહિણીથી યુક્ત હોય એવો લાગશે. કારણ આ બધો તેને બીજ મંત્રનો પ્રતાપ છે. એના જેવો સ્વર્ગમાં કે પૃથ્વીમાં એક પણ મંત્ર નથી. દેવી પ્રસન્ન થએ છતે, કંઇપણ વસ્તુ દુર્લભ નથી. જે મદોન્મત્ત પુરુષોને અંબાને વિશે વિશ્વાસ હોતો નથી, તેને દુર્ભાગી જાણવા. સઘળા દેવોને વિશે એ આદિ માતા જાણવાં. સર્વ પ્રાણીઓની બુદ્ધિ, કીર્ત્તિ, લક્ષ્મી, શક્તિ અને સ્મૃતિ વિગેરે તે જ છે. જેઓ મોહિત થઇને દેવીને ભજતા અથવા જાણતા નથી, તેઓ કુતર્કવાદી જાણવા. બ્રહ્મા, વિષ્ણુ, શંભુ તથા બીજા સઘળા દેવોને વિશે સૃષ્ટિ, સ્થિતિ અને અંત કરનારી આ શક્તિ દેવી જ છે. સુદર્શને આ દેવીને સારી રીતે જાણેલાં છે. એના પ્રતાપથી એણે સારી રીતની વિદ્યા તથા શ્રેષ્ઠ શક્તિ મેળવી છે. શશિકલા કામબાણથી અતિશય પીડાવા લાગી, અને કંઇ પણ ઉપચારથી તેનું દુઃખ શાંત થયું નહીં. છોકરીની આવી સ્થિતિ જોઇને, સુબાહુએ સ્વયંવર બોલાવવાનો વિચાર કીધો. સ્વયંવર ત્રણ પ્રકારનો કહેવાય છે. ઇચ્છા સ્વરૂપવડે કરીને વર મેળવવો, શૌર્યાદિનાં વખાણથી પસંદ કરવું તથા ત્રીજું સ્વયંવરમાં જ શૌર્ય દેખાડી પસંદ થવું.

આ રાજાએ પહેલા પ્રકારનો સ્વયંવર રચ્યો હતો. સારા સારા કારીગરોએ સારાસારાં આસનો મંડપના મધ્યને વિશે ગોઠવ્યાં હતાં. આ પ્રમાણે વિવાહને માટે સઘળી સામગ્રી તૈયાર થઇ હતી. શશિકલા પોતાની સખી ચારુલોચનાને કહેવા લાગી કે, તું મારી માને એકાંતને વિશે કહે કે, હું ધ્રુવસંધિના પુત્રને વરી ચૂકી છું. તેથી બીજા વરને હું વરીશ નહીં. બીજો રાજા અગર જો સમૃદ્ધિથી યોગ્ય હશે તોપણ હું તેને પરણીશ નહીં. વ્યાસ બોલ્યાઃ- સખીને આ પ્રમાણે જ્યારે કહ્યું ત્યારે તે તેની મા પાસે જઇને કહેવા લાગી કે, તમારી પુત્રી અતિશય દુઃખિત થએલી છે. તે કહે છે કે, ભારદ્વાજનાં આશ્રમમાં જે સુદર્શન છે, તે જ મારો ધણી થશે. હું બીજા કોઇને પણ વરીશ નહીં. શશિકલાની માએ રાજાને, પુત્રીએ જે પ્રમાણે કહાવ્યું હતું, તે પ્રમાણે કહ્યું. તે સાંભળીને સુબાહુ રાજા પોતાની સ્ત્રી વૈદર્ભીને કહેવા લાગ્યો કે, એ રાજાને રાજ્યથી ભ્રષ્ટ કીધેલો છે. વળી તે એકલો માની સાથે રહે છે. એને લીધે યુધાજિતે વીરસેન રાજાને માર્યો છે, તો આપણે આપણી પુત્રીને એવા નિર્ધન પતિને આપવી યોગ્ય કહેવાય નહીં. છોકરીને કહે જે કે, સ્વયંવરને વિશે ઘણા સારા સારા રાજાઓ આવશે, તેમાંથી જે તને પ્રિય લાગે, તેને વરજે.

ब्रूहि पुत्रीं ततो वाच्यं कदाचिदपि ते प्रियम् ।
आगमिष्यंति राजानः स्थितिमन्तः स्वयंवरे ॥

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हिरजीना प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे पंचत्रिंशोऽध्यायः ॥ ३५ ॥



# અધ્યાય ૩૬ મો.

## ધ્રુવસંધિ આખ્યાન-ચાલુ.



**व्यास उवाचः-भर्त्रासामिहिता बाला पुत्रीं कृत्वांकसंस्थिताम् ।**
**उवाच वचनं श्लक्ष्ण समाश्वास्य शुचिस्मितां ॥**



વ્યાસ બોલ્યાઃ-શશિકલાની મા પોતાની છોકરીને ખોળામાં લઇ, આશ્વાસન કરીને કહેવા લાગી કે, મારું કહેવું ખોટું નથી. તારા કહેવા પ્રમાણે વર્તવાથી તારો બાપ ઘણો દુઃખી થશે. દુર્ભાગી સુદર્શન નિરાશ્રિત અને રાજ્યથી ભ્રષ્ટ થયેલો છે. તેની પાસે લશ્કર અથવા પૈસો કાંઇ છે નહીં. વળી બાંધવથી તજાયલો છે. માની સાથે, ફળ મૂળાદિનું ભક્ષણ કરીને વનમાં પડેલો છે. માટે આવા વનમાં રહેનારો વર તારે યોગ્ય નહીં. રાજચિન્હોથી અલંકૃત રૂપવાળા ઘણા રાજપુત્રો આવશે, જે તારા લાયક હશે. સુદર્શનનો ભાઇ જે રૂપ અને સર્વ લક્ષણથી યુક્ત છે, તે કોશળ દેશને વિશે રાજ્ય કરે છે. બીજું એક હું કારણ કહું તે તું સાંભળ. યુધાજિત રાજા એને મારવાની ઇચ્છા રાખે છે. તેણે વીરસેન રાજાને મારીને પોતાના દૌહિત્રને રાજ્યને વિશે સ્થાપ્યો છે; અને સુદર્શનને મારવા માટે ભારદ્વાજના આશ્રમમાં ગયો હતો. પણ મુનિએ વારવાથી તે પોતાના નગરમાં પાછો ચાલ્યો ગયો. શશિકલા બોલીઃ-હે માતા! અગર જો તે વનમાં રહે છે, તોપણ મેં તેને વરવાનું નક્કી કર્યું છે. હું તેની સાથે વનમાં રહીશ. સ્ત્રીઓએ પોતાના પતિનું સેવન કરવું, એ જ સ્વર્ગ અને મોક્ષને આપનારું છે. મને દેવીએ સ્વપ્નામાં આ ઉત્તમ વરને બતાવ્યો છે. માટે તેના સિવાય હું બીજા કોઇને પણ વરીશ નહીં. મારા ચિત્તરૂપી ભીતને વિશે સુદર્શન ચીતરાઇ રહેલો છે. તેને છોડીને બીજા પુરુષને હું વરીશ નહીં.

વ્યાસ બોલ્યાઃ-આ પ્રમાણે પોતાની છોકરી જે બોલી હતી, તે શશિકલાની માએ પોતાના ધણીને બધું નિવેદન

કર્યું. વિવાહના દિવસ પહેલાં શશિકલા એક બ્રાહ્મણને ભારદ્વાજ મુનિના આશ્રમને વિશે જલદી મોકલવા લાગી. અને કહ્યું કે, સુદર્શનને કહેજે કે, મારા બાપે મારા માટે એક સ્વયંવર કીધો છે. તેમાં બળવાળા ઘણા રાજાઓ આવશે. પણ હું મારા મનથી તમને વરી ચૂકી છું. કારણ ભગવતી દેવીએ સ્વપ્નાંવિશે આપને બતાવ્યા છે. જો મારા માબાપો બીજા પુરુષની સાથે મને વરવાનો આગ્રહ કરશે, તો હું વિષ ખાઇશ અથવા અગ્નિમાં બળીશ, અથવા મોટા સમુદ્રમાં પડીશ. હું મન, વાણી અને કર્મથી તમને જ વરી ચૂકી છું. માટે તમારે સઘળું જગત્ જેના આશ્રયરૂપ છે, એવી શ્રેષ્ઠ શક્તિનો આશ્રય કરીને, અહિંઆં આવવું. આ બધું તમારે સુદર્શનને એકાંતમાં કહેવું અને જેમ બને તેમ જલદી પાછાં આવવું. આ પ્રમાણે તે બ્રાહ્મણે ત્યાં આગળ આવીને, સઘળી વાત રાજાના છોકરાને નિવેદન કરી, જે જાણી લઇ મુનિએ તેમ જ રાજપુત્રે ત્યાં જવાનો નિશ્ચય કીધો. વ્યાસ બોલ્યાઃ–મનોરમા ધ્રૂજતી ધ્રૂજતી અને દુઃખથી પીડાયલી આંખમાં આંસુ લાવી, છોકરાને કહેવા લાગી કે, તું ત્યાં જા નહીં. તું જે સમાજમાં જવા ધારે છે ત્યાં ઘણા રાજાઓ ભેગા થએલા છે. વળી તે સ્વયંવરમાં તું એકલો છે. યુધાજિત તને મારવા ફરે છે, અને ત્યાં તને કોઈ સહાય કરે એમ નથી. મને એકલો તારો જ આશ્રય છે. તું ત્યાં જઇને મને નિરાશ કર મા. જે રાજાએ તારા બાપને માર્યો, તે પણ ત્યાં આવેલો છે; અને તને એકલો જોઇને ખચિત મારશે. સુદર્શન બોલ્યોઃ–જે થવાનું હશે તે થશે જ. હું જગત માતાની આજ્ઞા થવાથી સ્વયંવર વિશે જાઉં છું. માટે તું મને રોક નહીં. હું દેવીના પ્રસાદથી કોઇથી બીતો નથી.

વ્યાસ બોલ્યાઃ-આ પ્રમાણે બોલી સુદર્શન રથમાં ચઢી બેઠો. મનોરમા પુત્રને આશીર્વાદ આપવા લાગી કે, તારા અગ્રભાગમાં અંબિકા, પાછલા ભાગમાં પદ્મપત્રેક્ષણા, પાર્વતી બાજુમાં, શિવા સર્વત્ર સ્થળે, વારાહી વિષમ માર્ગને વિશે, કાલીકા કલહને વિશે, માતંગી મંડપને વિશે, સૌમ્યા સ્વયંવરને વિશે, ભવાની રાજાઓના મધ્યમાં, ગિરીજા ગિરિ તથા દુર્ગોને વિશે, કામગા વનને

વિશે, વિવાહને વિશે વૈષ્ણવી શક્તિ અને શત્રુના સમાગમને વિશે ભૈરવી શક્તિ તારું રક્ષણ કરો. આ પ્રમાણે આશીર્વાદ આપીને ભયથી વ્યાકુલ થએલી માતા કહેવા લાગી કે, હુ પણ તારી સાથે આવું છું. તારા વિના હું એક પળ પણ જીવવા સમર્થ નથી. જ્યાં તું જશે ત્યાં હું આવીશ. આ પ્રમાણે માએ તેને કહ્યું ત્યારપછી મનોરમા, સુદર્શન અને પેલો બ્રાહ્મણ ત્યાંથી મુનિનો આશીર્વાદ લઇને નીકળ્યા. જ્યારે રાજપુત્રનો રથ વારાણસીને વિશે ગયો ત્યારે સુબાહુએ અર્ઘ તથા પાદ્યવડે તેની પૂજા કરી અને રહેવા વાસ્તે ઘર તથા અન્નપાનાદિ આપ્યું અને સેવાને માટે કેટલાક ચાકરો પણ આપ્યા. અહીં ઘણા રાજાઓ આવેલા હતા અને યુધાજિત પણ પોતાના દૌહિત્રને લઇને આવ્યો હતો. કુરુ, મદ્ર, સિંધુ, બાહિસ, પાંચાલ, કર્ણાટક, વૈદર્ભ એ સઘળા દેશના તથા બીજા ઘણા દેશના રાજાઓ ત્યાં આવ્યા હતા. આથી ત્યાં આગળ રાજાઓનું છત્રીશ અક્ષૌહિણી સૂધીનું સૈન્ય ભેગું થયું હતું. સુદર્શન રાજા એકલો આવ્યો હતો. બીજા રાજપુત્રો એકઠા મળીને કહેતા હતા કે, આ નગરી સૈન્યથી સઘળી વીંટાઇ ગઇ છે અને સુદર્શન રાજા પોતાની માને લઇને એકલો રથમાં બેસી આવેલો છે. આ સઘળા રાજપુત્રોને છોડીને રાજકન્યા એને કેવી રીતે વરશે? યુધાજિત સઘળા રાજાઓને કહેવા લાગ્યો કે, જો કન્યા એને વરશે તો હું એને મારી નાંખીશ, એમાં કંઇ સંશય નથી. ત્યારે કેરલ દેશના અધિપતિએ કહ્યું કે, ઇચ્છા સ્વયંવરને વિશે યુદ્ધ કરવું લાયક નથી. બળવડે હરણ કરવું, તે શુકલ સ્વયંવર કહેવાય નહીં. બીજાની ઇચ્છાથી માત્ર વરવાનું, તેમાં લડવું તે ફોકટ. અન્યાયવડે કરીને તેં એને રાજ્યથી ભ્રષ્ટ કર્યો છે; અને સઘળું રાજ્ય તારા દૌહિત્રને આપ્યું. એ પણ કાકુસ્થ, કોશલ દેશના અધિપતિનો છોકરો છે. નિરપરાધી એવા એ રાજપુત્રને તું કેવી રીતે હણશે? હે રાજા! એ અન્યાયનું ફળ તને તરત જ મળશે. જગતના ધણીની જો તને કંઈપણ ભીતિ હોય તો જાણ, કે જ્યાં ધર્મ હોય છે ત્યાં જ જય થાય છે. પણ ખોટાંને, કોઇ દિવસ જય થતો નથી. માટે પાપ બુદ્ધિ છોડ અને અન્યાય

કર નહીં. તારો દૌહિત્ર સ્વરૂપ, લક્ષણ અને રાજ્યથી યુક્ત છે, તેને કેમ તે કુંવરી વરશે નહીં? તેમ જ આમાં બીજા ઘણા બળવાન્ રાજપુત્રો આવેલા છે તેને કાંતે નહીં વરે? આ બાબતને વિશે તકરાર કરી, રાજાઓએ લડી મરવું, તે ઠીક નહીં.

व्रते तया विवादः कः प्रवदंतु महीभुजः ।
परस्परविरोधोऽत्र न कर्तव्यो विजानता ॥

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे षटत्रिंशोऽध्यायः ॥ ३६ ॥

---

# અધ્યાય ૩૭ મો.

## ધ્રુવસંધિ આખ્યાન–ચાલુ.

व्यास उवाचः–इति वादिनि भूपाले केरलाधिपतौ तदा ।
प्रत्युवाच महाभागो युधाजिदपि पार्थिवः ॥

વ્યાસ બોલ્યાઃ–આ પ્રમાણે કરેલ દેશના રાજાએ કહ્યું ત્યારે યુધાજિતે જવાબ આપ્યો કે, જિતેંદ્રિય એવા રાજાઓની સમાજને વિશે આ પ્રકારની નીતિ છે ખરી, પણ કન્યારત્ન યોગ્ય વરને લાયક હોય છે. અયોગ્ય માણસ રાજકન્યાને લાયક હોતું નથી. સુદર્શન કન્યારત્નને ભોગવવા લાયક નથી. કારણ બ્રાહ્મણો તેમ જ રાજાઓ જે ચાહે તે કરી શકે છે. પણ બીજાઓ આવું સુખ ભોગવવાને લાયક હોતા નથી. રાજાઓના વિવાહને વિશે કહેવાયલું છે કે, બળવાન્ હોય છે તે સઘળું ગ્રહણ કરે છે. પણ બળવિનાનો જોયા કરે છે. માટે આ વખતે સુબાહુને બોલાવીને કહેવું જોઇએ, નહીં તો અહીં રાજાઓમાં કલહ ઉત્પન્ન થશે.

વ્યાસ બોલ્યાઃ–આ પ્રમાણે પરસ્પર રાજાઓમાં વાત ચાલતી હતી ત્યારે સુબાહુને બોલાવીને સઘળા રાજાઓ કહેવા લાગ્યા કે,

હે રાજા! તારે નીતિયુક્ત વિવાહ કરવો. તું શી રીતે વિવાહ કરવા ઇચ્છે છે? તે અમને કહે, અને તારા મનમાં પુત્રી કોને આપવી છે? તે કહે.

સુબાહુ બોલ્યોઃ-મારી પુત્રી મનમાં જેને ઇચ્છશે તેને વરશે. ત્યારે સઘળાઓ સુદર્શનને કહેવા લાગ્યા કે, હે રાજપુત્ર! તને આ સ્વયંવરમાં કોણે બોલાવ્યો? અને આ રાજાઓના સમાજમાં એકલો કેમ આવ્યો છે? તારી પાસે સૈન્ય, પ્રધાન, દોલત વિગેરે કાંઇ નથી. આ સમાજમાં રાજાઓ કન્યા માટે યુદ્ધની ઇચ્છાવાળા છે. માટે તું શું કરવા ધારે છે? તે કહે. તારો ભાઇ જે સૈન્યવાળો છે અને શૂરવીર છે, તે તને મારવાની ઇચ્છા રાખે છે. તેમ યુધાજિત્ પણ તને મારવાને આવ્યો છે. માટે તારી ખુશીમાં આવે તેમ કર.

સુદર્શન બોલ્યોઃ-મારી પાસે સૈન્ય, પૈસો, સગાં સંબંધી, મિત્રો કંઇ પણ નથી. હું તો માત્ર આ સ્વયંવર સાંભળીને જોવા માટે આવ્યો છું, અને દેવીએ સ્વપ્નામાં મને પ્રેરણા કીધી છે તેથી આવ્યો છું. આ સંસારમાં કોઇ કોઇનો શત્રુ નથી. સર્વ પ્રાણી માત્ર દેવી અંબિકાને આશ્રયી છે. જે રાજા મારી સાથે શત્રુતા રાખશે, તે લોકોને મહાવિદ્યા શિક્ષા કરશે; મારે તેની સાથે શત્રુતા નથી. જે થવાનું હશે તે થયા જ કરશે. સઘળું દૈવાધીન છે તો શા માટે મારે ચિંતા કરવી જોઈએ? દેવ, દૈત્ય, મનુષ્ય, સર્વ પ્રાણીઓમાં સઘળાનું રક્ષણ કરનાર શક્તિ છે. તે રંકને રાજા અને રાજાને રંક બનાવે છે. તેના વિના બ્રહ્મા, વિષ્ણુ તથા બીજા દેવો પણ હાલવાને શક્તિમાન્ નથી, અને હું અશક્ત છું. અથવા શક્ત છું પણ તેમની આજ્ઞાથી આવ્યો છું. તે જે પ્રમાણે ઇચ્છશે તે પ્રમાણે થશે. મારો વિચાર ફોકટ છે. જય અથવા પરાજય એને વિષે રાજાઓ, તેમ જ હું દેવીને આધીન છીએ.

વ્યાસ બોલ્યાઃ-આ પ્રમાણે તે રાજાઓ સુદર્શનનું વચન સાંભળીને કહેવા લાગ્યા કે, જેમ તને યોગ્ય લાગે, તે પ્રમાણે તું કર. તું કહે છે તે સત્ય છે, એમાં કંઈ સંશય નથી. પણ ઉજ્જયિનીનો રાજા તને મારવાની ઇચ્છા રાખે છે.

સુદર્શન બોલ્યોઃ-મારા મિત્ર અને કૃપાવાળા તમોએ સાચું કહ્યું છે. યુક્ત વસ્તુને વિષે મારે શું કહેવું જોઇએ? કોઇથી મારું મૃત્યુ થવાનું નથી. આ સઘળું સ્થાવર જંગમાત્મક જગત્ દૈવને આધીન છે. પોતાની મરજીથી કોઇ જીવતો નથી પણ સઘળા પોતપોતાનાં કર્મને આધીન હોય છે. હવે વિદ્વાનોએ કર્મો ત્રણ પ્રકારનાં કહેલાં છે. સંચિત, વર્તમાન અને ભવિષ્ય; આ પ્રમાણે સઘળું જગત્ કર્મને વશ છે. દેવતાઓ પણ સમય વિના માણસને મારવાને શક્તિમાન્ નથી. મારવું એ એક નિમિત્ત માત્ર છે. બાકી એ સઘળું કાળને આધીન છે, જુવો. મારો બાપ જે સૂર્યના જેવો શક્તિવાળો હતો, તે સિંહથી હણાયો. તેમ જ મારો દાદો પણ યુદ્ધને વિષે યુધાજિતથી મરાયો. કરોડો ઉપાય કરો, પણ દૈવના યોગથી સર્વ હણાય છે, અને અરક્ષિત વસ્તુ પણ હજારો વર્ષ જીવે છે. હું અધાર્મિષ્ઠ એવા યુધાજિતથી બિલકૂલ બીતો નથી. દૈવને શ્રેષ્ઠ માનીને, હું સ્વસ્થ ચિત્તે રહેલો છું. ભગવતી કે જે વિશ્વની જનની છે, તેનું હંમેશાં હું સ્મરણ કરું છું. સુખ અથવા દુઃખ એ આગળ કરેલાં કર્મ ભોગવવાનું પરિણામ છે. માટે એમાં શોક કરવો નહીં. તેથી કરીને હું શોક અથવા ભય તેમ જ વૈરને બીલકુલ ગણુતો નથી. આ રાજાઓની સમાજમાં હું શંકા રહિત થઇને આવેલો છું. મારી ઇચ્છા સ્વયંવર જોવાની છે. ભગવતી દેવી જેમ કરશે, તેમ હું સહન કરીશ. મારે યુધાજિત સાથે કંઇ પણ વેર નથી, તેમ છતાં પણ એ જો મારી સાથે વેર રાખશે તો તેનું ફળ તેને મળશે.

વ્યાસ બોલ્યાઃ-આ પ્રમાણે તે રાજાઓને સુદર્શને કહ્યું અને પછી પોતાના આશ્રમને વિષે ગયો. બીજે દિવસે શુભ અવસરને વિષે સુબાહુ રાજાએ સઘળા રાજાઓને બોલાવ્યા; જેઓ પોતપોતાની જગ્યા ઉપર જઇને બેઠા. આ સઘળા સુશોભિત શણગારેલા રાજાઓ, કન્યા કોને વરશે? તથા કન્યા કેવી રૂપવાળી છે? તે વિષે વિચાર કરતા હતા. આ વખતમાં મોટો વાજિંત્રનો ઘોષ થઇ રહ્યો હતો. પછી કાશીપતિએ સારી રીતની શણગારેલી, સુંદર વસ્ત્રથી વિભૂષિત થયલી અને વિવાહની સામગ્રીથી યુક્ત

એવી પોતાની પુત્રીને કહ્યું કે; "હે પુત્રિ! ઉભી થા અને મંડપમાં જે રાજાઓ આવેલા છે, તેમાંથી જે તને ગુ[illegible] રૂપવાન્ અને કુલીન લાગે, તેના ગળામાં તારી વરમાળા આ[illegible] તારા ચિત્તમાં જે રાજા હોય તેને તું વર. આ મંડપમાં દેશે દે શના રાજાઓ આવેલા છે."

વ્યાસ બોલ્યાઃ–આવી રીતનું બાપનું વચન સાંભળી બાળા ધર્મયુક્ત વચન બોલવા લાગી.

શશિકલા બોલીઃ-હે પિતા! હું બીજા રાજાઓને દૃષ્ટિગોચર થઇશ નહીં. કામનાવાળા એવા રાજાઓને સતી સ્ત્રીઓએ મોઢું દેખાડવું જોઈએ નહીં. આ વિષે મેં ધર્મશાસ્ત્રને વિષે સાંભળ્યું છે. જેમાં કહ્યું છે કે, નારીએ માત્ર એક પોતાના ધણીનું જ મુખ જોવું જોઇએ અને જે આમ કરતી નથી તેનું સતીત્વ નષ્ટ થાય છે. જો હું સ્વયંવરની માળા લઇને, મંડપમાં જઇશ તો હું સામાન્ય કુલટા સ્ત્રીના જેવી ગણાઉં. જેમ વારાંગના દુકાનને વિષે ઉભી રહી, બીજા નરોને જુવે છે. પણ ગુણી અથવા અવગુણીની પરીક્ષા કરતી નથી. તેમ હું મંડપને વિષે જઇને વારાંગનાના જેવું કૃત્ય કરવા ઇચ્છતી નથી. હું એક પતિવ્રતા છું. તે વ્રત કાયમ રાખીશ. મારા મનમાં જે આળેખાયલો છે, તેને મૂકી દઇને હું કેવી રીતે બીજાને વરું? દેવીએ મારે માટે સુદર્શન નિર્માણ કીધો છે, અને તે સિવાય હું બીજાને વરવા ઇચ્છતી નથી. હે રાજા! જો તમો મારું પ્રિય ઇચ્છતા હો તો મારું કન્યાદાન સારો દિવસ જોઇને સુદર્શન સાથે કરો.

**विवाहविधिना देहि कन्यादानं शुभे दिने ।**
**सुदर्शनाय नृपते यदीच्छसि प्रियं मम ॥**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हिरजीना प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे सप्तत्रिंशोऽध्यायः ॥ ३७ ॥



ઇચ્છનાર
સૈન્યથી
જમાઇ
એ

# અધ્યાય ૩૮ મો.

## ધ્રુવસંધિ આખ્યાન–ચાલુ.

व्यास उवाचः–सुबाहुरपि तच्छ्रुत्वा युक्तमुक्तस्तदा तया ।
चिंता विष्टश्च मंचेषु द्रष्टुकामो महाबलः ॥

વ્યાસ બોલ્યાઃ–સુબાહુ તેણીનું બોલવું સાંભળીને ઘણો ચિંતાગ્રસ્ત થયો. કારણ જે રાજાઓ ત્યાં આવી બેઠા હતા, તેઓને મારે હવે શું કહેવું? અને જે દુર્બુદ્ધિ હશે, તે કોપ કરીને મને મારવા ઉદ્યુક્ત થશે. મારી પાસે એટલું બધું સૈન્યબળ નથી, તેમ દુર્ગબળ પણ નથી, સુદર્શન પણ સહાય વિનાનો અને બાળક છે. હું દુઃખસાગરમાં ડુબેલો છું. હવે મારે કેમ કરવું? મંડપમાં જે રાજાઓ આવેલા છે, તેના કરતાં પણ આ બાળા સુદર્શનનાં બહુજ વખાણ કરે છે, અને મેં અથવા એની માએ ઘણું કહેવા છતાં, પણ તે માનતી નથી. હું પુત્રીને હઠથી બીજા સાથે પરણાવીશ તો ખચીત તે ખેદયુક્ત થઇને મરશે, જેથી મને મોટું દુઃખ ઉત્પન્ન થશે. માટે સઘળા રાજાઓની પાસે આવીને સુબાહુ કહેવા લાગ્યો કે; “હે ભૂપાલો! તમે દયા કરનારા અને ભાગ્યશાળીઓ છો. મારી પુત્રી મારા કહ્યાથી પણ અહીં આવતી નથી. માટે મારો તથા રાજપુત્રીનો જે અપરાધ થયો હોય, તે ક્ષમા કરો.”

વ્યાસ બોલ્યાઃ–આ પ્રમાણે તેનું વચન સાંભળીને કોઇ રાજા બોલ્યો નહીં. પણ યુધાજિત રક્ત નેત્રવડે કહેવા લાગ્યો; “હે રાજા! તું મૂર્ખ છે. આવું હતું તો તેં શા માટે સ્વયંવર રચ્યો? તારા બોલાવવાથી સઘળા રાજાઓ અત્રે આવેલા છે. હવે તે કેમ જતા રહે? તું સઘળા રાજાઓને કાઢી મૂકીને તારી પુત્રી સુદર્શનને આપીને અનાર્ય કામ કરવા કેમ ઇચ્છે છે? શુભ

ઇચ્છનારા માણસે પહેલ વહેલો વિચાર કરવો જોઇએ. બળ અને સૈન્યથી યુક્ત એવા રાજાઓને છોડી દઇને, તું સુદર્શનને હાલ જમાઇ કરવા ઇચ્છે છે; માટે હે પાપિષ્ઠ! જો તું તારી પુત્રી એ અધમ પુરુષને આપશે તો હું, તને તથા સુદર્શનને હણીશ સુદર્શન નિર્ધન, બળ વિનાનો અને બાળક છે. જેને ભારદ્વાજના આશ્રમમાં મુનિને લીધે, પહેલાં મેં એને જીવતો છોડી દીધો હતો. તેને આ વખતે હું હણીશ. માટે વિચાર કરીને તારી છોકરી મારા દૌહિત્રને આપ કે, જેથી તું મોટો સંબંધી થઇશ, કારણ શુભ ઇચ્છનારા માણસે હમેશાં મોટાનો આશ્રય કરવો જોઇએ. સુદર્શનને આપવાથી તારી છોકરી શું સુખ પામવાની છે? સુખ ઇચ્છનારા બાપે પોતાની કન્યા, કુળ, પૈસો, બળ, રૂપ અને રાજ્ય, એ સઘળું જોઇને આપવી. તું ધર્મ વિચારીને કામ કર. હું તારો મિત્ર છું, તેથી તને આ કહું છું. તારી પુત્રીને સખીઓનાં ટોળાં સહિત આ મંડપને વિશે લાવ અને સુદર્શન સિવાય કોઇને પણ વરશે તો વિવાહને વિષે કંઇ વિગ્રહ થશે નહીં. જો આ રીતે નહીં થશે તો હું કન્યાનું હરણ કરીશ. માટે વિરોધ થાય, એવું કાર્ય મા કર."

વ્યાસ બોલ્યા:-આ પ્રમાણે જ્યારે યુધાજિત બોલ્યો ત્યારે સુબાહુ અતિશય ચિંતાગ્રસ્ત થયો. નિઃશ્વાસ મૂકતો મૂકતો તે પોતાની સ્ત્રી પાસે જઈ, આ વાત તેને નિવેદન કીધી. પુત્રીને કહે કે, કલહ ઉત્પન્ન થાય છે, માટે હવે મારે શું કરવું? તે પોતાની છોકરી પાસે જઇ કહેવા લાગી કે; "હે વત્સે! તારો બાપ ઘણો દુઃખી થાય છે. તારે લીધે સઘળા રાજાઓ સાથે વિગ્રહ થશે. માટે સુદર્શન સિવાય બીજા કોઇને પણ વર. જો તું સુદર્શનને વરશે તો યુધાજિત જરૂર તેને મારી નાંખશે તથા તારું હરણ કરશે. કારણ તે બળવાન્ છે અને આથી તને બીજો ધણી થશે. માટે સુદર્શનને છોડી બીજા ગમે તેની સાથે વર. જો તું તારું અથવા તારા પિતાનું હિત ચાહતી હોય તો હઠ છોડી દે." કન્યા બોલી; "રાજાએ કહ્યું તે ખરું, પણ તું મારું વ્રત જાણે છે. હું સુદર્શન સિવાય કોઇને પણ વરીશ નહીં અને મારા પિતા જો બીજા રાજાઓથી બ્હીતા હોય તો મને સુદર્શન સાથે પરણાવી અહીંથી

ઇચ્છનારા માણસે પહેલ વહેલો વિચાર કરવો જોઇએ. બળ અને સૈન્યથી યુક્ત એવા રાજાઓને છોડી દઇને, તું સુદર્શનને હાલ જમાઇ કરવા ઇચ્છે છે; માટે હે પાપિષ્ઠ! જો તું તારી પુત્રી એ અધમ પુરુષને આપશે તો હું, તને તથા સુદર્શનને હણીશ સુદર્શન નિર્ધન, બળ વિનાનો અને બાળક છે. જેને ભારદ્વાજના આશ્રમમાં મુનિને લીધે, પહેલાં મેં એને જીવતો છોડી દીધો હતો. તેને આ વખતે હું હણીશ. માટે વિચાર કરીને તારી છોકરી મારા દૌહિત્રને આપ કે, જેથી તું મોટો સંબંધી થઇશ, કારણ શુભ ઇચ્છનારા માણસે હમેશાં મોટાનો આશ્રય કરવો જોઇએ. સુદર્શનને આપવાથી તારી છોકરી શું સુખ પામવાની છે? સુખ ઇચ્છનારા બાપે પોતાની કન્યા, કુળ, પૈસો, બળ, રૂપ અને રાજ્ય, એ સઘળું જોઇને આપવી. તું ધર્મ વિચારીને કામ કર. હું તારો મિત્ર છું, તેથી તને આ કહું છું. તારી પુત્રીને સખીઓનાં ટોળાં સહિત આ મંડપને વિશે લાવ અને સુદર્શન સિવાય કોઇને પણ વરશે તો વિવાહને વિષે કંઇ વિગ્રહ થશે નહીં. જો આ રીતે નહીં થશે તો હું કન્યાનું હરણ કરીશ. માટે વિરોધ થાય, એવું કાર્ય મા કર."

વ્યાસ બોલ્યાઃ-આ પ્રમાણે જ્યારે યુધાજિત બોલ્યો ત્યારે સુબાહુ અતિશય ચિંતાગ્રસ્ત થયો. નિઃશ્વાસ મૂકતો મૂકતો તે પોતાની સ્ત્રી પાસે જઈ, આ વાત તેને નિવેદન કીધી. પુત્રીને કહે કે, કલહ ઉત્પન્ન થાય છે, માટે હવે મારે શું કરવું? તે પોતાની છોકરી પાસે જઇ કહેવા લાગી કે; "હે વત્સે! તારો બાપ ઘણો દુઃખી થાય છે. તારે લીધે સઘળા રાજાઓ સાથે વિગ્રહ થશે. માટે સુદર્શન સિવાય બીજા કોઇને પણ વર. જો તું સુદર્શનને વરશે તો યુધાજિત જરૂર તેને મારી નાંખશે તથા તારું હરણ કરશે. કારણ તે બળવાન્ છે અને આથી તને બીજો ધણી થશે. માટે સુદર્શનને છોડી બીજા ગમે તેની સાથે વર. જો તું તારું અથવા તારા પિતાનું હિત ચાહતી હોય તો હઠ છોડી દે." કન્યા બોલી; "રાજાએ કહ્યું તે ખરું, પણ તું મારું વ્રત જાણે છે. હું સુદર્શન સિવાય કોઇને પણ વરીશ નહીં અને મારા પિતા જો બીજા રાજાઓથી બ્હીતા હોય તો મને સુદર્શન સાથે પરણાવી અહીંથી

વિદાય કરી દે. અમે નગરથી બહાર નીકળ્યા પછી જે થવાનું હશે તે થશે. આ બાબત વિષે કાંઇ પણ ચિંતા તેણે કરવી નહીં. બનવા કાળ તે બન્યા જ કરશે.” આ સર્વ વાત રાણીએ રાજાને કહી ત્યારે સુબાહુ બોલ્યો; “બુદ્ધિમાન્ પુરુષે કોઇ દિવસ સાહસ કર્મ કરવું નહીં. હું કેવી રીતે તને સુદર્શનને આપી દઇ વિદાય કરું! વૈર યુક્ત થયલા રાજાઓ પછી તેઓની સાથે કેવી રીતે વર્તશે? તેનો વિચાર કરવો જોઇએ. આ બાબતમાં મને એક યુક્તિ સૂઝી આવે છે કે, જેમ જનકે આગળ સ્વયંવર કીધો હતો અને તેમાં પણ મૂક્યું હતું કે, જે શિવ ધનુષ્ય ઉપાડે, તે આ કન્યા પરણે. તેવી જ રીતે આ વખતે થવું જોઇએ. જેથી રાજાઓનો કલહ શાંત થશે. સુદર્શન અથવા જે કોઇ તે પણ પાળવા શક્તિમાન્ થશે, તેને કન્યા વરશે. આમ કરવાથી વિવાદ બંધ પડી, મારાથી વિધિપૂર્વક વિવાહ કરાશે.” રાણીએ આ સર્વ વાત પાછી કન્યાને નિવેદન કીધી ત્યારે કન્યા બોલી; “આવું મૂર્ખ કૃત્ય કરી હું સંદેહમાં પડીશ નહીં. સુદર્શન સિવાય બીજો કોઇ પતિ મારે કબૂલ નથી. પુણ્ય અથવા પાપનું કારણ મન જ છે. માટે મનમાં ધારેલી વસ્તુ મૂકી દઇ, અન્ય કેવી રીતે હું ગ્રહણ કરું. સંશયાત્મક કાર્યને વિષે હું કદાપિ મારી બુદ્ધિ કરીશ નહીં. મારા બાપને કહીએ કે, ચિંતાતુર થાઓ મા, અને મને સુદર્શનને આપો. વિવાહ વિધિ થયા પછી વિદ્યા–સાવિત્રી દેવી સઘળું કામ પાર પાડશે. જેના સ્મરણવડે કરીને ગમે એવો દુઃખોદધિ પણ શાંત પામે છે. માટે એવી ગાયત્રી દેવીનું સ્મરણ કરીને તમે આ કામ કરો. તમો રાજાઓની પાસે સ્વયંવરમાં જઇને હાથ જોડી તેઓને કહો કે, આવતી કાલે તમો પધારશો. આમ સઘળા રાજાઓને રજા આપી દીધા પછી, રાત્રે વેદોક્ત વિધિથી મારો વિવાહ કરો. પછી યોગ્ય રીતે ભેટ આપી અમને વિદાય કરજો અને સુદર્શન વિદાય થયા પછી, જો ગુસ્સે થએલા રાજાઓ સંગ્રામ કરવાને તૈયાર થશે તો સાવિત્રી તેને સહાય કરશે અને દૈવયોગથી તે લોકોની સાથે લડવામાં જો સુદર્શન મરી જશે તો હું પણ તેની

સાથે મરીશ. મને તેને આપવાથી તમને કોઇ પણ જાતનું વિઘ્ન આવશે નહીં. હું એકલી મારા સ્વામી સાથે જઇશ."

વ્યાસ બોલ્યા:-આવી રીતનું તેણીનું વચન સાંભળીને દૃઢ નિશ્ચયવાળો તે રાજા પુત્રીના કહેવા પ્રમાણે કરવા તૈયાર થયો.

**इति तस्या वचः श्रुत्वा राजासौ कृतनिश्चयः ।**
**मतिश्चक्रे तथा कर्तुं विश्वासं प्रतिपद्य च ॥**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे अष्टत्रिंशोऽध्यायः ॥ ३८ ॥

---

# અધ્યાય ૩૯ મો.

## ધ્રુવસંધિ આખ્યાન-ચાલુ.

**વ્યાસ ઉવાચઃ-श्रुत्वा सुतावाक्यमनिंदितात्मा**
**नृपांश्च गत्वा नृपतिर्जगाद ।**
**व्रजं तु कामं स्वगृहाणि भूपाः**
**श्वोवाविवाहंकिलसंविवत्से ॥**

દીકરીનું આ રીતનું વાકય સાંભળીને તે રાજા નૃપતિઓની સમાજને વિષે ગયો અને કહ્યું કે; "તમો સઘળા આજે જાઓ અને આવતી કાલે વિવાહની તૈયારી થશે, માટે આવતી કાલે આ મંડપમાં સૌ પધારજો. મારી પુત્રી આજે મંડપને વિશે આવતી નથી, હું સવારમાં સમજાવીને અહીંઆં લાવીશ પણ હાલમાં તમારે સ્થાને પધારો. જે પ્રકારનો સ્વયંવર કરવાનો હશે તે પ્રમાણે આવતી કાલે થઇ રહેશે." આવી રીતનું રાજાનું વચન સાંભળીને સૌ રાજા પોતપોતાને સ્થાને ચાલ્યા ગયા, અને સુબાહુ પોતાના જનોને બોલાવી વિવાહ સંબંધી કાર્ય કરવા

તૈયાર થયો. સુદર્શનને બોલાવીને પોતાની પુત્રી તેને આપવાને તૈયારી કરવા લાગ્યો અને બેઉને સ્નાનાદિ કર્મ કરાવીને વિવાહનાં વસ્ત્રો તેઓને પહેરાવ્યાં. ચોરી સ્થાપી ગૃહ શાંતિક વિગેરે યજ્ઞ કરવા લાગ્યો, જે યજ્ઞમાં વસિષ્ઠ તથા બીજા ઘણા મુનિઓ આવેલા હતા. મનોરમા પોતાના પુત્રને આવી રીતના રાજાથી પૂજન થએલું અને સૌંદર્યની ખાણરૂપ પુત્રીનાં લગ્ન પોતાના છોકરા સાથે થએલાં જોઇને, પોતાના આત્માને ઘણો સફળ માનવા લાગી. આવી રીતે મંડપને વિષે સુદર્શનને કન્યા આપીને સઘળાંઓ નિર્ભય થયાં. પુરોહિત ચોરીને વિશે અગ્નિનું સ્થાપન કરીને તેમાં સારી રીતે હોમ કરવા લાગ્યો. લાજા હોમ વિગેરે વિધિ પ્રમાણે કીધા પછી મંગળ ફેરા વિગેરે ફર્યાં અને કુળ અને ગોત્રની વિધિ પ્રમાણે જે જે વિધિ કરવાની હતી તે સઘળી તેઓએ કીધી-વિવાહમાં ઇનામ તરીકે અશ્વોથી જોડાયલા એવા ૨૦૦ રથ સુદર્શનને આપ્યા તથા ઘણા સુવર્ણાલંકારો આપ્યા. પર્વત સરખા દેહવાળા ૧૨૫ હાથીઓ આપ્યા અને સારી રીતની શણગારેલી ૧૦૦ દાસી તથા ૧૦૦ હાથણીઓ આપી, ઘણાં રત્નો તથા કપડાં વિગેરે આપ્યાં. સિન્ધુ દેશને વિશે થએલા એવા ૨૦૦૦ ઘોડાઓ આપ્યા, ૩૦૦ ઊંટ આપ્યા, ૨૦૦ ગાડાંઓ અનાજથી ભરીને આપ્યાં. રાજા મનોરમાને નમીને, હાથ જોડી કહેવા લાગ્યો; હું તમારો દાસ છું. જે કામ કરવાનું હોય તે કહો. હું કરવા તૈયાર છું. ત્યારે મનોરમા રાજાને આશીર્વાદ આપતી કહેવા લાગી કે, આપના કુળની વૃદ્ધિ થાઓ અને આપને પુત્ર પ્રાપ્ત થાઓ. તમે મારો અને મારા છોકરાનો સારી રીતે આદરસત્કાર કીધો છે હવે બીજું શું સારું કામ કરવા લાયક રહ્યું છે? સગાંવહાલાં પણ કામ નહી કરી શકે એવું તમે કાર્ય કર્યું છે. મારા પુત્રને ખાતર બલિષ્ઠ એવા રાજાઓની સાથે તમે વૈર માથે લીધું છે. મારો પુત્ર, જે પોતાના રાજ્યથી ભ્રષ્ઠ થએલો છે, એવાને આપે આપની પુત્રી આપી, હવે બીજું શું કરવા લાયક છે? સઘળા રાજાઓ પોતાની પુત્રીનું સુખ થાય, એ આશાએ સારે ઠેકાણે સારા બલિષ્ઠને જોઇને પુત્રી આપે છે પણ આપે વનને વિષે રહેનારા અને

નિર્ધન એવા પુરુષને કન્યા આપી. આપનું ધૈર્ય કેટલું બધું છે કે, મહા બલિષ્ઠ રાજાની સાથે વૈર કરીને, આપે આપની પુત્રી સુદર્શનને આપી. આ રીતનાં મનોરમાનાં વાકયો સાંભળીને, રાજા હાથ જોડી હર્ષિત થઇ કહેવા લાગ્યો; મારું રાજ્ય તમે ગ્રહણ કરો, અને હું તમારો સેનાપતિ થાઉં છું. નહિ તો તમે અડધું રાજ્ય લો અને રાજ્યનું સુખ ભોગવો. રાજામાં જેઓ ગુસ્સે થયા છે, તેઓને હું ત્રણ પ્રયોગમાંના કોઇ પણ પ્રયોગથી વશ કરીશ. પહેલા બે ઉપાયો-શામ તથા દામથી તેઓ નહી માનશે તો ત્રીજો ઉપાય, જે યુદ્ધ છે, તે હું કરીશ. પછી હાર અથવા જિત તો દૈવાધીન છે. તોપણ ધર્મ હોય છે ત્યાં જય હોય છે. પણ અધર્મીને જય હોતો નથી. તો આ રાજાઓ જેઓ અધર્મથી યુદ્ધ કરે છે, તેનો ખરેખર જય થશે નહીં. આ રીતનું તે રાજાનું વાકય સાંભળીને, મનોરમા હર્ષિત થઇને રાજાને કહેવા લાગી, હે રાજન્! તમારું કલ્યાણ થાઓ. તમે સુખેથી રાજ્ય કરો અને તમને પુત્રપ્રાપ્તિ થાઓ. અમોને આપ રજા આપો. અમારી તરફથી આપે કંઇ પણ ચિંતા રાખવી નહીં. જેને સાવિત્રી દેવી સહાય છે, તેને કોઇ કાંઇ કરી શકતું નથી. જે રાજાઓ સુબાહુનાં અમૃત તુલ્ય વાકયો સાંભળીને ગયા હતા અને બીજે દીવસે જ્યારે તેઓએ સુદર્શન સાથે વિવાહ થયો એવું જાણ્યું, ત્યારે તેઓ નગરની બહાર નીકળીને કહેવા લાગ્યા કે, પહેલવહેલાં આપણને બટ્ટો લગાડનાર માણસને આપણે મારી નાંખીશું. પછી શશિકલા તથા રાજાની લક્ષ્મીને હરી લઇશું અને આપણે સ્થાનકે જઇશું.

તુરીનો નાદ થવાથી, શંખ વાગવાથી અને ગીત વિગેરે ગાવાથી કન્યાનો વિવાહ બીજે ઠેકાણે સુદર્શન સાથે કીધો હશે, એમ રાજાઓ માનવા લાગ્યા. આ રાજાએ આપણને છેતર્યા, એમ માંહોમાંહે તેઓ વિચાર કરવા લાગ્યા. કાશીપતિ, આ પ્રમાણે વિધિ-યુક્ત પોતાની છોકરીનો વિવાહ સમાપ્ત કરીને, રાજાઓને નિમંત્રણ કરવાને સવારમાં ગયો. તે રાજાને આવતો જોઇ, કોઇ તેની સાથે બોલ્યું નહીં. ત્યારે સુબાહુ તેઓને નમન કરી, હાથ જોડી કહેવા લાગ્યોઃ-સઘળા રાજાઓએ મારે ઘેર આજે ભોજન માટે પધારવું.

કન્યાવડે આ રાજા પસંદ કરાયો, માટે આમાં હું હિતાહિતા શું કરી શકું? માટે તમારે મારો અપરાધ ક્ષમા કરવો. કારણ તમો દયાળુ છો. આ પ્રમાણે વચન સાંભળીને ક્રોધયુક્ત સઘળા રાજાઓ તેને કહેવા લાગ્યા કે, અમે અમારે ઘેર જઇશું અને તું તારું કાર્ય યથેષ્ટ રીતે કર. સુબાહુ આ લોકોનું બોલવું સાંભળીને, શંકિત હૃદયે પોતાને ઘેર ગયો. તેણે ધાર્યું કે, વિનય થકી નમન કર્યું છે, તે છતાં પણ આ સઘળા ક્રોધે ભરાયલા છે. માટે હું કેમ કરીશ? સુબાહુ ગયા પછી રાજાઓ માંહોમાંહે વિચારવા લાગ્યા કે, આપણે માર્ગ રોકીને સુદર્શનને હણીને, કન્યાનું ગ્રહણ કરીશું. કેટલાકો એમ કહેવા લાગ્યા કે, એમ કરવાથી શું ફાયદો છે? માટે અમો અમારે ઘેર ચાલ્યા જઇશું. આ રીતે સુબાહુ રાજા ગયા પછી, તે સર્વે રાજાઓ પોતપોતાની ખુશી પ્રમાણે કાર્ય કરવા લાગ્યા.

**इत्युक्त्वा ते नृपाः सर्वे मार्गमावृत्य संस्थिताः ।**
**चकारोत्तरकार्याणि सुबाहुः स्वगृहं गतः ॥**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हिरजीना
प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे एकोनचत्वारिंशोऽध्यायः ॥ ३९ ॥

---

# અધ્યાય ૪૦ મો.

## ધ્રુવસંધિ આખ્યાન-ચાલુ.

**तस्मै गौरवभोज्यानि विधाय विधिवत्तदा ।**
**वासराणि षष्ठ राजा भोजयामास प्रीतितः ॥ १ ॥**

આ રીતે આદર સહિત છ દિવસ સૂધી પ્રીતિવડે રાજાએ જૂદા જૂદા પ્રકારનાં શ્રેષ્ઠ ભોજનો સુદર્શનને જમાડયાં. રાજાએ વિવાહનું સર્વ કાર્ય સમાપ્ત કરી, સારી રીતની પહેરામણી વિગેરે કીધી. પછી સચિવોના મુખથી સુબાહુએ સાંભળ્યું કે,

રસ્તાને રોકી બીજા રાજાઓ બેઠા છે ત્યારે તેનું મન અતિશય ચિંતાતુર થવા લાગ્યું. સુદર્શન પોતાના સસરાને સંશયયુક્ત થયેલા જોઇ કહેવા લાગ્યો કે, અમને હવે સ્વસ્થ ચિત્તથી રજા આપો. અમારો વિચાર ભારદ્વાજના પવિત્ર આશ્રમ વિશે હમેશાં નિવાસ કરવાનો છે. રાજાઓની તરફનો અમને ભય થશે, એવી શંકા તમો રાખશો નહી. કારણ કે જગન્માતા જે સાવિત્રી તે સદૈવ અમને સહાય થશે. આ રીતનું જમાઇનું વચન સાંભળી, ધન વિગેરે આપી, સુબાહુએ તેને વિદાય કીધો. સુદર્શન રસ્તાને વિશે સૈન્ય સહિત નિર્ભયતાથી જતો હતો, તેવામાં સ્ત્રી સહિત રથને વિશે બેઠેલા રાજાઓનાં લશ્કરને તેણે જોયું. આથી કામરાજ એવો એકાક્ષરી મંત્રનો તેણે જપ કરવા માંડયો અને નિર્ભય થઇને પત્ની સાથે તેઓની સામે ઉભો રહ્યો. સુદર્શનને જોઇ સઘળા રાજાઓએ મોટો કોલાહલ કરવા માંડયો તથા સુદર્શનને મારવા ઉદ્યુક્ત થયા. જયની ઇચ્છાવાળા રાઘવેંદ્રથી ઉત્તેજિત થયલો કાશિરાજા પણ લઢવાને માટે તૈયાર થઇ ગયો. શત્રુજિત્ તથા યુદ્ધાજિત્ પોતપોતાનાં સૈન્યો સહિત સુદર્શનને મારવા માટે તૈયાર થઇ ગયા. કેટલાક રાજાઓ આ બેઉને સહાયીભૂત થયા તથા કેટલાક માત્ર તમાશો જોનારની માફક તટસ્થ ઉભા રહ્યા. શંખ, દુંદુભિ તથા આનકોનો મોટો ધ્વનિ થવા લાગ્યો. યુધાજિત્ સૌ કરતાં આગળ જઇને ઉભો રહ્યો. શત્રુજિત્ પોતાના નાના ભાઇને મારવા માટે ક્રોધયુક્ત થઇ સામો ધસ્યો. કાશીરાજા ઘણું લશ્કર લઇ, પોતાના જમાઇને મદદ કરવા આવ્યો. આ વખતે સિંહપર બેસીને દેવી ત્યાં પ્રકટ થયાં, જેમણે નાનાં પ્રકારનાં આયુધો ધારણ કીધાં હતાં તથા સુંદર દિવ્યાંબર અને મંદાર પુષ્પની માળા પહેરી હતી. આ રીતે દેવીને જોઇ, સઘળા રાજાઓ એકદમ આશ્ચર્યચકિત થઇ ગયા અને વિચારવા લાગ્યા કે, આ સિંહપર ચઢી કોણ આવ્યું છે? તથા આ કયાંથી ઉત્પન્ન થઇ હશે? આ વખતે સુદર્શન સુબાહુને કહેવા લાગ્યો કે, હે મહારાજ! દિવ્ય દર્શન આપનારાં મહામાયાને જુવો. એ મારાપર અનુગ્રહ કરવા માટે પ્રકટ થયાં છે. એને જોવાથી જ મને હવે ભય થતો નથી. સુબાહુ તથા સુદર્શન

દેવીને પગે પડયા. ગજો વિગેરે સિંહનો નાદ થવાથી બીવા લાગ્યા, ઘોર પવન વાવા લાગ્યો તથા દિશાઓ દારુણ દેખાવા લાગી. આ વખતે સુદર્શન પોતાના સેનાપતિને કહેવા લાગ્યો કે, તમો નિર્ભય રીતે રાજાઓના અગ્ર ભાગ તરફ જઇ ઉભા રહો. દુષ્ટ અંતઃકરણવાળા એ રાજાઓ આપણને શું કરી શકવાના હતા? કારણ આપણા રક્ષણ માટે સાક્ષાત્ દેવી પ્રકટ થયાં છે. ભયવાળા માર્ગમાંથી આપણે સુખે ચેનથી ચાલ્યા જઇશું. આ રીતનું વચન સાંભળી સેનાપતિએ રસ્તાને વિશે નિર્ભય થઇ ચાલવા માંડયું. યુધાજિત્ ક્રોધવડે સઘળા રાજાઓને કહેવા લાગ્યો કે, તમો ભયથી બીને કેમ બેસી રહ્યા છો? આ માણસ કન્યાને લઇને જાય છે. એ નિર્બળે આપણ બળવાનોને શરમ લગાડી છે. એ બેદરકાર કરવા યોગ્ય નથી, પણ એને મારી નાંખવો જોઇએ. એને હણી આપણે સુંદરાંગી કન્યાનું હરણ કરીએ. સિંહ ઉપર બેઠેલાં દેવી આપણને માર ખાવા દેશે નહી. આ રીતે યુધાજિત્ તથા શત્રુજિત્ ક્રોધયુક્ત થઇ સૈન્ય સહિત યુદ્ધ કરવા તત્પર થઇ ગયા તથા કાન સૂધી ખેંચીને તીક્ષ્ણ બાણો મારવા લાગ્યા. સુદર્શને તે બાણોનું તે જ ક્ષણે છેદન કીધું. આ રીતે યુદ્ધ થતું હતું ત્યારે ચન્ડિકા અતિશય ક્રોધે ભરાયાં અને એકદમ યુધાજિતપર બાણ છોડવા માંડયાં. આ રીતે ઘોર યુદ્ધ ચાલ્યું, તેમાં યુધાજિત્ તથા શત્રુજિત્ બન્ને મરાયા તથા રથમાંથી નીચે પડયા, જેથી સર્વત્ર જયનો ધ્વનિ થઇ રહ્યો. તે દેવીને જોઇ, સર્વ રાજાઓ ઘણા જ વિસ્મય પામ્યા. આ રીતનું દેવીનું પરાક્રમ જોઇ, સુબાહુ સ્તુતિ કરવા લાગ્યો. સુબાહુ બોલ્યોઃ-વિશ્વના આધારરૂપ તથા જગતનાં ઉત્પન્ન કરનારાં એવાં તમને હું નમસ્કાર કરું છું. શિવા, શાંતા, વિદ્યા, મોક્ષને આપનારાં તથા વિશ્વની માતારૂપ તમને નમસ્કાર કરું છું. હું, બુદ્ધિથી તમે સગુણ વા નિર્ગુણ છો, તે જાણવા શક્તિ વાન્ નથી. તમે ભકતોનું દુઃખ મટાડવા પ્રકટ થાઓ છે. સર્વ જંતુની વાણી, બુદ્ધિ, વિદ્યા, મતિ તથા ગતિ તમે જ છો. હું તમારી કેવી રીતે સ્તુતિ કરું? કારણ સઘળાનાં મનને નિયમમાં રાખનાર તમે જ છો. બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ પણ સ્તુતિ કરતાં

તમારા ગુણોના પારને પામ્યા નથી. તો હું મૂઢબુદ્ધિ તમારું ચરિત્ર જાણવાને કેવી રીતે સમર્થ થાઉં? સત્સંગતિ કરવાથી તમારાં અદ્ભુત રૂપનું મને દર્શન થયું. બ્રહ્મા, હરિ, હર, ઇંદ્ર તથા સર્વ દેવતાઓને પણ તમારું દર્શન દુર્લભ છે, તો હું રાંકને કાંઇ યજ્ઞ, તપ તથા તેવા કાંઇ પણ સાધન વિના તમારાં દર્શન થયાં. સંસારના છેદન વિશે ઔષધરૂપ તમારું અદ્વિતીય રૂપ હું મંદ બુદ્ધિ વર્ણન કરવાને કેવી રીતે શક્તિમાન્ થાઉં? તમારા ચરિત્રનું હું કેવી રીતે વર્ણન કરી શકું? કે જે વડે સુદર્શન ભયથી બીધેલો હતો, તેનું આપે રક્ષણ કીધું તથા બલવાન્ એવા તેના શત્રુ-ઓને આપે માર્યા. તમે ભક્તનાપર દયા કીધી. સઘળું સ્થાવર જંગમાત્મક જગત્ તમારે આધીન છે, એમાં કાંઇ પણ શક નથી. જો તમારી સહાય નહીં હતે તો આ બાળક સુદર્શન કેવી રીતે શત્રુઓને મારી શકતે? જન્મ તથા ભયને ટાળનારાં તમે જ છો. હે દેવી! તમારાં દર્શનથી હું ઘણો જ કૃતાર્થ થયો છું. હે માતા! હું તમારું ભજન તથા બીજ મંત્ર વિગેરે કાંઇ જાણતો નથી, તે છતાં મેં તમારો પ્રભાવ આજે પ્રકટ રીતે જાણ્યો. વ્યાસ બોલ્યાઃ-આ રીતે દેવીની સ્તુતિ કીધી ત્યારે દેવી પ્રસન્ન થયાં તથા રાજાને કહ્યું કે, તારે જે વર માંગવું હોય તે માંગ.

**एवं स्तुता तदा देवी प्रसन्नवदना शिवा ।**
**उवाच नृतनं देवी वरं वरय सुव्रत ॥**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे चत्वारिंशोऽध्यायः ॥ ४० ॥

# અધ્યાય ૪૧ મો.

## ધ્રુવસંધિ આખ્યાન-ચાલુ.

व्यास उवाचः-इत्युक्तो नृपतिःदेवीं हर्षोत्फुल्लविलोचनः
साश्रुकंठः प्रणम्याग्रे तामुवाच दयापरां ॥

વ્યાસ બોલ્યા:-હર્ષથી જેની આંખમાં આંસુ આવી ગયાં છે, એવો રાજા દયાયુક્ત દેવીને નમન કરી, નીચે પ્રમાણે કહેવા લાગ્યો. સુબાહુ બોલ્યો:-હે દેવી! હું તમને નમસ્કાર કરું છું. હું બીજું શું વર હવે માગું? મારા જન્મની જે સાર્થકતા જે તમારું દર્શન, તે વિના પ્રયાસે હું પામ્યો. એક તો હું આપના પ્રતાપથી ભૂમંડળનું રાજ્ય તથા બીજું આપનું દર્શન પામ્યો. સુદર્શન સિવાય ત્રણ લોકને વિશે મને કાંઇ અધિક નથી. હું હવે કૃતાર્થ થયો છું, માટે હવે શું આ પૃથ્વીને વિશે માંગવાની ન્યૂનતા રહેલી છે? હે દેવી! મારે એટલું જ માંગવાનું છે કે, મારી બુદ્ધિ તમારે વિશે હમેશાં નિશ્ચળ રહો. હે માતા! મારા નગરસમિપે હમેશાં તમારે રહેવું અને મારી નગરી વાણારસીની હમ્મેશાં આપે રક્ષા કરવી. જ્યાંસૂધી આ નગરી પૃથ્વીપર રહે ત્યાં સૂધી એ નગરીનું સારી રીતે આપે રક્ષણ કરવું. જેમ સુદર્શનના શત્રુઓને મારી, તેને શત્રુરહિત કીધો તેમ મારીપર આવી પડેલી આપત્તિઓ દૂર થાય, એટલું જ હું આપની પાસે માંગું છું. તમારું ચિંતન થવાથી તમે સઘળા અભીષ્ટ મનોરથો પૂરા પાડો છો. સર્વ લોકનું અનીષ્ટ દૂર કરી, કલ્યાણ કરો. વ્યાસ બોલ્યા:-આ રીતે દેવીની જ્યારે સ્તુતિ કરવામાં આવી ત્યારે દેવી પ્રસન્ન થઇ બોલ્યાં:-હે રાજન્! મારો નિવાસ હમેશ તારી પુરીને વિશે રહેશે અને હું સર્વ લોકનું રક્ષણ કરીશ. પછી સુદર્શને હર્ષયુક્ત ત્યાં આવી અંબિકાની પરમ ભક્તિથી સ્તુતિ કરવા માંડી. તે બોલ્યો:-હે દેવી! તમારી કૃપાની શું વાત કહું? હું ભક્તને સંકટમાંથી છોડવી આપે મારી રક્ષા કીધી. તમે વિશ્વને

સર્જો છો, પાલો છો અને તેનો સંહાર પણ કરો છો. હું હવે શું કાર્ય કરું? તથા હું ક્યાં રહું? હું સર્વ કાર્યને વિશે મૂઢ છું, માટે તમે કહો તેમ કરું. વ્યાસ બોલ્યાઃ-આ રીતે સુદર્શને જ્યારે સ્તુતિ કીધી ત્યારે દેવી બોલ્યાંઃ-હે રાજા! તું અયોધ્યા વિશે જા અને ત્યાં સુખેથી રાજ્ય કર. તારે હમેશ મારું સ્મરણ તથા પૂજન કરવું. હું તારા રાજ્યને વિશે હમેશ રહીશ. બલિદાન વિગેરે આપી મારી પૂજા આઠેમ, ચૌદશ કે નવમીને દિવસે અવશ્ય કરવી. નગરને વિશે એક મારું સ્થાનક રાખવું અને ત્યાં હમેશ દીવો રાખવો અને ભક્તિપૂર્વક ત્રિકાળ મારું પૂજન કરવું. શરદ્ ઋતુને વિશે મારી પૂજા કરવી તથા નવરાત્રીમાં મારે નિમિત્ત હોમ કરવો. માઘ, ચૈત્ર, આષાઢ અને આશ્વિન માસના નવરાત્રોમાં મારું વિશેષે કરી પૂજન કરવું. કૃષ્ણ પક્ષની ચૌદશ તથા આઠમને વિશે મારું હમેશ પૂજન કરવું. વ્યાસ બોલ્યાઃ-આ રીતે કહી, સઘળાં દુઃખોની નાશ કરનારી દેવી ત્યાંથી અંતર્ધ્યાન થઇ ગયાં. દેવીને અંતર્ધ્યાન થઇ ગયેલાં જોઈ, સઘળા રાજાઓએ સુદર્શનને નમન કીધું તથા તેને પૂછવા લાગ્યા કે, તમે હમારા પ્રભુ છો અને હમે તમારા ચાકર છીએ. તમે અયોધ્યામાં રાજ્ય કરો ને અમારું હે નૃપશ્રેષ્ઠ! હમેશ રક્ષણ કરો. તમારી કૃપાથી હમોને વિશ્વેશ્વરીનાં દર્શન થયાં, જે આદિશક્તિ કહેવાય છે તથા ચાર પ્રકારનાં ફળને આપનારાં છે.

આ પૃથ્વીને વિશે તમે ઘણા ભાગ્યશાળી છો કે, તમારે ખાતર દેવી જાતે પ્રકટ થયાં. અમો સર્વ દેવીનો પ્રભાવ જાણવા શક્તિમાન્ નથી. કારણ માયાથી મોહિત થયા છીએ. અમો પૈસો, બૈરી, છોકરાં છૈયામાં સદા ચિંતન રાખનારા છીએ. કામ, ક્રોધયુક્ત એવા મહોદધિને વિશે અમો ડૂબેલા છીએ. હે મહાભાગ! આપ સર્વજ્ઞ છો, માટે અમને કહો કે, આ શક્તિ કઇ છે? ક્યાંથી ઉત્પન્ન થઇ છે? અને તેનો પ્રભાવ શું છે? તે અમને કહો. અમોને દેવીનું મહાત્મ્ય સંપૂર્ણ રીતે કહો. તેનો પ્રભાવ તથા સ્વરૂપ વિગેરે કેવી રીતનું છે? તે સઘળું અમો સાંભળવાની ઇચ્છા રાખીએ છીએ, માટે અમને કહો. વ્યાસ બોલ્યાઃ-જ્યારે રાજાઓએ આ રીતનો પ્રશ્ન

પૂછયો ત્યારે ધ્રુવસન્ધિનો પુત્ર સુદર્શન કહેવા લાગ્યો કે, જગતના પાલનને વિશે તત્પર એવી દેવીનું હું શું વર્ણન કરી શકું? એ ત્રિગુણાત્મક શક્તિવાળી દેવીનું ચરિત્ર ઘણું જ ઉત્તમ છે. ઇંદ્ર સહિત સર્વ દેવતાઓ તથા બ્રહ્માદિઓ પણ એનું ચરિત્ર જાણવા સમર્થ નથી. સર્વથી આદ્યા શક્તિ મહાલક્ષ્મી છે, જે વૈષ્ણવી કહેવાય છે. આ શક્તિ સાત્વિકી છે અને જગતનું પાલન કરવા હમેશ તત્પર રહે છે. બીજી શક્તિ રજોસ્વરૂપા કે જે વડે સૃષ્ટિ ઉત્પન્ન થાય છે અને ત્રીજી શક્તિ તમોસ્વરૂપા છે, જે વડે સૃષ્ટિનો સંહાર કરે છે. આ રીતે એ શક્તિ ત્રિગુણાત્મિકા છે. નિર્ગુણા શ્રેષ્ઠ શક્તિ છે, જે સર્વ પૂજનને આપનારી છે તથા બ્રહ્માદિ સર્વેનું કારણરૂપ છે. નિર્ગુણા શક્તિ યોગીઓથી પણ જાણવા અશક્ય છે. માટે સર્વથા વિદ્વાન્ પુરુષે સગુણા શક્તિ સહેલથી પૂજવા યોગ્ય છે. રાજાઓ કહેવા લાગ્યાઃ-તમે આ બાળપણમાંથી જ આ વૈષ્ણવી શક્તિને કયાંથી જાણ્યાં? તથા કેવી રીતે તેનું સેવન તથા પૂજન કીધું. જેથી તે તમને પ્રસન્ન થઇ, સહાયકારિણી થયાં. સુદર્શન બોલ્યોઃ–હે રાજાઓ! આ કામરાજ નામનો બીજ મંત્ર નાનપણથી જ પ્રાપ્ત થયો છે તથા સર્વદા હું તેનું જ સ્મરણ કરું છું. આ મંત્ર મને ભારદ્વાજ ઋષિએ કહ્યો, જેનો હું રાત દિવસ જપ કર્યા કરું છું. વ્યાસ બોલ્યાઃ–આ રીતનું તેનું વચન સાંભળી, ભક્તિ તત્પર સઘળા રાજાઓ દેવીનું સ્મરણ કરતા કરતા પોતપોતાના સ્થાનો પ્રત્યે ચાલ્યા ગયા. સુબાહુ વાણારસી ગયો તથા સુદર્શન પોતાની રાજધાની અયોધ્યા પ્રત્યે ગયો. અયોધ્યા વિશે મંત્રીઓએ યુધાજિત તથા શત્રુજિત યુદ્ધ વિશે હણાયા, એમ સાંભળ્યું ત્યારે તેઓ ઘણા જ હર્ષ પામ્યા. રાજાને આવતો સાંભળી, પ્રજા અતિશય હર્ષથી સામે લેવા ગઇ. ભાટચારણ વિગેરેએ રાજાની ઘણી જ સ્તુતિ કીધી તથા શહેરમાં રાજા પેઠો તે વખતે બારીએથી કુમારિકાઓએ તે બેઉના ઉપર પુષ્પોની વૃષ્ટિ કીધી.

बंदिभिःस्तुयमानः स वंद्यमानश्च मंत्रिभिः ।
कन्याभिःकीर्यमाणश्च लाजैःसुमनसैस्तथा ॥

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना
प्रसिद्धीकृत गुर्जरभाषान्तरे एकचत्वारिंशोऽध्यायः ॥ ४१ ॥

# અધ્યાય ૪૨ મો.

## ધ્રુવસંધિ આખ્યાન-ચાલુ.

**गत्वायोध्यां नृपश्रेष्ठो गृहे राज्ञ्या सुपूजितः ।**
**शत्रुजिन्मातरं प्राह प्रणम्य शोकसंकुलः ॥**

**વ્યાસ** બોલ્યાઃ-આ રીતે રાજાઓને વિશે શ્રેષ્ઠ એવો સુદર્શન અયોધ્યા જઇ, શત્રુજિતની માને નમન કરી, શોકયુક્ત થઇ કહેવા લાગ્યો કે, હે માતા! તમારા પુત્રને મેં સંગ્રામને વિશે માર્યો નથી તથા તમારા પિતા યુધાજિતને પણ મેં માર્યા નથી. પણ દુર્ગાદેવીએ તેઓને માર્યા છે. માટે આમાં મારો કાંઇ પણ અપરાધ નથી. આપણે મૃત પુત્રનો કોઇ રીતનો શોક કરવો નહી. માણસ પોતાનાં કર્મવડે સુખ અથવા દુઃખ ભોગવે છે. હું આપનો દાસ છું. જેવી મનોરમા તેવાં તમે પણ મારાં માતા છો. મને તમારા બે વિશે કાંઇ ભેદ નથી. શુભ અથવા અશુભ કર્મ અવશ્ય માણસને ભોગવવું પડે છે. માટે સુખથી હર્ષ ન કરવો, તેમ જ દુઃખથી શોક ન કરવો. લાકડાની પુતળી જેમ દોરી હાલે છે તેમ નાચે છે. તેમ જ આપણે પણ પોતાનાં કર્મને વશ છીએ. વનમાં હું જ્યારે રહ્યો ત્યારે મેં કોઇ પણ રીતનું દુઃખ મનમાં આણ્યું નહતું. મારો દાદો મરાયા પછી મારી મા મને લઇ, ભયથી જંગલ વિશે ચાલી નીકળી. ત્યાં રસ્તામાં ચોરોએ અમને લૂંટી લીધાં. અમારું ભાથું વિગેરે જતું રહેવાથી અમો નિરાધાર થઇ ગયાં. પછી મા મને લઇ ભારદ્વાજ ઋષિના આશ્રમ વિશે ગયાં. આ વખતે અમારી સહાયતામાં વિદલ્લ તથા કાબલા ધાત્રી એ બે જણાં જ હતાં. મુનિઓએ દયાયુક્ત થઇ આશ્રમ વિશે નમારના ચોખા ખવરાવી, અમારું પોષણ કીધું. તે વખતે મને દુઃખ તેમ સુખ પણ નહતું. મારા મન વિશે વૈર અથવા મત્સર કાંઇ પણ હતાં નહી. રાજભોગો કરતાં નમારના ચોખાનું ભોજન

અત્યુત્તમ છે. જે કોઇ પણ વખત નમાર ખાતો નથી, તેનું ખચિત નરકને વિશે પતન થાય છે. પુરુષે સર્વથા ધર્મનું આચરણ કરવું. જિતેંદ્રિય પુરુષ કોઈ દિવસ નરકમાં પડતો નથી. આ ભરતખંડ વિશે મનુષ્ય જન્મ આવ્યો, એજ અત્યુત્તમ છે. બીજું આહારાદિ સુખ તો દરેક યોની માત્રને હોય છે. પણ મનુષ્યદેહ મળ્યા પછી ધર્મની સાધના માટે અવશ્ય પ્રયત્ન કરવો જોઇએ. બીજી યોની કરતાં મનુષ્ય જન્મ સ્વર્ગ તથા મોક્ષને આપનાર છે. આ પ્રમાણે લીલાવતીને કહ્યું ત્યારે તે એકદમ લજ્જિત થઇને પુત્રશોક તજી દઇ, આંખમાં આંસુ લાવી કહેવા લાગી કે, હે પુત્ર! હું અપરાધવાળી છું. મારા બાપ યુધાજિતે તારા દાદાને મારી, તારું રાજ્ય આચકી લીધું. મારા બાપને તે વખતે હું અથવા મારો પુત્ર વારવા શક્તિમાન્ ન હતા. તેથી તેમણે આ પ્રમાણે કીધું. મારો આમાં કોઇ રીતનો અપરાધ ન હતો. હે પુત્ર! તને તથા મનોરમાને હું જોઉં છું ત્યારે મને લજ્જા ઉત્પન્ન થાય છે. તું મારો પુત્ર છે અને મનોરમા મારી બેન છે. મારો તારાપર ક્રોધ લેશમાત્ર પણ નથી. તું સુખેથી રાજ્ય કર તથા પ્રજાનું પાલન કર. વ્યાસ બોલ્યાઃ— સઘળા મંત્રીઓને બોલાવી, રાજ્યાસનપર જોશીથી જોવાયલા સારા દિવસને વિશે વિદ્વાન્ બ્રાહ્મણોએ તેને અભિષેક કર્યો. પછી પોતાના માણસોને કહ્યું કે, હું રાજ્યાસનપર બેસું તે પહેલાં નગરના મધ્ય ભાગ વિશે એક મોટું દેવીનું મંદીર સ્થાપન કરવું જોઇએ. માટે શિલ્પ શાસ્ત્રીઓને બોલાવી, સારા સ્તંભોથી યુક્ત એક મંદીર તૈયાર કરાવો અને ત્યાં સિંહાસનપર બેઠેલી અંબિકા દેવીની સ્થાપના કરો, જેનું હું હમ્મેશ પૂજન કરીશ. રામ વિગેરેએ જેમ કીધું હતું તેમ હું પછી રાજ્ય કરીશ. તમે નગરના સર્વ જનોએ આ દેવીનું પૂજન કરવું અને સર્વ કામનાને પૂરનારાં એ દેવીશક્તિનું હમેશ ચિંતન કરવું. રાજાના કહેવા પ્રમાણે પ્રધાન વર્ગોએ સારા શિલ્પીઓને બોલાવી, એક મંદીર તૈયાર કરાવ્યું તથા સારી મૂર્તિ તૈયાર કરાવી, વેદ જાણનારા સારા વિદ્વાન્ બ્રાહ્મણોને બોલાવી, તેની પાસે તેની સ્થાપના કરાવી. વિધિ પ્રમાણે દેવોનું પૂજન તથા હવન વિગેરે કીધું. આ રીતે નગર વિશે વાદિત્રનો અવાજ તથા

બ્રાહ્મણોના વેદધ્વનિવડે એક મોટો મહોત્સવ થઇ રહ્યો. આ રીતે દેવીની સ્થાપના કરી વિધિપ્રમાણે રાજા પૂજા કરવા લાગ્યો. પૂજા કરવાથી પોતાના બાપનું રાજ્ય એને મળ્યું, એટલું જ નહી પણ બીજા સામન્તોને પોતાને વશ કરી લીધા. રામ તથા દિલિપના રાજ્યમાં પ્રજાને જેવું સુખ પ્રાપ્ત થતું હતું, તેવું સુખ પ્રજાને મળ્યું. આ રાજ્યમાં કોઇનું પણ ચિત્ત અધર્મ વિશે ચલાયમાન થતું નહી. અયોધ્યામાં ગામે ગામ દેવીનો પૂજનોત્સવ થવા લાગ્યો. સુબાહુ રાજા પણ કાશી નગરીને વિશે એક મંદીર બંધાવી, તેમાં દેવીની મૂર્તિની સ્થાપના કીધી તથા યથવિધિ તેનું પૂજન કરવા લાગ્યો. દેશેદેશ દેવીની ભક્તિ વધવા લાગી. આ રીતે ભારતવર્ષ વિશે સઘળા વર્ણ વિશે તેનું પૂજન થવા લાગ્યું. સઘળા પ્રાણીઓ ભક્તિથી શક્તિનું પૂજન કરવા લાગ્યા તથા મંત્ર, જપ અને ધ્યાન વિશે ઉત્સુક થવા લાગ્યા. સઘળા લોકો નવરાત્રીમાં વિધિથી દેવી સંબંધી હવન, અર્ચન વિગેરે ભક્તિથી કરવા લાગ્યા.

**नवरात्रेषु सर्वेषु व्रतं सम्यक् विधानतः ।**
**अर्चनं हवनं यागं कुर्यात् भक्तिपुरःसरम् ॥**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे द्विचत्वारिंशोऽध्यायः ॥ ४२ ॥



# અધ્યાય ૪૩ મો.

## શરત્કાળમાં નવરાત્રીનો વિધિ.

**नवरात्रे च संप्राप्ते किं कर्तव्यं द्विजोत्तम ।**
**विधानं विधिवद् ब्रूहि शरत्काले विशेषतः ॥ १ ॥**

જનમેજય બોલ્યા:-શરદ ઋતુને વિશે નવરાત્રી આવે ત્યારે વિધિ પ્રમાણે શું વ્રત કરવું? તે મને હે દ્વિજ-શ્રેષ્ઠ! કહો. તેનું શું ફળ છે? તેનો વિધિ કેવી રીતે છે? તે મારા ઉપર કૃપા કરી મને કહો.

વ્યાસ બોલ્યાઃ-હે રાજન્! નવરાત્રીનું વ્રત શરદ્ ઋતુને વિશે વિધિપૂર્વક સદાએ કરવું જોઈએ. તેમ જ વસંત ઋતુને વિશે પણ ભક્તિયુક્ત થઇને કરવું. કારણ શરદ્ ઋતુ ને વસંત ઋતુ પ્રાણી માત્રને ઘણાં કઠીણ છે. માટે શુભ ઇચ્છનારાએ આ બે ઋતુઓમાં હમેશ વ્રત કરવું. આ બે ઋતુઓમાં ઘણા રોગોનો ઉદ્ભવ તથા ઘણા પ્રાણીમાત્રનો સંહાર થાય છે. માટે ચૈત્ર અથવા આશ્વિન માસમાં ભક્તિયુક્ત થઇ ચંડિકાનું વ્રત કરવું. અમાવાસ્યાને દિવસે સઘળી પૂજાની સામગ્રી એકઠી કરી, તે દિવસે હવિષ્યાન્ન ભોજન કરવું, ને એક સારા સ્થળને વિશે મોટો મંડપ સોળ હાથનો રચવો તથા તેની આગળ પાછળ સ્તંભો રોપવા અને મટોડી તથા છાણવડે તે મંડપ સારી રીતે લીપી નાંખવો. પછી ત્યાં મધ્યને વિશે ચાર હાથ લાંબી તથા ચાર હાથ પહોળી એક વેદી સ્થાપન કરવી. ત્યાં વિચિત્ર પ્રકારનાં તોરણો તથા ચંદરવા બાંધવા. વેદ અથવા વેદાંગને જાણનારાઓ, તેમ જ પોતાના આચારને વિશે લાગેલા અને દેવીના તંત્રને જાણનારા એવા બ્રાહ્મણને રાત્રીને વિશે બોલાવવા. પડવાને દિવસે વિધિ પ્રમાણે સ્નાનાદિક કાર્ય નદી, કુવા કે તળાવને વિશે ગમે જગ્યાએ કરી, પ્રાતઃકર્મ આટોપીને અર્ઘ પાદ્યાદિક વડે બ્રાહ્મણોનું મંત્રપૂર્વક વરણ કરવું. તેઓને શક્તિ પ્રમાણે વસ્ત્રાલંકારો આપવા. જો શક્તિ હોય તો પૈસો વાપરવામાં કંજુસ થવું નહીં. કારણ બ્રાહ્મણને સંતોષવાથી સર્વ કાર્ય પરિપૂર્ણ થાય છે. બ્રાહ્મણનું શક્તિ પ્રમાણે નવ, પાંચ કે ત્રણનું વરણ કરવું. બ્રાહ્મણોની વરુણી તથા પારાયણ થઇ રહ્યા પછી, વેદ મંત્રવડે સ્વસ્તિવાચન વિગેરે કરાવવું. વેદીને વિશે એક સફેદ વસ્ત્રપર સિંહાસન સ્થાપવું અને તેનાપર ચાર હસ્ત અને આયુધોવાળી દેવીને રત્ન, મુક્તાહાર તથા દિવ્ય વસ્ત્ર, શંખ, ચક્ર, ગદા અને પદ્મવડે યુક્ત તથા સર્વ લક્ષણ સંપન્ન અંબિકાને સ્થાપન કરવી અથવા અઢાર ભુજાવાળી દેવીનું સ્થાપન કરવું. પૂજાના અભાવને વિશે નવાર્ણ મંત્ર કાઢવો. પીઠ પૂજાને માટે મંત્રવડે એક કળશ સ્થાપન કરવો. જેને વિશે વેદમંત્રથી પંચ પલ્લવો, તીર્થોદક તથા સોનું રત્ન વિગેરે નાંખવાં. તેની બાજુને વિશે આસપાસ પૂજાનું સાહિત્ય મૂકવું. ગીત

વાદિત્રનો મંગળકારક નાદ કરાવવો. હસ્ત નક્ષત્ર તિથિને વિશે આ પૂજન ઘણું શ્રેષ્ઠ ગણાય છે. પ્રથમ દિવસથી પહેલ વહેલો નિયમ કરીને પછીથી દેવીનું પૂજન કરવું અને કહેવું કે, હું નવરાત્રીનું ઉત્તમ વ્રત કરું છું, જેથી હે અંબિકે! મારું સારું કરો. યથાશક્તિ પ્રમાણે નિયમ કરવો. પછી વિધિ પ્રમાણે પૂજા કરવી. ઘઉંલા કપૂર કાચલી યુક્ત તથા કેશર સહિત ચંદન કરવું તથા મંદારક, ચંપક, માલતિ તથા બીલવડે કરીને દેવીનું પૂજન કરવું. ધૂપ તથા નાનાં પ્રકારનાં ફળો જેવાં કે નાળિયેર, દાડિમ, કેળાં, નારંગી તથા પૂણુસ વિગેરે તથા પાન સોપારી વિગેરે અર્પણ કરવાં. ભક્તિપૂર્વક અર્ઘદાન કરવું. ષડ્રસ યુક્ત નૈવેદ્ય ધરવું. વડાં, પોળી તથા દૂધપાક વિગેરે ધરવાં. જે લોકો, માંસ ભક્ષણ કરતા હોય તે લોકોએ પશુહિંસા કરવી. તે માટે પાડો કે બકરીનું બલિદાન સારું ગણાય છે. જે પશુનું માંસ દેવીની પાસે મૂકાય છે તે પશુ સ્વર્ગમાં જાય છે તથા દેવીને ખાતર પશુ મારવું, તે હિંસારૂપી નિન્દિત કર્મ કહેવાતું નથી. યજ્ઞને વિશે થએલી હિંસા તે અહિંસા કહેવાય છે. કારણ દેવતાઓને માટે જે પશુઓનો દેહ અર્પણ કરવો, તે પશુ સ્વર્ગમાં જાય છે. પછી ત્રણ ખૂણાવાળો કુંડ કરવો અથવા એક સ્થંડિલ કરવું. નાનાં પ્રકારનાં દ્રવ્યોથી ત્રણ કાળ પૂજન કરવું. ગીત, વાદિત્ર તથા નૃત્યવડે મહોત્સવ કરવો. વસ્ત્રાલંકારો તથા સૌગંધિક પૂજનવડે કુંવારીઓનું પૂજન કરવું. રોજ એક એક કુંવારીકાનું પૂજન કરવું અથવા તો પહેલે દિવસે એક, બીજે દિવસે ચાર, ત્રીજે દિવસે છ, એવી રીતે કરવું. સઘળું પૈસા પ્રમાણે કરવું. પૈસો હોવા છતાં ધનની કૃપણુતા કરવી નહીં. આ કન્યાના પૂજનને વિશે એક વર્ષની કન્યા લેવી નહીં. કુંવારીકા બે વર્ષની તે કાલિકા કહેવાય છે. ત્રણ વર્ષની ત્રીમૂર્ત્તિ કહેવાય છે, ચાર વર્ષની કલ્યાણી, પાંચ વર્ષની રોહિણી, છ વર્ષની કાલિકા, સાત વર્ષની ચંડિકા, આઠ વર્ષની શાંભવી, નવ વર્ષની દુર્ગા તથા દશ વર્ષની સુભદ્રા કહેવાય છે. આથી વધારે ઉમરની સઘળા કાર્યમાં વર્જિત છે. આ નામવડે વિધિયુક્ત પૂજન કરવું. આ રીતે નવ કન્યાઓના પૂજનથકી શું ફળ થાય છે? તે હું તમને કહું તે

સાંભળો. આ કરવાથી દુઃખ દારિદ્રયનો નાશ થાય છે. શત્રુનો ક્ષય થાય છે. ધન, આયુષ્ય અને બળની વૃદ્ધિ થાય છે. પુત્ર પૌત્રાદિની વૃદ્ધિ થાય છે. વિજયાર્થી અને રાજ્યના અર્થવાળાએ હંમેશાં આ પૂજન કરવું. શત્રુના નાશને માટે કાલિકાનું ભક્તિવડે પૂજન કરવું. ઐશ્વર્ય તથા ધનની ઇચ્છા માટે ચંડિકાનું પૂજન કરવું. દુઃખ દારિદ્રયનો નાશ થવા માટે તથા સંગ્રામમાં વિજય થવા માટે શાંભવીનું પૂજન કરવું. કઠણ કામ પાર પડવા માટે તથા પરલોકને વિશે સુખ મળવા માટે દુર્ગા દેવીનું પૂજન કરવું. ઇચ્છિત અર્થની સિદ્ધિને માટે સૌભદ્રા દેવીનું પૂજન કરવું. રોગના નાશને માટે ભક્તિયુક્ત થઇ રોહિણીનું પૂજન કરવું. 'शिरसि' એ મંત્રવડે પૂજન કરવું અથવા શ્રીસૂક્તના મંત્રવડે અથવા બીજ મંત્રવડે કરીને તેનું પૂજન કરવું.

જે સઘળા બીજોને ઉગાડે છે તથા તેનો નાશ કરે છે તથા સઘળાં ભૂતમાત્રોનું મૂળસ્થાન છે તેવી રોહિણી દેવીનું હું પૂજન કરું છું, એમ કહેવું. સચરાચર બ્રહ્માન્ડને વિશે જે વ્યાપીને રહેલાં છે, એવાં જે કાલિકા દેવી તેનું હું પૂજન કરું છું. ચંડિકા જેનું રૂપ પ્રચંડ છે, જે ચંડ મુંડને મારનારાં છે, ઉગ્ર પાપોનું હરણ કરનારાં છે, એવાં ચંડિકાનું હું પૂજન કરું છું. જેનાથી ઉત્પત્તિ થાય છે અને જે સઘળાઓને સુખ આપનારાં છે, એવાં શાંભવી દેવીનું હું પૂજન કરું છું. દુર્ગા દેવી જે સઘળા રોગોને નાશ કરનારાં છે, જે દુઃખે કરીને જાણવા યોગ્ય છે, તેનું હું પૂજન કરું છું. ભક્તોને સુખ આપનારાં, વિઘ્નરૂપી વાદળને નાશ કરનારાં એવાં સુભદ્રા દેવીનું હું પૂજન કરું છું. આ રીતના મંત્રથી તથા વસ્ત્રાલંકાર, ગંધ, પુષ્પ તથા નાનાં પ્રકારનાં ધૂપ, દીપ અને નૈવેદ્યવડે હમેશાં પૂજન કરવું.

**एभिर्मंत्रैः पूजनीया प्रत्यह कमलाश्रया ।**
**वस्त्रालंकरणैर्माल्यैर्गंधैर्धूपैःसुधूपिता ॥**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हिरजीना
प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे त्रिचत्वारिंशोऽध्यायः ॥ ४३ ॥

# અધ્યાય ૪૪ મો.



## નવરાત્રી વ્રત કરવાથી થતાં ફળ.

**व्यास उवाचः**–हिनांगीं वर्जयेत्कन्यां कुष्ठयुक्तां व्रणांकिताम् ।
ग्रन्थिस्फुटितशीर्णांगीं रक्तपूयव्रणांकिताम ॥



**વ્યાસ** બોલ્યાઃ–અંગે ખોડવાળી, કોઢવાળી, શરીરમાં કોઈ જાતના વ્રણુવાળી, કંઇ પણુ રીતનાં ગોડવાળી, જેના શરીરમાંથી લોહી અથવા પરુ વહેતું હોય એવી, જન્મથી જ આંધળી, બહેરી, કદરૂપી, આછાં રુંવાંટાવાળી અથવા તો રોગવાળી કન્યાને પૂજનમાં વર્જવી જોઇએ. દાસીના ગર્ભથી ઉત્પન્ન થયેલી ગોલક કુમારીકા કન્યા પૂજનને વિશે વર્જ્ય છે. વ્રણુવર્જિત, રોગવિનાની, સારાં રૂપવાળી સુંદરીનું સારી રીતે પૂજન કરવું. પૂજાના સર્વ કાર્યને વિશે બ્રાહ્મણી શ્રેષ્ઠ છે, જયને માટે રાજાના કુળમાં ઉત્પન્ન થએલી શ્રેષ્ઠ છે, લાભને માટે વૈસ્ય વંશની અને અલાભને માટે શૂદ્ર વંશની. બ્રાહ્મણે બ્રાહ્મણુની કુમારીકા લેવી. રાજાએ બ્રાહ્મણ અથવા ક્ષત્રિયની લેવી. વેશ્યૈ બ્રાહ્મણ, ક્ષત્રિય અથવા વૈશ્યની લેવી અને શૂદ્રે ચારમાંની ગમે તે લેવી. નીચ વંશમાં ઉત્પન્ન થએલી ઉચ્ચ વંશે લેવી નહીં. આવી રીતની કન્યાને લઇને તેનું નવે દીવસ પૂજન કરવું. જો નવ દીવસ પૂજન કરવાની શક્તિ નહીં હોય તો અષ્ટમીને દીવસે અવશ્ય પૂજન કરવું. કારણુ કે દક્ષ યજ્ઞને વિનાશ કરનારાં તથા મહા ઘોર એવાં ભદ્રકાળી તે દિવસે ઉત્પન્ન થયાં હતાં. આ રીતે અષ્ટમીને દીવસે ફૂલ પુષ્પવડે ઇશ્વરીને સંતુષ્ટ કરવી, પાયસ વિગેરેનો હોમ કરવો તથા બ્રાહ્મણોને સારી રીતે જમાડીને સંતુષ્ટ કરવા. જો નવે દિવસ અપવાસ કરવાને અશક્ત હોય તો ત્રણુ રાત્રી ઉપોષણુ કરવું. સપ્તમી, અષ્ટમી તથા નવમી એમ ત્રણુ દિવસ ઉપવાસ કરવાથી અને દેવીના પૂજનથી સઘળા અર્થ સિદ્ધ થાય છે. હોમ, કુમારીપૂજન અને બ્રાહ્મણોને ભોજન કરાવી,

તેઓના મોંઢાથી વ્રત સંપૂર્ણ થયું છે, એમ કહેવાથી સઘળું કાર્ય સંપૂર્ણ થાય છે. આ પૃથ્વીને વિશે નવરાત્રીના વ્રત સરખું કોઈ પણ વ્રત, દાન તથા તીર્થ નથી. ધનધાન્યને આપનારું છે અને સુખ શાંતિને વૃદ્ધિ કરનારું છે. આરોગ્યને તથા મોક્ષને આપનારું છે. વિદ્યાર્થીને વિદ્યા તથા અપુત્રવાનને પુત્ર આપે છે. માટે આ વ્રત અવશ્ય કરવું. વ્રતના સાધનથી વિદ્યાર્થી સઘળું જાણનારો થાય છે. રાજ્યથી ભ્રષ્ટ થએલો રાજા પોતાનું રાજ્ય પાછું મેળવે છે. રાજ્યમાં મરકી વિગેરે મોટા રોગો હોય છે, તે પણ આ વ્રતથી શાંત થાય છે. પૂર્વજન્મને વિશે જે માણસે આ ઉત્તમ વ્રત નહીં કીધેલું હોય, તે આ જન્મને વિશે વ્યાધિવાળો, દાસ તથા પુત્ર-વર્જિત થાય છે. જે નારી વાંઝણી હોય અથવા જેને વિધવા થવાનો ભય હોય, તેણીએ આ વ્રત કરવાથી તે ભય ટળી જાય છે. જે માણસે પૃથ્વી ઉપર આ વ્રત નથી કીધું, તે શી રીતે વૈભવ તથા સુખ દેખે? રક્તચંદનથી, નાનાં પ્રકારનાં પુષ્પ તથા બીલવડે કરીને જે માણસ ભવાનીનું પૂજન કરે, તે પૃથ્વીને વિશે રાજા થાય છે. જે માણસ દેવીનું આરાધન નથી કરતો તે પૃથ્વીને વિશે ઘણાં શત્રુવાળો તથા દરિદ્રી થાય છે. વિષ્ણુ, ઈંદ્ર, હર, બ્રહ્મા, અગ્નિ, કુબેર, વરુણ અને સૂર્ય સરખા પણ જેનું યજન કરે છે, એવી ચંડિકાનું કયો માનવી પુરુષ પૂજન નહીં કરે? સ્વાહા અને સ્વધાના નામો વડે બૃહસ્પતિ, દેવતાઓ તથા પિતરોને, સઘળા યજ્ઞોને વિશે મુનિઓ વેદ વડે જે અર્પણ કરે છે, તે આહુતિઓ દેવીના નામથી યુક્ત હોય છે તો જ તેને દેવો ગ્રહણ કરે છે. જેની ઇચ્છાવડે કરીને આ જગત્ ઉત્પન્ન થાય છે, વિષ્ણુ પાલન કરે છે અથવા ભસ્મધારી શીવ, નાશ કરે છે તે પણ તેના આશ્રયથી જ થાય છે. તો માણસે શા વાસ્તે તેનો આશ્રય કરવો જોઇએ નહી? સઘળા ભુવનમાં તેના રહિત કોઇ પણ વસ્તુ નથી. દેવતા, પક્ષી, ગંધર્વ, રાક્ષસ, પિશાચ વિગેરે પણ તેના આશ્રય વિના હાલવાને શક્તિમાન્ નથી. આવી રીતે સર્વ કામને આપનારી ચંડીનું સંસારમાં ઉત્પન્ન થએલા સુખની ઇચ્છાવાળા કયા પુરુષે એનું વ્રત ન કરવું જોઇએ? મોટા પાપથી યુક્ત હોય

ને જો તે નવરાત્રીનું વ્રત કરે તો તે પણ તેથી મુક્ત થાય છે, એમાં કંઈ સંદેહ નથી. પૂર્વે એક વૈશ્ય ધન વિના ઘણો દુઃખી હતો, તેને મોટું કુટુંબ હતું તથા કોશલ દેશને વિશે તે રહેતો હતો. ઘણા છોકરાઓનું પોષણ કેમ કરવું ? તેને માટે તે હંમેશાં ચિંતન કર્યા કરતો હતો. તે હંમેશાં ધર્મને વિશે લાગેલો હતો, સદાચારી તથા સત્ય બોલનારો હતો. ક્રોધ રહિત હતો. હમેશાં દેવોનું પૂજન કરતો હતો. તે છતાં પણ તે ઘણો જ નિર્ધન હતો. તેનું નામ સુશીલ હતું. દુઃખથી પીડાએલો તે, એક બ્રાહ્મણને ઘેર ગયો, અને તેને જઈને કહ્યું કે, મારા દરિદ્રપણાંનો નાશ થાય, એવો કયો ઉપાય છે? તે મને કહો. મને ઘણા ધનની ઇચ્છા નથી, પણ મારા કુટુંબના ભરણ પોષણ જેટલું જ ધન જોઇએ છીએ. મારાં છોકરાંઓ ભૂખથી બહુ રડે છે, અને તેમને આપવાને ઘરમાં એક મૂઠી પણ મારી પાસે નથી. તેથી છોકરાંઓને રડતાં મૂકીને હું અહીં આવ્યો છું. મારી છોકરીનો વિવાહકાળ વહી જાય છે, અને તે દશ વર્ષની ઉમરની થઇ છે છતાં પણ પૈસા નહીં હોવાથી હું તેનાં લગ્ન કેવી રીતે કરી શકું? આ રીતે હે વિપ્રેન્દ્ર! મને ઘણો શોક થાય છે માટે, દયા લાવીને કોઇ પણ તપ, દાન, વ્રત, મંત્ર અથવા જપ હોય તો તે મને કહો, કે જેવડે હું મારા કુટુંબનું પોષણ કરું, એટલીજ મારે ધનની ઇચ્છા છે, વધારે નથી. તમારા પ્રસાદથી મારું કુટુંબ સુખી થાય, એવી રીતે વિચાર કરીને મને કહો તે પ્રમાણે હું કરીશ. આવી રીતનું જ્યારે બ્રાહ્મણને પૂછવામાં આવ્યું, ત્યારે બ્રાહ્મણે તે વૈશ્યને કહ્યું કે, હે વૈશ્ય! આ નવરાત્રીનું તું વ્રત કર. દેવીનું પૂજન, હવન તથા બ્રહ્મભોજન કર, તથા યથાશક્તિ ત્રણ કાળ તેનું પૂજન કર. સ્તુતિપાઠો, વેદનું પારાયણ તથા યથાશક્તિ જપ હોમ વિગેરે કરાવ. જે કરવાથી તારું કાર્ય સિદ્ધ થશે. નવરાત્રીના જેવું બીજું કાંઇપણ વ્રત વધારે સુખ આપનારું, મોક્ષ આપનારું, સંતાન આપનારું તથા સર્વ શત્રુનો નાશ કરનારું નથી. રામ જ્યારે રાજ્યથી ભ્રષ્ટ થયા હતા અને સીતાથી વિરહી થયા હતા ત્યારે તેણે ઋષ્યમૂક ગિરિ ઉપર કિષ્કિંધા નગરીમાં આ નવરાત્રીનું વ્રત વિધિપૂર્વક કીધું

હતું, અને વિરહથી દુઃખિત એવા રામે નવરાત્રીનાં પૂજન કરવાથી તે પોતાની સીતાને પામ્યા તથા રાવણ, કુંભકર્ણ અને મેઘનાદ જેવા મહાબલિષ્ઠને માર્યા. પછી વિભીષણને ગાદીએ બેસાડયો અને અયોધ્યા આવીને નિષ્કંટક એવું રાજ્ય પામ્યા. આ રીતે નવરાત્રીના પ્રભાવથી તે રાજા આવું અત્યંત સુખ પામ્યા.

नवरात्रीव्रतस्यास्य प्रभावेण विशांवर ।
सुखमाविकलं प्राप्तं रामेणामिततेजसा ॥

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे चतुश्चत्वारिंशोऽध्यायः ॥ ४४ ॥

# અધ્યાય ૪૫ મો.

## હરિના જૂદા જૂદા અવતારો.

भृगुशापान्मुनिश्रेष्ठ हरेरद्भुतकर्मणः ।
अवतारा: कथं जाता: कस्मिन्मन्वंतरे विभो ॥

અદ્‌ભુત કર્મને કરનારા એવા મુનિશ્રેષ્ઠ હરિના ભૃગુના શ્રાપથી કયા કયા મન્વન્તરોને વિશે કયા કયા અવતારો થયા? તે હે ધર્મજ્ઞ! મને વિસ્તારવડે કહો, કે જે અવતાર સાંભળવાથી સર્વ પ્રકારનું સુખ થાય છે.

વ્યાસ બોલ્યા:-હે રાજન્! હરિના અવતારો જે જે મન્વન્તરને વિશે થયા, તે તે હું કહું તે તું સાંભળ. નારાયણે જે રૂપવડે કરીને જે જે કાર્યો કીધાં, તે સઘળાં હું કહું તે સાંભળ. ચાક્ષુષ મન્વન્તરને વિશે ધર્માવતાર થયો, જેના પૃથ્વીમાં નર અને નારાયણ એવા બે પુત્રો કહેવાયા. વૈવસ્વત મન્વન્તરને વિશે દત્તાત્રેય અવતાર થઇ હરિ પુત્રપણાંને પામ્યા. બ્રહ્મા વિષ્ણુ તથા રુદ્ર એ ત્રણ દેવતાઓ અત્રિઋષિની સ્ત્રી અનુસૂયાની પ્રાર્થનાથી

ત્રણે જણ પુત્રપણાંને પામ્યા. બ્રહ્મા સોમ થયા, હરિ દત્તાત્રેય થયા અને હર દુર્વાસા થયા. ચોથા યુગને વિશે દેવતાઓનુ કાર્ય સિદ્ધ કરવા માટે હિરણ્યકશિપુને મારવા માટે ભગવાને નૃસિંહાવતારનું રૂપ ધારણ કીધું. જેમાં ભગવાનનું અડધું સ્વરૂપ સિંહના આકારનું અને અડધું માણસના આકારનું હતું. ત્રેતાયુગને વિશે બાલને નિયમમાં રાખવાને ભગવાને કશ્યપ મુનિથી વામનરૂપ ધારણ કીધું, અને તેને છળીને તેનું રાજ્ય વિગેરે હરણ કીધું અને બળીને પછીથી પાતાળમાં સ્થાપન કીધો. એકવીસમા યુગમાં ભગવાને જમદગ્નિના પુત્ર થઇને, પરશુરામાવતાર ધારણ કર્યો તથા સઘળી પૃથ્વીને નિઃક્ષત્રિય કીધી અને આખી પૃથ્વી મહામુનિ કશ્યપને આપી. ત્રેતાયુગને વિશે હરિ ભગવાને દશરથના પુત્ર રામ થઇને લોકને દુઃખ દેનાર એવા રાવણને હણ્યો. નર અને નારાયણના અંશરૂપ થઇને પૃથ્વીને વિશે મોટા બળવાળા કૃષ્ણ અને અર્જુન પૃથ્વીનો ભાર ઉતારવાને માટે અઠ્ઠાવીસમા દ્વાપરયુગને વિશે થયા. જેમણે કુરુક્ષેત્રમાં મહાન્ યુદ્ધ કીધું. આ રીતે હરિના ઘણા અવતારો થએલા છે. પણ આ સઘળું પ્રકૃતિને વશ છે. જે પ્રમાણે બળનો ઉત્સાહ ઇચ્છે છે, તે પ્રમાણે તેનામાં શક્તિ પ્રાપ્ત થાય છે. પ્રકૃતિ પુરુષનું પ્રીય કરવાને આખું જગત્ રચે છે. તે જ ભગવાન્ દ્રષ્ટા છે અને આ ચરાચર છે તે દ્રશ્ય છે. તે સઘળાનાં આદિ કારણ છે. સર્વને વિશે ગતિ કરનાર છે. દુઃખે કરીને જાણવા યોગ્ય છે તથા નિરાકાર છે, નિઃસ્પૃહ છે તથા પરાત્પર છે. જેવી રીતે ઉપાધિના યોગથી છાયા વૃક્ષથી બીજી માલમ પડે છે તેવી જ રીતે શક્તિ, ઉત્પત્તિ વિગેરે કાળના યોગથી ભિન્ન ભિન્ન લાગે છે. તે શક્તિ વિશ્વને કરે છે. ઉત્પન્ન થએલાઓનું રક્ષણ કરે છે અને તે જ વિશ્વમોહિની કાળાંતે સંહાર કરે છે. તે શક્તિથી જોડાયલા બ્રહ્મા સર્જે છે. તેનાથી યુક્ત વિષ્ણુ પાલન કરે છે. તે જ શક્તિથી જોડાયલા રુદ્ર નાશ કરે છે. તે આખા જગતને માયાના પાશવડે બાંધી લે છે, જેથી હે નરાધિપ! હું, મારું એ પ્રકારે માયાપાશ ઉત્પન્ન થયેલા છે. મુક્તિની ઇચ્છાવાળા યોગીઓ તે વિશ્વેશ્વરીનું જ સેવન કરે છે. વિદ્યા અને અવિદ્યા એવાં હે પાર્થિવ! તેનાં બે રૂપ જાણ. વિદ્યાવડે કરીને

માણુસ મુક્ત થાય છે અને અવિદ્યાવડે કરીને માણુસ બંધાય છે. બ્રહ્મા વિષ્ણુ તથા રુદ્ર એ સઘળાઓ તેને વશ છે. દામણાથી જોડાયલા હોય તેની માફક બ્રહ્મા, વિષ્ણુ ને રુદ્ર તે શક્તિને વશ થઇને અવતારો ધારણ કરે છે. હરિ વૈકુંઠમાં કોઇ વખત ક્ષિર સાગરમાં સુખ ભોગવે છે તથા કોઈ વખત મોટા રાક્ષસો સાથે યુદ્ધ કરે છે, કોઈ વખત મોટા યજ્ઞો કરે છે, કોઇ વખત તીવ્ર તપ આદરે છે, અથવા તો શેષનાગના ઉપર ગાઢ નિદ્રામાં પડે છે. પણ તે સર્વ શક્તિને લીધે જ થાય છે. આ રીતે ભગવાન્ મધુસૂદન પણ સ્વતંત્ર નથી. તેવી જ રીતે બ્રહ્મા, રુદ્ર, ઇંદ્ર, વરુણ, કુબેર, વિગેરે પણ સ્વતંત્ર નથી. સનકાદિક સઘળા મુનિઓ તથા વસિષ્ઠ વિગેરે પણ હંમેશાં તેને વશ હોય છે. જેમ નાક વિશે વિંધાયલો બળદ વશ થઇને ચાલે છે તેમ જ સઘળા દેવતાઓ પણ કાળપાશથી નિયંત્રિત છે. હર્ષ, શોક, તેમ જ નિદ્રા, આળસ વિગેરે, ભાવો હંમેશાં સઘળા દેહવાળા પુરુષોના દેહની સાથે જોડાયલા હોય છે. દેવતાઓ, અમર તથા નિર્જર એટલે જરા રહિત કહેવાય છે. જ્યારે સઘળાઓને ઉત્પત્તિ, સ્થિતિ વગેરે ભાવો હોય છે, ત્યારે દેવતાઓ નિર્જર છે એ કેવી રીતે હોય? સઘળા દુઃખથી અભિભૂત થએલા હોય છે, ત્યારે દેવો કેવી રીતે દુઃખ રહિત કહેવાય છે? કારણ જેની ઉત્પત્તિ હોય છે તેનો નાશ હંમેશાં હોય છે. ત્યારે દેવતાઓ આયુષ્ય વિનાના કેવી રીતે કહેવાય? કારણ સઘળાનું આયુષ્ય સો વર્ષનું કહેવામાં આવેલું હોય છે. મનુષ્યથી અમર શ્રેષ્ઠ, તેથી બ્રહ્મ, તેથી રુદ્ર અને તેથી વિષ્ણુ, એમ ઉત્તરોત્તર ક્રમ છે. વળી દેહવાનને નાશ તથા ઉત્પત્તિ હોય છે. સઘળાઓને આ પ્રમાણે ચક્રની માફક હોય છે, એમાં કાંઇ પણ સંશય નથી. મોહજાળથી વીંટલાયલો જંતુ કોઇ પણ દિવસ છૂટી શકતો નથી અને જ્યાં સૂધી માયાથી વીંટલાયલો હોય ત્યાં સૂધી મોહજાળ નાશ પામતી નથી. ઉત્પત્તિ તથા નાશ વિગેરે ગતિ સર્વ પ્રાણીમાત્રની તેમ બ્રહ્માદિની પણ કહેવાયલી છે. નાશ વિગેરે તો એક નિમિત્તમાત્ર છે. બાકી જે વિધિથી નિર્માણ થએલું હોય છે તે કોઇ દિવસે અન્યથા થતું નથી. જન્મથી જ મૃત્યુ, સુખ, દુઃખ,

વિગેરે નિર્માણ થઇ ચૂકેલુંજ હોય છે અને તે પ્રમાણે થયા જ કરે છે. જુવો કે સઘળાં પ્રાણીઓને સુખ આપનાર પ્રત્યક્ષ દેવો, સૂર્ય ને ચંદ્ર, તેને પણ રાહુથી પીડા થાય છે. ભાસ્કરનો પુત્ર ચંદ્ર જે મોટાઓનાં દુઃખને મટાડનાર છે તે કલંક લાગવાથી ક્ષયવાળો અને મંદ થયો. સઘળા વેદને અને જગતના ઉત્પન્ન કરનાર બુદ્ધિવાન્ ચતુર્મુખ બ્રહ્મા પણ પોતાની પુત્રી સરસ્વતીને જોઇ, વિકળતાને પામ્યા. શિવ પણ જ્યારે પોતાની સતીનું કલેવર બળી ગયું, ત્યારે ઘણા પીડા પામવા લાગ્યા અને કામાગ્નિથી દગ્ધ થએલા એવા યમુનાને વિશે પડયા. તેમની ઉષ્ણતાથી યમુનાનું જળ પણ કાળું થયું. ત્યાર પછી કામથી દુઃખી થએલા શિવ નગ્ન થઇ ભ્રગુના વનં વિશે ગયા. ભ્રગુએ તેમને આવી રીતના કામાતુર જોઇને શાપ આપ્યો કે, તમો નિર્લજ્જ અને અધર્મી છે, માટે તમારું લિંગ ખરી પડો, અને મુનિના વચનથી શિવનું લિંગ ખરી પડયું. પછી દુઃખિત થએલા શિવ તપ કરીને ગિરિની પુત્રી પાર્વતીની સાથે પરણ્યા. દેવનાં કાર્યને માટે વિષ્ણુ ભગવાને વૃષભનું રૂપ લઇ, દૈત્યોએ નિર્માણ કરેલો જે અમૃત કુપ તે પી ગયા. દાનવોના જયને અર્થે ઇંદ્રે પણ વૃષભ થઇને કકુસ્થ રાજાને પોતાની ખાંધને વિશે બેસાડયો. આ રીતે વિધિના યોગથી જોડાયલા સઘળા પ્રાણીમાત્રો સુખ દુઃખથી યુક્ત હોય છે.

**एवमस्मिंश्च संसारे सुखदुःखान्विताःकिल ।**
**भवन्ति प्राणिनः सर्वे विधितंत्रनियंत्रिताः ॥**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे पंचचत्वारिंशोऽध्यायः ॥ ४५ ॥



# અધ્યાય ૪૬ મો.

## મહિષાસુર ઉત્પત્તિ.

**योगमायाप्रभावोऽयं कथितश्चातिविस्तरात् ।**
**ब्रूहि तच्चरितं स्वामिन् श्रोतुं कौतुहलं मम ॥**



જનમેજય બોલ્યાઃ—તમે યોગમાયાનો પ્રભાવ તો વિસ્તારથી કહ્યો. પણ હે પ્રભો! મને તેનું ચરિત્ર કહો. મને સાંભળવાની ઇચ્છા છે. જે પુરુષ જાણે છે કે, આ સઘળું ચરાચર જગત્ તેનાથી જ ઉત્પન્ન થયું છે તેને માયાનો પ્રભાવ જાણવાને કેમ ઈચ્છા ન થાય?

વ્યાસ બોલ્યાઃ-દેવીનું ચરિત્ર હું કહું, તે સાંભળો. એક વખત જ્યારે પૃથિવીને વિશે મહિષ નામનો રાજા હતો ત્યારે દેવો અને દાનવો વચ્ચે મોટું યુદ્ધ થયું. મહિષ નામનો રાજા હેમગિરિ પર જઇ ઉગ્ર તપ આચરવા લાગ્યો. આ રીતે સુખ વિગેરે તજી તેણે દશ હજાર વર્ષ સૂધી તપ કીધું. આથી પિતામહ બ્રહ્મા તેનાપર સંતુષ્ટ થયા. હંસનું વાહનવાળા તથા ચારમુખવાળા બ્રહ્માએ તેને ઇચ્છેલું વર માંગવાનું કહ્યું. મહિષ બોલ્યોઃ-હે પિતામહ! હું એ માંગું છું કે, મારું મૃત્યુ કશાથી પણ થાય નહીં. ત્યારે બ્રહ્મા બોલ્યાઃ-જન્મેલાનું મરણ અવશ્ય છે તથા મરેલાનો જન્મ અવશ્ય જ થવાનો. કાળે કરી સઘળાં પ્રાણી માત્રોનો, પૃથિવીનો તથા પર્વત વિગેરેનો નાશ થવાનો જ. માટે આ વર છોડી બીજાં ગમે તે વરદાન માંગ. મહિષ બોલ્યોઃ-કોઇ દેવથી, મનુષ્યથી, દૈત્યથી અથવા કોઇ પણ મરદથી મારું મૃત્યુ ન થાય અને અબળા તો મને મારવાને શું જ શક્તિમાન્ થાય? બ્રહ્મા બોલ્યાઃ-હે મહિષાસુર! તારું મૃત્યુ દેવથી અથવા કોઇ પણ માણસથી થશે નહીં. આ રીતે વરદાન આપી બ્રહ્મા પોતાના આશ્રમ પ્રત્યે ગયા અને દૈત્ય હર્ષિત થયલો પોતાના સ્થાન પ્રત્યે ગયો. આ મહિષ રાજા કોનો પુત્ર થાય? તથા તેને મહિષનું રૂપ કેવી રીતે પ્રાપ્ત થયું?

તે મને કહો. વ્યાસ બોલ્યાઃ-હે રાજન્! પૃથિવીને વિશે દનુને બે પુત્રો રંભ તથા કરંભ નામના દાનવોને વિશે ઉત્તમ હતા. આ બે પુત્રોએ પંચનદને વિશે ઘણો કાળ સૂધી પુત્રપ્રાપ્તિ માટે તપ આદર્યું. કરંભ પાણીને વિશે રહી તપ કરવા લાગ્યો તથા રંભ કિનારાપર પંચાગ્નિનું સેવન કરી તપ કરવા લાગ્યો. આ બેઉને તપ કરતા જોઇ શચીપતિ ઈંદ્ર અતિશય દુઃખી થયો અને પોતે સુસવાળનું રૂપ લઇ, પંચનંદને વિશે જઇ કરંભને પગેથી પકડી, તે દુષ્ટ રાક્ષસને હણ્યો. જ્યારે રંભે કરંભનું મૃત્યું સાભળ્યું ત્યારે તે અતિશય ક્રોધાયમાન થયો તથા પોતાનું મસ્તક કાપી અગ્નિને વિશે હોમવા તૈયાર થયો. ડાબે હાથે કેશ પકડી જમણે હાથે ખડ્ગ લઇ જેવું શિરચ્છેદન કરવા જાય છે એવામાં અગ્નિએ પ્રગટ થઇ કહ્યું કે, હે મૂર્ખ! તું પોતાનું મસ્તક કાપવા કેમ ઈચ્છે છે? આત્મહત્યા ઘણી જ ખરાબ છે. તે તું કરવા કેમ તૈયાર થયો છે? તારા મનમાં ઈચ્છેલું વરદાન માંગ. આપઘાત કરવાથી તને શું ફાયદો થવાનો છે? તથા તેથી દુઃખ શું ઓછું થઇ જશે? વ્યાસ બોલ્યાઃ-આ રીતનું અગ્નિનું મધુર વચન સાંભળી રંભ વાળ મૂકી દઇ બોલ્યો કે, જો તમે પ્રસન્ન થયા હો તો ત્રૈલોક્યમાં વિજય કરે, એવો તથા શત્રુના બળને પીડનાર એવો પુત્ર મને થાય, એ મારું વર છે. આ પુત્ર દેવ, દાનવ અથવા મનુષ્ય કોઇથી પણ જિતાય નહીં. વળી તેને સર્વ લોકો માન આપે. અગ્નિએ કહ્યું કે તથાસ્તુ. જે સ્ત્રી વિશે તારું મન જશે તેને વિશે આવો પુત્ર થશે. આ રીતનું અગ્નિનું કહેવું સાંભળી રંભ ખુશ થઇ માલવટ પ્રદેશ વિશે ગયો. યક્ષોથી રક્ષણ કરાયલા આ સ્થળ વિશે એક મહિષી વિશે તેણે પોતાનું ચિત્ત ચોંટાડયું; તથા રંભે રૂપયુક્ત એવી મહિષી વિશે ગમન કીધું. આથી મહિષી ગર્ભવતી થઇ. આને લઇ રંભ પાતાળને વિશે ગયો અને મહિષોથી તેણીનું રક્ષણ કરવા લાગ્યો. એક વખત એક મહિષ કામ પીડિત થયેલો તે મહિષની પાસે આવ્યો. આથી કરમાં ખડ્ગ લઇ તેણીના ગર્ભનું રક્ષણ કરવા માટે રંભ મહિષને મારવા લાગ્યો. પણ મહિષ જે કામ પીડિત હતો, તેણે પોતાના તીક્ષ્ણ શિંગડાંથી રંભને ભૂમિ ઉપર નાંખી દીધો,

તથા તે મરી ગયો. જ્યારે મહિષીનો ધણી મરી ગયો ત્યારે તેણી માલવટ વીશે યક્ષોના આશ્રય નીચે જતી રહી. કામ પીડિત એવો મહિષ પણ તેની પછવાડે ગયો. મહિષી ઘણી રડતી હતી તેથી યક્ષને દયા આવી અને તેણીનું રક્ષણ કરવા માટે યક્ષનું અને મહિષનું એક મોટું સંગ્રામ થયું. આખરે બાણ વાગવાથી તે મહિષ મરી ગયો. ત્યાર પછી, મહિષનું તે યક્ષ રક્ષણ કરવા લાગ્યો. યક્ષે તેણીના ધણીના મૃત દેહને આણી આપ્યો. જેને લઇ ચિતાને વિશે તેણી બળવા તત્પર થઇ. યક્ષોએ ઘણી વારી, તે છતાં તેણીએ માન્યું નહીં. જ્યારે મહિષીએ પોતાનું શરીર ચિતાને વિશે ઝંપલાવ્યું તે જ વખતે તેણીના શરીરમાંથી એક પુત્ર થયો, જે મહિષાસુર નામે ઓળખાયો. દૈત્યોએ આ મહિષને રાજ્યવિશે અભિષેક કર્યો અને દેવ, દૈત્ય અથવા માણસથી તે નહીં મરી શકે એવો હતો. આ રીતે મહિષનો જન્મ થયો છે. તેમ જ આવી રીતના વરદાનથી તે ઘણો બળવાન્ થયો હતો.

एवं स महिषो जातः रक्तबीजश्च वीर्यवान् ।
अवध्यश्च सुरैर्दैत्यैर्मानवैश्चनृपोत्तम ॥

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे षट्चत्वारिंशोऽध्यायः ॥ ४६ ॥

# અધ્યાય ૪૭ મો.

## મહિષાસુર વિજય.

व्यास उवाचः-एवं स महिषो नाम दानवो वरदर्पितः ।
प्राप्य राज्यं जगत्सर्वं वशं चक्रे महाबलः ॥

વ્યાસ બોલ્યાઃ-આ પ્રમાણે તે મહિષ નામના દાનવે આખા જગતને વશ કીધું તથા પૃથિવીને સઘળા ઉપદ્રવથી વર્જિત તથા એકછત્ર કીધી. તેના વિક્ષુર, મહાવીર્ય, મહોત્કટ,

ધનાધ્યક્ષ અને તામ્રશ્વેત વિગેરે મોટા સેનાનીઓ હતા. અસીલોમા, ઉદગ્ર, બીડાલાખ્ય તથા અંધક વિગેરે બીજા મોટા લડવૈયાઓ તેની સેનામાં હતા. આ રીતે મોટા સૈન્યથી સાગર પર્યંત આખી પૃથિવીને તેણે ઘેરી લીધી હતી. પૃથિવીને વિશે સઘળા રાજાઓ તેને કર આપતા હતા. પોતાથી જે બળવાન્ હતા તે સઘળાઓને એણે હણ્યા હતા. બ્રાહ્મણો સઘળા તેને વશ હતા તથા તેને યજ્ઞનો ભાગ આપતા હતા. આ પ્રમાણે એકાતપત્ર રાજ્ય કરતાં મહિષાસુર સ્વર્ગને જિતવાનું મન કરવા લાગ્યો અને તે મહિષે ઇંદ્ર પાસે એક દૂતને મોકલ્યો. તેણે સંદેશ લઇ જનારને કહ્યું કે, હે મહાબાહો! તું જલદી જા અને શક્રને કહે કે-હે સહસ્રાક્ષ! તું સ્વર્ગને છોડી દે. અને તારી ખુશીમાં આવે ત્યાં ચાલ્યો જા. અથવા તો હું મહિષની સેવા કર. જો તેમ કરીશ તો શરણે આવેલા શત્રુને મારવો નહીં જોઈએ, એમ જાણીને, હે શચીપતે! હું તને હણીશ નહીં, નહીં તો વજ્ર લઇને મારી સાથે યુદ્ધ કર. તું આગળ ઘણીવાર અમારાથી જિતાયો છે. તેથી હું તારું બળ જાણું છું. હે અહલ્યાનું જાર કર્મ કરનાર! તારું બળ મેં જાણી લીધું છે. માટે કાં તો યુદ્ધ કર અથવા જ્યાં તને ફાવે ત્યાં જતો રહે. વ્યાસ બોલ્યાઃ- આ રીતનું વચન સાંભળી ક્રોધયુક્ત ઇંદ્ર જરા હશીને કહેવા લાગ્યો કે, હે મંદબુદ્ધિ! હું જાણતો નથી કે, તારો ધણી આટલો બધો ગર્વ રાખે છે. નહીં તો ક્યારનોએ એને પૂરો કીધો હતે. તેમ છતાં અત્યાર પછી પણ હું એનું નિકંદન કાઢીશ. તું જલદી જા ને મેં જે કહ્યું તે સઘળું તેને કહે. વિદ્વાને દૂતને હણવો જોઇએ નહીં, તેથી કરી હું તને છોડી મુકું છું અને જો યુધેચ્છા હોય તો તારા મહિષને તેડી જલદી આવ. વળી ઇંદ્ર બોલ્યોઃ-હે મહિષ! હે તૃણને ખાનારા! તું જડ બુદ્ધિનું બળ મને ખબર છે. તારાં શિંગડાં ઊખેડી લઇને હું તેનું શરાસન કરીશ. તું શિંગડાંવડે આટલો બધો ગર્વ રાખે છે, માટે પહેલાં તારા શિંગડાંનું છેદન કરીશ અને પછી તને મારીશ. તું ઘાસ ખાઈને આટલો બધો ગર્વિષ્ઠ થયો છે, પણ હવે હે મહિષ! આયુષ્ય તારું કુશળ રહે, એ રીતે તું ઘેર જઇ શકીશ નહીં.

વ્યાસ બોલ્યાઃ-આ રીતે ઇંદ્ર બોલી રહ્યો ત્યારપછી તે દૂત મહિષની પાસે ગયો અને તેને પ્રણામ કરી કહેવા લાગ્યો. દૂત બોલ્યોઃ-હે રાજન્! ઇંદ્ર આપને બહુ ધિક્કારે છે. અને દેવ સેનાથી યુક્ત થએલો પોતાના બળને પૂર્ણ માને છે. તે મૂર્ખે જે મને કહ્યું તે હું આપને કેવી રીતે કહી શકું? કારણ ચાકરોએ સ્વામીના મોં આગળ સાચું તેમ જ પ્રીય બોલવું જોઇએ. કેવળ પ્રીય બોલવાથી કાર્ય થતું નથી. તેમ છતાં શુભ ઇચ્છનારા ચાકરે કદાપિ સ્વામી તરફ પરુષ વચન બોલવાં નહીં. જેવાં ઝેર સમાન વાકયો શત્રુના મોંમાંથી નીકળે છે તેવાં હે નાથ! ચાકરના મોંઢાથી શી રીતે કાઢી શકાય? જેવી રીતે તે વાકયો બોલ્યો તે, વાકયો બોલવાને મારી જીભ શક્તિમાન્ થતી નથી. વ્યાસ બોલ્યાઃ-આ રીતનું તે દૂતનું વચન સાંભળી તે મહિષાસુર અતિશય કોપાયમાન થયો અને લાલચોળ આંખ કરી સઘળા દૈત્યોને બોલાવી, પોતાની પુંછડી ઊંચી કરીને કહેવા લાગ્યો કે, હે દૈત્યો! આ ઇન્દ્ર યુદ્ધની ઇચ્છા રાખે છે. માટે બળવડે કરી આપણે એને જિતવો જોઇએ. મારા આગળ કયો બળવાન્ પુરુષ રહેશે? હું એનાથી એકલો પણ બીઊં એમ નથી. આ ઇન્દ્ર લંપટ છે, પારકી સ્ત્રીનો ભોગી છે, ઠગ છે, અને તપસ્વીઓને વીશે વધારે બળવાળો છે તથા અપ્સરાઓના બળથી તપને વિશે વિઘ્ન કરનારો છે. એ ખલ પાપબુદ્ધિવાળો તથા વિશ્વાસઘાતક છે. એણે નમુચી નામના દૈત્યને કપટ કરીને માર્યો હતો. વિષ્ણુ પણ એવી રીતનો કપટાચાર્ય છે, ઠગ છે, ખોટે માર્ગે ચાલનાર છે. નાનાં રૂપને ધારણ કરનાર છે, છળનારો છે. એણે વરાહનું રૂપ લઇને હીરણ્યાક્ષ નામના દૈત્યને માર્યો હતો તથા નૃસિંહનું રૂપ લઈને હીરણ્યકશિપુને માર્યો. માટે હું આવા પાપીઓને કદી વશ થઇશ નહીં અને દેવતાઓનો કદી વિશ્વાસ કરીશ નહીં. વિષ્ણુ, ઇન્દ્ર, તેમ જ રુદ્ર પણ યુદ્ધ વિશે મને હરાવવા અસમર્થ છે. હું સ્વર્ગને જિતીને, તેમ જ વરુણ, યમ, કુબેર, અગ્નિ, સૂર્ય તથા ચંદ્ર વિગેરેને જિતી, સઘળા યજ્ઞનો ભોક્તા થઇશ તથા દેવ સમૂહને જિતી હું સ્વર્ગને વિશે વિહાર કરીશ. ઇન્દ્રથી પણ મને કંઇ ભય નથી. કોઇપણ માણસથી મને ભય નથી. તો સ્ત્રી મને

શું કરી શકશે ? માટે જલદી પાતાળમાંથી વૃષવર્તી વગેરે સઘળા દૈત્યોને બોલાવી, મારું સૈન્ય તૈયાર કરો. હું એકલો જ આ સઘળા દેવોને મારવા સમર્થ છું તથા શોભાને માટે આ બધાને બોલાવી, દેવતાઓને ઘેર લઇ જાઊં છું. હું શિંગડાંવડે સઘળા દેવતાઓને મારીશ. કારણ કે વરદાનના પ્રભાવથી મને કશો ભય નથી. દેવ, દૈત્ય તથા માનવથી હું અવધ્ય છું. માટે દેવલોકોને જિતવાને જલદીથી તૈયાર થાઓ. સ્વર્ગ જિતીને, હે દૈત્યો ! આપણે નંદનવનને વિશે વિહાર કરીશું. મંદારક પુષ્પથી તથા દેવતાઓની સ્ત્રીઓવડે યુક્ત આપણે કામધેનુના દુધનું પાન કરીશું. દેવ, ગંધર્વ, ગીત તથા નૃત્યવડે આપણા આત્માને સુખી કરીશું. ઉર્વશી, મેનકા, રંભા, ધૃતાચી, તિલોત્તમા, પ્રમદ્વરા, મહાશ્વેતા, મદોત્કટા, વિપ્રચિત્તિ વિગેરે અપ્સરાઓ નૃત્ય અને ગીતવડે કરીને આપણાં મનરંજન કરશે. માટે સઘળા તૈયાર થઇ જાઓ કે, આપણે સ્વર્ગને વિશે જઇએ, અને દેવતાઓ સાથે યુદ્ધ કરીએ. રક્ષણને માટે આપણે સઘળા શુક્રાચાર્ય ગુરુને બોલાવી, તેનું પૂજન કરીએ. આ પ્રમાણે તે મહિષાસુર સઘળા દૈત્યોને હુકમ કરી, સર્વ સૈન્ય સાથે જલદીથી સ્વર્ગમાં જવા નીકળ્યો.

**इति संदिश्य दैत्येंद्रो महिषः पापधीस्तदा ।**
**जगाम त्वरितो राजन् सर्वसैन्यैर्मुदान्वितः ॥**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे सप्तचत्वारिंशोऽध्यायः ॥ ४७ ॥



# અધ્યાય ૪૮ મો.

## ગુરુ બૃહસ્પતિનો ઇંદ્રને બોધ.

व्यास उवाचः-गते दूते सुरेंद्रोऽपि समाहूय सरान् ततः ।
वरदर्पमदोन्मत्तो मायाशतविचक्षणः ॥

વ્યાસ બોલ્યાઃ-જ્યારે તે દૂત ગયો ત્યારે ઇન્દ્રે સઘળા દેવતાઓને બોલાવ્યા, અને તેઓને કહ્યું કે, મહિષ નામનો દાનવ વરદાન મળવાથી ઘણો જ મત્ત થયો છે અને તેણે પોતાના દૂતને મોકલીને મને કહાવ્યું છે કે, તમો સ્વર્ગ છોડી દો અને તમારી મરજી પડે ત્યાં ચાલ્યા જાઓ અથવા તો મહિષની સેવા કરો. તે દાનવેંદ્ર ઘણો દયાવાળો છે અને તમારું પોષણ કરશે. તે પોતાના ચાકરો તરફ કદી કોપાયમાન થતો નથી. આ પ્રમાણે જો તમારે તાબે થવું નહીં હોય તો દેવતાઓની સેનાને તૈયાર કરીને, મારી સાથે યુદ્ધ કરો. આમ કહીને તે દૂત ગયો છે, અને મહિષ હવે જલદી યુદ્ધ માટે આવશે. માટે હે દેવતાઓ! આપણે હવે શું કરવું? તેનો વિચાર કરો. શત્રુ દુર્બળ હોય, તે છતાં પણ બળવાને તેનાથી બેદરકાર રહેવું નહીં. પણ બુદ્ધિ અને બળ પ્રમાણે હંમેશાં ઉદ્યમ કરવો. પછી શુભ અથવા અશુભ દૈવાધીન છે. આની સાથે સંધિ થઇ શકે તેમ નથી. કારણ ખલ સાથે સંધિ કરવી, તે ફોકટ છે. કોઇ દિવસ સાધુ પુરુષે વિચારીને કામ કરવું, પણ વગર વિચાર્યું કાંઇપણ કાર્ય કરવું નહીં. સારી રીતના પ્રેરકો જે જલદીથી જઇ શકે તેવા હોય તથા શત્રુની ચેષ્ટા જાણી શકે તેવા હોય, તેઓને દૈત્યોની સેનામાં મોકલીને, તેમનું બળ તથા સંખ્યા જાણવી જોઇએ. તેની સેનાને વિશે કેવા વીરો છે? તે જાણવા જોઇએ અને પછી જાણ્યા પછી તેની સાથે આપણે યુદ્ધ કરીશું. માટે હાલ જલદીથી એક વાહન તૈયાર કરો અને ત્યાં જોવા વાસ્તે મોકલો. ડાહ્યા માણસે જે વિચારીને કામ કરેલું હોય છે તે સુખને આપ-

નારું થાય છે. તેઓનું બળ કેવી રીતનું છે? તે જાણ્યા પછી તેની સાથે લડવું જોઈએ. નહી તો જે કાર્ય કરીએ તે લજ્જાસ્પદ થાય છે. આ પ્રમાણે જે દૂત મોકલ્યો હતો તે મહિષનું બળ જોઈને ત્યાંથી આવી, ઇન્દ્રને તેના બળ વિશે વાત કહી. જેથી ઇન્દ્ર ઘણો વિસ્મય પામ્યો. પછી ઈન્દ્રે જલદીથી પોતાના ગુરુ બૃહસ્પતિને બોલાવી, તેને કહેવા લાગ્યો.

ઈન્દ્ર બોલ્યો–હે દેવગુરુ! અમ[illegible] શું કરવું જોઈએ? તમે સઘળાં કાર્યમાં સર્વજ્ઞ છો. માટે મ[illegible]ષાસુર નામનો રાક્ષસ, જે મહા વીર્યવાન્ અને યુદ્ધની ઇચ્છાવાળો છે. તે ઘણા રાક્ષસોને લઈને લઢવા માટે આવે છે. માટે તેને અટકાવવા આપણે શું કરવું જોઇએ? દૈત્યોના પુરોહિત જેમ શુક્ર છે, તેમ તમો અમારા વિઘ્નને ટાળનારા છો. આ રીતનું ઇન્દ્રનું વચન સાંભળી, બૃહસ્પતિ કહેવા લાગ્યાઃ–કાર્ય પૂર્ણ કરવાવાળાની ઇચ્છા રાખનારે હંમેશાં પૂરે પૂરો વિચાર કરવો. હે સુરેન્દ્ર! તમે ધૈર્ય રાખો. જ્યારે દુઃખ આવી પડેલું હોય ત્યારે ધૈર્યનો કદી ત્યાગ કરવો જોઈએ નહીં. પછી જય થાઓ કે ન થાઓ, તે તો હંમેશાં દૈવાધીન છે. પણ બુદ્ધિવાળા પુરુષે હંમેશાં ધૈર્ય રાખી રહેવું જોઇએ. હે શતક્રતો! જે બનવાનું હોય છે, તે બન્યા જ કરે છે. પોતાની શક્તિ પ્રમાણે હંમેશાં ઉદ્યોગ કરવો જોઇએ. મુનિઓ પણ મુક્તિને માટે ઉદ્યોગી હોય છે. આ સઘળું જગત્ દૈવાધીન છે. સુખ થાઓ અથવા દુઃખ થાઓ, તેની કદાપિ ગણના કરવી નહીં. તથાપિ પુરુષ પ્રયત્ન વિના કદાપિ સિદ્ધિ થતી નથી. પુરુષપ્રયત્ન કરવા છતાં પણ જ્યારે કાર્ય સિદ્ધિ નહીં થાય ત્યારે તેમાં તેનું દૂષણ કહેવાય નહીં. કારણ સર્વ દેહીમાત્ર દૈવાધીન છે. દૈવાધીનથી વખતે જેવી સિદ્ધિ થાય છે, તેવી સૈન્યથી, મંત્રથી અથવા આયુધોવડે પણ થતી નથી. બળવાન્ હોય છે તે દુઃખ પામે છે અને નિર્બળ હોય છે તે સુખ મેળવે છે. બુદ્ધિમાન્ હોય છે તે ભૂખ્યો થઇ પડી રહે છે અને બુદ્ધિહીન હોય છે તે સર્વ સુખો મેળવે છે. માટે હંમેશ ઉદ્યમ કરવો જોઇએ. પછી દુઃખ મળો કે સુખ મળો, તેનો વિચાર કરવો નહીં. દુઃખને વિશે અધિક દુઃખવાળા તરફ જોવું

જોઇએ અને સુખમાં અધિક સુખવાળા તરફ જોવું. જે સર્વ પ્રકારની વ્યાધિઓથી ભિન્ન હોય છે તે હંમેશાં સુખી હોય છે. જેને પ્રકૃતિ તેમ જ વિકૃતિ કશું હોતું નથી, તેને દુઃખ કયાંથી હોય ? આ પ્રમાણે મનથી વિચાર કરી તમો સ્વસ્થ થાઓ અને દુઃખના નાશને વિશે પ્રથમ ઉપાય શોધી કાઢો. જેને મમતા હોય છે તે હંમેશાં દુઃખી હોય છે અને મમતા રહિત ઘણો સુખી હોય છે. હે શચીપતે! સંતોષથી બીજું કોઇ સુખસ્થાન નથી. મમત્વના નાશને વિશે જ્યારે જ્ઞાન ન હોય ત્યારે ભવિતવ્યતા વિશે બુદ્ધિ કરવી. જ્યારે જે થવાનું હોય છે તે થયા વિના રહેતું નથી ત્યારે સુખદુઃખમાં શા માટે ચિંતા રાખવી જોઇએ. કારણ જે કર્મો કીધેલાં હોય છે તે ભોગવ્યા વિના ચાલતું નથી. સઘળા દેવતાઓ તમોને સહાય છે, માટે તમારે ચિંતા કરવી નહીં. બીજું, સુખ છે તે પુણ્યના ક્ષયને માટે છે અને દુઃખ છે તે પાપના ક્ષયને અર્થે છે. તેથી કરીને વિદ્વાને દુઃખના ક્ષયને વિશે હંમેશાં હર્ષ કરવો જોઇએ અથવા ડાહ્યા પુરુષને બોલાવી જે પ્રમાણે લાગે તે પ્રમાણે યત્ન કરવો અને યત્ન કર્યા પછી હે મહારાજ! જે રીતે થવાનું હશે તેમ થશે.

अथवा मंत्रयित्वाद्य कुरु यत्नं यथारुचि ।
कृते यत्ने महाराज भवितव्यं भविष्यति ॥

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना प्रसिद्धीकृते गुर्ज्जरभाषान्तरे अष्टचत्वारिंशोऽध्यायः ॥ ४८ ॥



# અધ્યાય ૪૯ મો.



## દેવ તથા દૈત્યોનું યુદ્ધ.

**व्यास उवाचः-इति श्रुत्वा सहस्राक्षः पुनराह बृहस्पतिम् ।**
**युद्धोद्योगं करिष्यामि हयारिनाशनाय वै ॥**



વ્યાસ બોલ્યાઃ-ઇન્દ્ર આ પ્રમાણે સાંભળીને ફરી બૃહસ્પતિને કહેવા લાગ્યો કે, મહિષને મારવા હું ઉદ્યોગ કરીશ. દ્વિજન્મોને ઉદ્યમ સિવાય સંતોષ મળતો નથી. ઉદ્યમ કરવાથી ત્વષ્ટા તેમ જ નમુચિ હણાયા હતા. મહિષને મારવા માટે હું સારી રીતે લઢાઇ કરીશ. જ્યારે ઇન્દ્રે આ પ્રમાણે કહ્યું ત્યારે બૃહસ્પતિ બોલ્યાઃ-યુદ્ધ કરવા બાબતમાં હું તને રોકતો નથી. લડવામાં જય અથવા પરાજય, એ શક ભરેલું છે. તે છતાં પરાજય થશે તો તેમાં કાંઇ દૂષણ નથી. કારણ સુખ અથવા દુઃખ જે રીતે નિર્માણ થઇ ચૂક્યું હશે તે પ્રમાણે થશે. હે ઇન્દ્ર! તું જાણે છે કે, મને પોતાને પણ મારી સ્ત્રીનું હરણ થવાથી દુઃખ આવી પડશે, તે મને પોતાને પણ ખબર પડી ન હતી. પોતાની મેળે જ પોતાને સ્થાને રહેવા છતાં જે દુઃખ આવે તે આગળ જતાં સુખને આપનારું થઇ પડે છે. અગર જો કે હું સર્વ લોકને વિશે ઘણો બુદ્ધિમાન્ કહેવાઉં છું, છતાં જ્યારે મારી સ્ત્રીનું બળાત્કારે હરણ થયું ત્યારે મારી બુદ્ધિ કોણ જાણે ક્યાંઇ ચોરાઇ ગઇ? આથી હમેશાં બુદ્ધિમાને ઉપાય તો કરવો જ જોઇએ. ત્યારપછી કાર્યસિદ્ધિ થવી, તે તો હમેશાં દૈવાધીન છે. વ્યાસ બોલ્યાઃ-આ રીતનું ગુરુનું વચન સાંભળી ઇન્દ્ર બ્રહ્માને શરણે ગયો ને કહેવા લાગ્યો કે, હે પિતામહ! મહિષ નામનો એક દૈત્ય મારું સ્વર્ગ જિતી લેવા ઉદ્યોગ કરે છે. બીજા પણ સઘળા દૈત્ય તેને મદદ કરવા, તેના સૈન્યમાં એકઠા થયા છે. તે સઘળાઓમાં જેઓ યુદ્ધમાં કુશળ છે તેઓ મારી સાથે યુદ્ધ કરવા તત્પર થયા છે. આ લોકોથી હું અતિશય બીધો છું તથા આપના આશ્રય સારુ આવ્યો છું. ત્યારે બ્રહ્મા બોલ્યાઃ-આ

પણે પ્રથમ કૈલાશમાં શંકર પાસે જઇએ. શંકર તથા બળવાન્ વિષ્ણુને આગળ કરી, પછી આપણે અસુરોની સાથે યુદ્ધ કરીએ. આપણે સઘળા મળી, દેશ કાળ વિશે સઘળો વિચાર કરી પછી યુદ્ધ કરીએ.

વ્યાસ બોલ્યાઃ-પછી કૈલાશ પ્રત્યે ઇન્દ્ર તથા બ્રહ્મા વગેરે સર્વે ગયા. પહેલાં બ્રહ્માને આગળ કરી શંકરને પ્રથમ વેદ મંત્રવડે પ્રસન્ન કીધા. તેમને પ્રસન્ન કરી, પછી વિષ્ણુ પાસે ગયા. પછી વિષ્ણુ ભગવાનની સ્તુતિ કરી, ઇન્દ્ર કહેવા લાગ્યો કે, મને મહિષ નામનો દાનવ જે વરદાનથી બળવાન્ થયો છે, તેનાથી અતિશય ભય લાગે છે. આ રીતનું બોલવું સાંભળી ભગવાન્ કહેવા લાગ્યા કે, આપણે એની સાથે યુદ્ધ કરશું તથા એને મારશું. આ રીતે નિશ્ચય કરી, બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્ર તથા બીજા દેવો પણ પોત પોતાના વાહનોપર બેસી લઢવા માટે ગયા. બ્રહ્મા પોતાના હંસના ઉપર, વિષ્ણુ પોતાના ગરુડ ઉપર, શંકર પોતાના પોઠિયાપર, ઇંદ્ર પોતાના ઐરાવત ગજ ઉપર, સ્વામી કાર્તિક મોર ઉપર, યમ પાડા ઉપર આ રીતે સર્વે દેવો લઢવા માટે નીકળી પડયા. દેવ તથા દૈત્યો વચ્ચે એક ભયંકર યુદ્ધ થયું. બાણ, શૃંગ, પ્રાસ, મુશલ, ગદા, પટ્ટિશ, શૂલ, ચક્ર, શક્તિ, તોમર, મુદ્ગર, ભિન્દિપાલ, હલ તથા બીજાં શસ્ત્રો એક બીજાને મારવા લાગ્યા. મહિષનો એક સરદાર ચિક્ષુર નામનો, ઇંદ્ર પાસે આવી તેને પાંચ બાણ માર્યાં. ઇંદ્રે તેનાં બાણોને છેદી નાંખ્યાં તથા એક અર્ધ ચંદ્ર તેના હૃદયપર માર્યું. બાણવડે હણાવાથી ચિક્ષુર હાથીપર જ મૂર્છા પામી ગયો. જ્યારે તે યોદ્ધો વજ્રથી હણાયો ત્યારે તેની સેનામાં ભંગાણ પડયું. આ જોઇ બિડાલાક્ષ નામના યોદ્ધાને મહિષ ક્રોધે ભરાઇ કહેવા લાગ્યો કે, હે મહાબાહો! તું ઇંદ્ર પાસે જા અને તેને હણ. વરુણ તથા બીજા દેવોને મારી પછી મારી પાસે આવ. વ્યાસ બોલ્યાઃ-આ રીતનું મહિષનું વચન સાંભળી બિડાલાક્ષ મોટા હાથીપર બેસી, ઇંદ્ર સામે લઢવા ગયો. ઇંદ્ર તેને આવતો જોઇ ક્રોધે ભરાઇ તેને તીક્ષ્ણ બાણો મારવા લાગ્યો. બિડાલાક્ષ બાણોવડે તેને છેદન કરવા લાગ્યો. દૈત્યે પચાસ બાણો માર્યાં, જેને ઇંદ્રે ક્રોધે ભરાઇ છેદી નાંખ્યાં. ઇંદ્રે તેના હાથીપર ગદા ફેંકી. ગદાના વાગવાથી હાથી બૂમ પાડવા લાગ્યો તથા પાછો પૂરી

નાસવા લાગ્યો. આ જોઇ દૈત્યો ગભરાયા. તે દૈત્ય હાથીને નાસતો જોઇ, પોતે રથમાં બેસી દેવતા સાથે લઢવા ગયો. ઇંદ્રે જ્યારે તેને રથમાં બેસી પૂરી આવતો જોયો ત્યારે તેણે તેનાપર ઉગ્ર બે બાણો માર્યાં. જેને છેદી દૈત્યે ઇંદ્રપર બાણની વૃષ્ટિ કરવા માંડી. ઇંદ્ર તેને બળવાળો જોઇ, જયંતને આગળ કરી, તેની સાથે લઢવા લાગ્યો. જયંતનાં બાણો વાગવાથી તે દૈત્ય હણાયો તથા રથને વિશે પડી ગયો. જ્યારે આ રીતે બિડાલાક્ષ હણાયો ત્યારે દેવતાનાં સૈન્ય વિશે એક મોટો જયધ્વનિ થઇ રહ્યો. ગંધર્વો ગાવા લાગ્યા તથા અપ્સરાઓ નાચવા લાગી. મહિષે જ્યારે દેવતાઓનો જયધ્વનિ સાંભળ્યો ત્યારે તે ઘણો ગુસ્સે થયો તથા તામ્રાસુરને મોકલ્યો. તે પાડાપર બેસી હાથમાં દંડ લઇ, બાણ વૃષ્ટિ કરવા લાગ્યો. બાણ તથા ખડ્ગવડે માંહોમાંહે એક ભયંકર યુદ્ધ થયું. તામ્ર કાન સૂધી બાણને ખેંચી, ઇન્દ્ર તથા બીજા દેવોને મારવા લાગ્યો. પછી દેવોનાં તીક્ષ્ણ બાણોથી તામ્રાસુર મૂર્છા પામી ગયો તથા દૈત્યના સૈન્યને વિશે મોટો હાહાકાર થઇ રહ્યો.

**निहतास्ते सुरैर्दैत्या मूर्छामाप रणांगणे ।**
**हाहाकारो महानासीत् दैत्यसैन्ये भयातुरे ॥**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे एकोनपंचाशत्तमोऽध्यायः ॥ ४९ ॥

# અધ્યાય ૫૦ મો.

## દેવ તથા દૈત્યોનું યુદ્ધ-ચાલુ.

**व्यास उवाचः-ताम्रेऽथ मूर्छिते दैत्ये महिषः क्रोधसंयुतः ।**
**समुद्यम्य गदां गुर्वी देवानुपजगाम ह ॥**

વ્યાસ બોલ્યાઃ-તામ્ર આવી રીતનો મૂર્છિત થઇ ગયલો જોઇ, મહિષ મોટી ગદા લઇ દેવો પાસે આવ્યો. હે દેવો ! ઉભા રહો. આ ગદાથી હું તમ સઘળાને હણું છું. તમો

બળહીનો બલિના ખાનારા છો. આમ કહી તેણે હાથીપર બેઠેલા રુદ્રપર ગદા મારી. રુદ્રે ગદાને આવતી જોઇ તેને વજ્રવડે છેદી નાંખી. પછી રુદ્ર મહિષને મારવા તેની સામો ધસ્યા. તે બેઉનું મુનિઓને વિસ્મય કરે, એવું ભયંકર યુદ્ધ થયું. પછી દૈત્ય મોહ કરનારી, સર્વ લોકને હણનારી શંબરસંબંધી માયા રચવા લાગ્યો, આથી તેના રૂપ સરખા, તથા તેના જ સરખા પરાક્રમવાળા કરોડો રાક્ષસો રુદ્ર જોવા લાગ્યા. રુદ્ર, દૈત્યે નિર્માણ કીધેલી આ માયા જોઇ અતિશય ભય પામ્યા. વરુણ તેમ જ કુબેર પણ ભયથી ત્રાસ પામવા લાગ્યા. યમ, અગ્નિ, સૂર્ય, ચંદ્ર વિગેરે સર્વે મોહિત થઇ જવાથી નાશવા લાગ્યા અને બ્રહ્મા, વિષ્ણુ તથા રુદ્રનું સ્મરણ કરવા લાગ્યા. બ્રહ્મા, વિષ્ણુ ને રુદ્ર પોતપોતાના વાહનોપર બેસી દેવોનું રક્ષણ કરવા આવ્યા. વિષ્ણુ તે મોહિનીને જોઇ પોતાનું સુદર્શન ચક્ર મૂકયું, જેથી તે માયાનો એકદમ નાશ થયો. મહિષ એકદમ હાથમાં પરિઘ લઇ લઢવા આવ્યો. મદિરાક્ષ, મહાવીર, ઉગ્રાક્ષ, ઉગ્રવીર્ય તથા બીજા સેનાનીઓ તૈયાર થઇ, હાથમાં ધનુષ્ય લઇ દેવોની સેનાને ઘેરી લીધી અને દેવોપર બાણવૃષ્ટિ કરવા લાગ્યા. અંધકાસુરે કાન સૂધી ખેંચી પાંચ બાણો માર્યાં. ભગવાન્ વાસુદેવ આ બાણોને આવતાં જોઇ તેને છેદી નાંખ્યાં તથા બીજાં મારવા લાગ્યા. આ રીતે જોનારથી પણ વર્ણન ન થઇ શકે એવું તલવાર, ચક્ર, બાણ, મુશલ, ગદા તથા શક્તિવડે દેવ તથા દૈત્યોનું તુમુલ યુદ્ધ થયું. દૈત્યે ગદાવડે હરિના વાહન ગરુડને પ્રહાર કર્યો. ગરુડ મૂર્છા ખાઇ ભૂમિપર પડયો. વિષ્ણુ ભગવાન્ જમણા હાથવડે તેને સાંત્વન કરવા લાગ્યો. તે દૈત્યે પચાસ બાણો ભગવાનપર ફેંકયાં. વાસુદેવે બાણો મૂકી, તે બાણોને છેદી ચૂરે ચૂરા કરી નાંખ્યાં. ભગવાને ચક્ર મૂકયું, પણ મહિષે પોતાના ચક્રથી તેને બાળ્યું. આ જોઇ દેવો દિલગીર થયા તથા દૈત્યો ઘણા જ હર્ષ પામ્યા. મહિષ ક્રોધ કરી સામો ધસ્યો. આ મહા યુદ્ધમાં વિષ્ણુએ દૈત્યપર ગદા મારી, જે વાગવાથી તે ભૂમિપર મૂર્છા ખાઇ પડયો. દૈત્યસેના વિષે મહાન હાહાકાર થઇ રહ્યો. એક મુહૂર્તમાં દુઃખ મટવાથી તે દૈત્ય પાછો ઉભો થઇ ગયો, અને પરિઘ લઇ ભગવાનના માથા ઉપર મારી.

પરિઘના વાગવાથી ભગવાન્ મૂર્છા ખાઇ ગયા. ભગવાન્ મૂર્છિત થવાથી ગરુડ તેને રણમાંથી બહાર લઇ ગયો. આ જોઇ ઇન્દ્ર તથા બીજા દેવો ભય પામવા લાગ્યા. ભગવાનને મૂર્છિત થયલા જોઇ શંકર આવી ઉભા રહ્યા. મહિષે તેનાપર શકિત મારી. શંકરે ત્રિશૂલવડે તેને છેદી નાંખી. એક પ્રહર સૂધી આ પ્રમાણે શંકર તથા મહિષનું યુદ્ધ થયા પછી, ભગવાન્ મૂર્છામાંથી સાવધ થઇ લઢવા માટે આવી ઉભા. હરિ તથા હર આ બેઉને આવેલા જોઇ મહિષ ગુસ્સે થઇ પોતાની પૂછડી ઉંચી કરી, મહાન્ નાદ કરવા લાગ્યો, તથા તેનાપર ધશી આવવા લાગ્યો. આવી રીતે દૈત્યને ધશી આવતો જોઈ ભગવાન્ તથા શંકર તેનાપર બાણવૃષ્ટિ કરવા લાગ્યા. મહિષે ગદા મારી, જે ગદાના ભગવાને ચક્રવડે ચૂરે ચૂરા કરી નાંખ્યા. પછી ચક્રના વાગવાથી તે દૈત્ય મૂર્છા ખાઈ ગયો. પણ જરાવારમાં મૂર્છામાંથી ઉઠી મોટી ગર્જના કરવા લાગ્યો. આ ગર્જના સાંભળી વિષ્ણુએ પોતાનો પાંચ જન્ય નામનો શંખ વગાડયો. આ શંખધ્વનિથી દૈત્યો ઘણા જ ભય પામવા લાગ્યા અને દેવો તથા ઋષિઓ હર્ષ પામવા લાગ્યા.

**तेन शब्देन शंखस्य दानवाश्च भयाकुलाः ।**
**बभुवुर्मुदिता देवा ऋषयश्च तपोधनाः ॥**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना
प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे पंचाशत्तमोऽध्यायः ॥ ५० ॥

---

# અધ્યાય ૫૧ મો.

## ઇંદ્રનું પદથી ભ્રષ્ટ થવું.

**व्यास उवाचः–असुरान् महिषो दृष्ट्वा विषीर्णमनसस्तदा ।**
**त्यक्त्वा तन्मानुषं रूपं बभुव मृगराडसौ ॥**

જ્યારે દૈત્યોને ખિન્ન મનવાળા જોયા ત્યારે મહિષે પોતાના મનુષ્ય રૂપનો ત્યાગ કીધો અને સિંહનું રૂપ ધારણ કીધું. પોતાની કેસરા વિસ્તારી તે મોટો નાદ કરવા લાગ્યો.

દેવોની સેના વિશે પડી દાંત અને પંજાઓવડે તે મહાન્ ત્રાસ ઉપ-જાવવા લાગ્યો. ગરુડને પોતાના પંજાના મારથી લોહી લુહાણ કરી મૂક્યો તથા વિષ્ણુને નખવડે મારવા લાગ્યો. વાસુદેવે આ રીતે તેને જોઇ હાથમાં ચક્ર લીધું. જ્યારે ભગવાન્ ગદા લઇ મારવા ગયા તે વખતે તેણે પોતાના સિંહ રૂપનો ત્યાગ કીધો અને શિંગડા-વડે હરિને મારવા લાગ્યો. શિંગડાનાં મારથી વાસુદેવ ગભરાયા તથા પોતાના આશ્રમને વિશે ચાલ્યા ગયા. હરિને પોતાના સ્થાન વિશે ગયલા જાઇ, હર તે રાક્ષસને અવધ્ય માની, પોતાના સ્થાન કૈલાશ પ્રત્યે ચાલ્યા ગયા તથા બ્રહ્મા પણ પોતાના સ્થાન પ્રત્યે ચાલ્યા ગયા. ઇન્દ્ર વજ્ર લઇ, વરુણ શક્તિ લઇ, યમ પોતાનો દંડ લઇ, કુબેર પોતાનું આયુધ લઇ અને અગ્નિ પોતાની શક્તિ લઇ યુદ્ધને માટે તત્પર થઇ ઉભા રહ્યા. ચંદ્ર તથા સૂર્ય પણ આવી ઉભા. દૈત્ય ક્રોધે ભરાઇ તેઓના પર બાણુ-વૃષ્ટિ કરવા લાગ્યો. આ રીતે મહાન્ સંગ્રામ ત્યાં થવા લાગ્યો. દૈત્યે પોતાના શિંગડાંવડે પર્વતો ઉંચકી, રથ વિશે બેઠેલા દેવો ઉપર ફેંકવા લાગ્યો. આથી દેવતાઓ તેમ જ ઇન્દ્ર પોતાનું સ્થાન તજી નાશી જવા લાગ્યા, અને મહિષ પોતાનો મોટો જય ગણી પોતાના આશ્રમ પ્રત્યે ગયો. ઇન્દ્રથી છોડી દેવાયલો ઐરાવત હાથી તથા કામધેનુ ગાય તેણે મેળવી. પોતાનું દૈત્યસૈન્ય સાથે લઇ તે સ્વર્ગ પ્રત્યે ગયો તથા દેવતાઓથી છોડાયલું સ્વર્ગ તેણે મેળવ્યું. ઇન્દ્રના આસનપર આ રીતે તે દૈત્ય બેઠો અને દેવોના સ્થાન વિશે દૈત્યોને નીમવા લાગ્યો. આ રીતે યુદ્ધ થયા પછી સો વર્ષ ગયાં. દેવો તથા ઇન્દ્ર, જેમ મૃગો સિંહના નાદથી ગભરાઈ ગુફાને વિશે સંતાઇ જાય, તેમ તેઓ ગમે ત્યાં સંતાવા લાગ્યા. મદથી ગર્વિષ્ઠ થયેલા દૈત્યો બ્રાહ્મણોથી હોમાયલા બલિદાનોનું યજ્ઞ વિશે ગ્રહણ કરવા લાગ્યા. પછી ઘણો વખત આ પ્રમાણે ગયા પછી દેવો બ્રહ્માને શરણે ગયા તથા તેમને નમસ્કાર કરી, હાથ જોડી કહેવા લાગ્યા. દેવો બોલ્યાઃ-હે ધાતા! સઘળાનાં દુઃખને આપ મટાડનારા છો. હે પદ્મજ! અમારાપર કૃપા કરો. પુત્રના હજારો અપરાધો થયા હોય તો તે પણ પિતા માફ કરે છે. તેમ

તમે અમારા અપરાધો ક્ષમા કરી, અમારાપર પ્રસન્ન થાઓ. દૈત્યે સ્વર્ગનું રાજ્ય લઇ લીધું છે અને સર્વ બલિદાન તે ભોગવે છે. તે દુરાત્મા સુરતરુની છાયા સેવે છે. સર્વ રત્નોની ખાણરૂપ સુરભિ ગાયનું પણ તે સેવન કરે છે. તમો સઘળા કાર્યના જાણનારા છો, માટે હમો આપના ચરણારવિંદને નમન કરીએ છીએ. જ્યાં જ્યાં દેવો જાય છે ત્યાં ત્યાં નાનાં પ્રકારનાં કર્મોવડે કરી તે દુઃખ દે છે. આ ભયમાંથી કોણ બચાવશે? તે અમને ખબર પડતી નથી. તમો પ્રજાના ઇશ્વર છો, સુખને આપનારા છો તથા તમો સર્વના આદિ છો. વ્યાસ બોલ્યાઃ–આ રીતે સઘળા દેવોએ હાથ જોડી બ્રહ્માની સ્તુતિ કીધી. ત્યારે બ્રહ્મા સુખને ઉપજાવે એવી અમૃત વાણીથી કહેવા લાગ્યા. બ્રહ્મા બોલ્યાઃ–આ દાનવને વરદાન મળેલું છે, માટે આમાં હું શું કરું? એને કોઇ પણ સ્ત્રી મારી શકે, પણ કોઇ પુરુષ એને મારી શકે એમ નથી. ચાલો, આપણે પ્રથમ શંકર પાસે કૈલાશ પ્રતિ જઇએ. ત્યાંથી શંકરને સાથે લઇ આપણે વૈકુંઠ પ્રત્યે જઇ, ત્યાં વિષ્ણુ સાથે મળી, આ બાબત વિશે પૂર્ણ વિચાર કરીએ. આમ કહી હંસપર સ્વાર થઇ, દેવો સાથે બ્રહ્મા શંકર પાસે ગયા. શંકર ધ્યાનવડે બ્રહ્મા આવે છે તે જાણી, તેમને લેવા પોતાના ઘરમાંથી બહાર નીકળ્યા તથા એક બીજાને નમસ્કાર કીધા. સર્વ દેવોને હર્ષથી આવકાર આપી તેઓને બેસવા માટે જૂદાં જૂદાં આસનો આપ્યાં. પછી શંકર બ્રહ્માને કુશળ પ્રશ્ન પૂછવા લાગ્યા, અને આપનું અહીં આવવાનું શું કારણ? તે જણાવવા કહ્યું. શિવ બોલ્યાઃ–આપ કેમ અહીં આવ્યા છો? ત્યારે બ્રહ્મા બોલ્યાઃ–સઘળા સ્વર્ગને વિશે રહેલા દેવતાઓ મહિષથી ઘણાજ પીડાય છે. વાસવ સહિત સઘળાઓ તેના ભયથી આમ તેમ નાશે છે તથા બીજા દૈત્યો યજ્ઞને ભોગવનારા થયા છે. લોકપાળો ઘણા પીડાવાથી તેઓ મારે શરણે આવ્યા છે. આ કાર્ય મોટું છે, માટે શંભુ પાસે જવું જોઇએ, આમ જાણી હું આપની પાસે લઇ આવ્યો છું. હવે આ કામમાં આપને જેમ યુક્ત લાગે તેમ કરો. તમારાપર સઘળાં પ્રાણી માત્રનો આશ્રય છે. આ રીતનું વચન સાંભળી શંકરે હસીને મધુર વાણીવડે બ્રહ્માને કહ્યું. શિવ બોલ્યાઃ–તમારા જ વર-

દાનથી એ શત્રુ મહાબલિષ્ઠ થયો છે. આપણે સર્વ દેવોનું કાર્ય કરવાનું છે. આ રીતનો બળવાન્ શૂરવીર સઘળા દેવોને ભય આપનાર છે. કોઈ પણ સ્ત્રી આવા બળવાનને મારવા સમર્થ નથી. મારી, સ્ત્રી તેમ જ તમારી તથા ઇંદ્રની પણ આ મદગર્વિત થયેલા રાક્ષસને મારવા સમર્થ નથી. મારો હમણાં એમ મત છે કે, આપણે સઘળાઓએ હાલમાં ભગવાન્ પાસે જવું તથા તેમની સ્તુતિ કરી, આપણે તેને દેવોનાં કાર્ય વિશે પ્રેરીએ. વિષ્ણુ ભગવાન્ મહા બુદ્ધિમાન્ છે, માટે તેમની સાથે મળી આપણે એ બાબત વિશે વિચાર કરીએ અને તે જલદી આનું કારણ શોધી કાઢશે. વ્યાસ બોલ્યા:-આ રીતનું રુદ્રનું વચન સાંભળી બ્રહ્મા, રુદ્ર તથા સર્વ દેવો પોતપોતાનાં વાહનોપર બેસી વિષ્ણુ પાસે ગયા. આ વખતે જતાં સારા શુકનો થવાથી તેઓને લાગ્યું કે, કાર્ય સિદ્ધિ થશે. તેથી તેઓ ઘણા હર્ષ પામ્યા. પવનો શાંત રીતે વાવા લાગ્યા, પક્ષીઓ કલ્યાણકારક વાણીઓ બોલવા લાગ્યાં, સર્વ દિશાઓ નિર્મળ થઈ. આ રીતે પ્રસ્થાન વખતે સઘળું મંગળસૂચક દેખાવા લાગ્યું.

**निर्मलं चाभवद् व्योम दिशश्च विमला तथा ।**
**गमने तत्र देवानां सर्वं शुभमिवाभवत् ॥**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हरिजीना
प्रसिद्धीकृते गुर्ज्जरभाषान्तरे एकपंचाशत्तमोऽध्यायः ॥ ५१ ॥

---

## અધ્યાય ૫૨ મો.

### દેવોએ એક સ્ત્રી વિશે મૂકેલું તેજ.

**व्यास उवाचः-इति रुद्रवचः श्रुत्वा ब्रह्माद्याः सुरसत्तमाः ।**
**उत्थितास्ते तथेत्युक्त्वा शिवेन सह सत्वर ॥**

વ્યાસ બોલ્યા:-જલદી સઘળાઓ વિષ્ણુનું સ્થાન કૈલાશને પામ્યા. તે દિવ્યસ્થાન વિશે સઘળી શોભાયુક્ત વસ્તુઓ તેઓ જોવા લાગ્યા. અહીં પાંચ જાતનાં અશોક, કલ્હાર, પારિજાતક,

મલ્લિકા તથા કાંટાસરીઓ, વિગેરે સુંદર વૃક્ષો ઘણી જ શોભા આપતાં હતાં. કોકિલા સુમધુર નાદ કરતી હતી તથા ભ્રમરો તે વાડી વિશે ગુંજારવ કરી રહ્યા હતા. નંદ તથા સુનંદ નામના પાર્ષદો ત્યાં જોવામાં આવ્યા. જેઓ હંમેશ ભગવાનની સ્તુતિ કરતા હતા. તે દિવ્ય ભુવન વિશે મનરંજન કરે, એવા સુવર્ણના ગોખો તથા સ્તંભો હતા. જ્યાં ગંધર્વો ગાતા હતા અને અપ્સરાઓનાં ટોળાં નાચ કરતાં હતાં. આ રીતે હરિનું ભુવન શ્રુતિ અને સૂકતોથી સ્તુતિ કરતા મુનિઓથી ઘણું જ શોભાયમાન લાગતું હતું. જ્યારે દેવો ભગવાનના દ્વાર આગળ ગયા ત્યારે ત્યાં આગળ સોનાની છડી લઇ, જય અને વિજય નામના છડીદારો ઉભા હતા. તે છડીદારોને, દેવો તમને મળવા આવ્યા છે, એમ તેઓએ ભગવાનને જણાવવા કહ્યું. છડીદાર ભગવાનની સમીપ જઇ, નમન કરી દેવોના આગમનની વાત કહેવા લાગ્યા. વિજય બોલ્યોઃ—હે દેવના દેવ! હે રમાકાંત! સઘળા દેવો આપને મળવા આવ્યા છે અને દ્વાર વિશે ઉભા છે. બ્રહ્મા, રુદ્ર, ઇંદ્ર, વરુણ તથા અગ્નિ વિગેરે દેવો વેદવાકયોથી આપની સ્તુતિ કરે છે. આ રીતનું વિજયનું બોલવું સાંભળી, અતિશય હર્ષથી ભગવાન્ ઘરમાંથી બહાર આવ્યા. શ્રમથી થાકી ગયલા સઘળા દેવોને દ્વાર આગળ જોઈ, પ્રીતિયુક્ત વચનોવડે ભગવાન્ તેમને રંજન કરવા લાગ્યા. સઘળા દેવો, દેવના દેવ એવા જનાર્દન ભગવાનને નમન કરવા લાગ્યા તથા વેદવાણીથી તેને પ્રસન્ન કરવા લાગ્યા. દેવો બોલ્યાઃ—હે દેવ-દેવ! હે જગન્નાથ! અમો આપને શરણે આવેલા છીએ, માટે અમારું રક્ષણ કરો. વિષ્ણુ બોલ્યાઃ—હે સર્વે દેવો! તમે કુશળ તો છો ને? બધા મળી અહીં પધારવું કેમ થયું છે? તમો ઘણા જ ચિંતાતુર દેખાઓ છો, માટે જે કાર્ય હોય તે કહો. હું કરવા તૈયાર છું. દેવો બોલ્યાઃ—અમો સર્વ મહિષ નામના દૈત્યથી ઘણા જ પીડાઇએ છીએ. બ્રહ્માના વરદાનથી તે કોઈથી મરે એમ નથી. બ્રાહ્મણોથી અપાયલા યજ્ઞ ભાગો તે ખાય છે અને અમો બીધેલા પર્વતોની ગુફામાં ભરાઇ રહીએ છીએ. બ્રહ્માના વરદાનથી એ રાક્ષસ દુર્જય થયલો છે, તેથી અમો તમારે શરણે આવ્યા છીએ. તમો દૈત્યને હણવા સમર્થ છો, માટે એના મારવા માટે કાંઇ પણ ઉપાય યોજો. વરદાનને

લીધે એ કોઇ પણ પુરુષથી મરે એમ નથી. કોઇ સ્ત્રી જ એને મારી શકે એમ છે. તેમ સ્ત્રીઓમાં ઉમા, લક્ષ્મી, વિદ્યા વિગેરે કોઇ પણ એને મારવા સમર્થ નથી. માટે એના મરણનું કારણ શોધી કહાડો. વ્યાસ બોલ્યાઃ–આ રીતનું વચન સાંભળી વિષ્ણુ હસીને બોલ્યાઃ–આપણે આગળ એની સાથે યુદ્ધ તો કીધું હતું, પણ તે વખતે આપણાથી એ મુઓ નહી અને આપણે પાછા ચાલ્યા આવવું પડયું. હવે આપણે સઘળા તેજનું અંશ કહાડી સ્ત્રીને વિશે મૂકો, જે સ્ત્રી એને મારવા સમર્થ થશે. સઘળા પોતપોતાનું તેજ કાઢી એક સ્ત્રી વિશે એકઠું કરો તથા તેને દિવ્ય ત્રિશૂલ વિગેરે સર્વ આયુધો આપવાં અને તે આયુધવડે સર્વ અંશના સમૂહથી એકઠી થયલી સ્ત્રી તેને મારવા સમર્થ થશે. આ રીતે ભગવાને કહ્યું ત્યારે બ્રહ્માએ પદ્મરાગ મણિના સરખું પોતાનું તેજ છોડવા લાગ્યા. મહાદેવે મહા તીવ્ર તથા અગ્નિ સરખું તેજ પોતાના શરીરથી છૂટું પાડયું. તેમ જ વિષ્ણુએ શ્વેત સત્વગુણવાળું તે જ છૂટું કીધું. તેમ જ કુબેર, યમ, વરુણ વિગેરે સઘળા દેવોએ કીધું. આ સઘળા તેજરાશિવાળાં એવાં ત્રિગુણાત્મક મહાલક્ષ્મી થયાં, જે અઢાર ભુજાવાળાં, ત્રણ વર્ણવાળાં, શ્વેત મુખવાળાં, કૃષ્ણ નેત્રવાળાં, રક્ત અધરવાળાં, રાતાં હાથનાં તળીઆંવાળાં તથા દિવ્ય શણગારોથી સજાયલાં થયાં. જનમેજય બોલ્યાઃ–હે મહાભાગ! આપ સર્વજ્ઞ છો, માટે વિસ્તારથી તેના શરીરની ઉત્પત્તિ કહો. સઘળાઓને વિશે જૂદું જૂદું રહેલું તેજ કેવી રીતે એકઠું થયું? તેણીનાં અંગો સઘળાં તેજોથી યુક્ત કેવી રીતે થયાં? ભિન્ન ભિન્ન વિભાગવડે અંગો કેવી રીતે થયાં? મુખ, નાસા, આંખ, વિગેરે જૂદાં જૂદાં એક કેવી રીતે થયાં? આ સમગ્ર શરીરોની ઉત્પત્તિ મને વિસ્તારથી કહો. કોણે કોણે કીયાં કીયાં હથિયારો આપ્યાં? તે સઘળું તમારા મુખકમળમાંથી નીકળેલા શબ્દોવડે હું સાંભળવા ઇચ્છું છું. સૂતપુરાણિક બોલ્યાઃ–આ રીતે રાજાએ પ્રશ્ન પૂછયો ત્યારે સત્યવતીપુત્ર વ્યાસે રાજાને ખુશ કરે, એવાં મધુર વાકયોવડે કહ્યું. વ્યાસ બોલ્યાઃ–હે રાજન્! હે કુરુશ્રેષ્ઠ! તેના દેહની ઉત્પત્તિ કેવી રીતે થઇ, તે વિસ્તારથી યથાબુદ્ધિ હું કહું તે તું સાંભળ. બ્રહ્મા, હરિ, રુદ્ર, તેમ જ ઇંદ્ર પણ અથથી ઇતિસૂધી તે

કહેવાને સમર્થ નથી તો હું મંદ બુદ્ધિવાળો તે દેવીના રૂપનું પૂરે-પૂરું વર્ણન કેવી રીતે કરી શકું? તે છતાં જે જાણવામાં છે તે હું કહું તે તમે સાંભળો. સર્વ દેવો તેના આશ્રયીભૂત છે અને દેવોનું કાર્ય કરવા માટે, તેમ જ સર્વ લોકના હિત અર્થે તે નાનાં પ્રકારનાં રૂપને ધારણ કરે છે. તે જ રીતે આ વખતે દેવ કાર્યને અર્થે સ્વલીલા-વડે તેણે રૂપ ધારણ કીધું. આ અનેક રૂપોવાળાં દેવી નિર્ગુણ છતાં સગુણવાળાં અનેક રૂપો ધારણ કરે છે. કાર્ય તથા કર્મને અનુસારે તેનાં અનેક નામો કહેવાય છે. કાર્યાર્થે ગુણયુક્ત તેનાં ઘણાં નામો છે, છતાં તે ગૌણ છે. હે નરાધિપ! સઘળાં તેજો એકઠાં થઈ તેનું એક મનોહર રૂપ કેવી રીતે થયું? તે યથાબુદ્ધિ હું કહું, તે તું સાંભળ. શંકરના તેજથી શ્વેત વર્ણવાળું તથા સારા આકારવાળું મુખરૂપી કમળ થયું. કૃષ્ણના તેજથી સ્નિગ્ધ એવા કેશો થયા. ઇન્દ્રના તેજથી વક્ર અને મનોહર ગતિ થઇ. અગ્નિના તેજથી કૃષ્ણ, રક્ત અને શ્વેત વર્ણથી શણગારાયલી આંખો થઇ, જેમાં વક્ર, સ્નિગ્ધ અને કૃષ્ણ રંગ-વાળી કીકીઓ થઇ. કમળનાં પુષ્પ સરખી મનોહર નાસિકા, કુબે-રના તેજથી સ્નિગ્ધ વર્ણવાળી થઇ. અતિ દીર્ઘ નહિ તેમ અતિ ટુંકી નહી એવી ભ્રૂકુટિઓ થઇ. પ્રજાપતિના તેજથી સારા કાંતિવાળા કુશ સરખા તીક્ષ્ણ દાંતો થયા. કાર્તિકેયના તેજવડે રમ્ય ઓષ્ઠો તથા ઉત્તમ સ્તનયુગ્મ થયાં. ઇન્દ્રના તેજથી ત્રિવલિયુક્ત મધ્ય પ્રદેશ થયો. વરુણના તેજથી સુશોભિત જંઘા, ઉરુ તથા નિતંબ થયાં. આ રીતે સારા આકારવાળાં તથા સારા સ્વરવાળાં તે નારી ઉત્પન્ન થયાં. સઘળા તેજના સમૂહનું ઉત્પત્તિ સ્થાનરૂપ તે થયાં. તે સર્વ અંગે સુંદર હતાં. તેના દાંતો તથા લોચન ઘણાં જ રમણીય હતાં. તેનાં ભૂષણ અને આયુધો જોઇ સઘળા દેવો ઘણા હર્ષને પામ્યા તથા સઘળા તેને ઘણી આશિષો આપવા લાગ્યા. પછી ભગવાને કહ્યું કે, હે સર્વે દેવો! પોતપોતાનાં સર્વ આયુધો તમો તે દેવીને અર્પણ કરો.

**स्वायुधानि च सर्वाणि यानि यानि तवास्ति वै ।**
**समर्पयन्तु सर्वेऽद्य देव्यै तान्यायुधानि वै ॥**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हिरजीना
प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे द्विपंचाशत्तमोऽध्यायः ॥ ५२ ॥



# અધ્યાય ૫૩ મો.

## મહિષે દેવી પાસે મોકલેલો દૂત.

व्यास उवाचः-देवा विष्णुवचः श्रुत्वा सर्वे प्रमुदितास्तदा ।
ददुश्च भूषणान्याशु वस्त्रादि चायुधानि च ॥

વ્યાસ બોલ્યાઃ-ભગવાનનું વચન સાંભળી, દેવોએ હર્ષિત મનથી પોતાનાં ભૂષણો, વસ્ત્રો તથા આયુધો તે દેવીને આપ્યાં. દુધ સરખાં શ્વેત દિવ્ય વસ્ત્રો, સુશોભિત હાર, દિવ્ય સૂર્યનાં કરોડો કીરણો સરખી કાંતિવાળો મુકુટ, બે કુંડલો, હાથને વિશે સુંદર બાજુબંધો, નાનાં રત્નોથી યુક્ત કંકણો, સૂર્ય સરખાં ચળકતાં નૂપુરો વિગેરે વસ્તુઓ આપી. સમુદ્રે સુંદર ગ્રૈવેયક તથા હાથમાં પહેરવાની રત્નોથી જડેલી વીંટીઓ આપી તથા નહી કરમાય એવી કમળની માળા આપી. વરુણે વૈજયંતી નામની માળા આપી. પર્વતે સંતુષ્ટ થઇ નાનાં પ્રકારનાં રત્નો આપ્યાં તથા બેસવા સિંહનું વાહન આપ્યું. આવી રીતનાં દિવ્ય ભુષણોથી તે ઘણાં જ શોભવા લાગ્યાં. વિષ્ણુ ભગવાને પોતાનું આયુધ, ચક્ર આપ્યું. શંકરે પોતાનું આયુધ, ત્રિશૂલ આપ્યું. વરુણે પોતાનું ઉત્તમ આયુધ, પાશ તથા મોટો ઘોષ કરે એવો શંખ આપ્યો. અગ્નિએ પોતાની શક્તિ, ઈન્દ્રે અદ્દભુત દેખાવવાળાં બાણ તથા ધનુષ્ય, મારુતે પોતાની ઘંટા અને યમે પોતાનો દંડ આપ્યો. બ્રહ્માએ ગંગાના પાણીથી ભરેલું કમંડળ આપ્યું. વિશ્વકર્માએ પૂરસી, નદીએ મદીરાથી યુક્ત સોનાનું વાસણ આપ્યું. આ રીતે સર્વ ભૂષણથી યુક્ત દેવીને જોઈ, દેવો પરમ વિસ્મય પામ્યા તથા તેની સ્તુતિ કરવા લાગ્યા. દેવો બોલ્યાઃ-હે શિવા ! કલ્યાણ કરનારાં તથા રુદ્રા એવાં તમને અમો નમીએ છીએ. અમે તમારે શરણે આવ્યા છીએ, માટે શત્રુથી દુઃખી થયલા અમારું તમે રક્ષણ કરો. આ મહિષનો વધ કરો. એ સ્રીથી મરે પણ બીજાથી મરે નહીં, એવા બ્રહ્માના વરથી તે ઘણો જ છાકી ગયો છે અને નાનાં પ્રકારનાં રૂપો

ધરી અમને ઘણું જ દુઃખ આપે છે. માટે અમારું રક્ષણ કરો. વ્યાસ બોલ્યાઃ-આ રીતની દેવોની સ્તુતિ સાંભળી, દેવી હસીને બોલ્યાંઃ-તમો ભય છોડી દો. હું એ અસુરને હણીશ. સંસારને વિશે આ ઘણું જ અજાએબ જેવું છે કે, આ મહિષાસુરથી બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર તથા ઇન્દ્રાદિ સર્વે લોકપાળો ઘણા ભય પામે છે. માટે દૈવ જ ખરો બળવાન્ છે, જે દેવોથી પણ દુર્જય છે. સુખ તથા દુઃખ ઉત્પન્ન કરવામાં દૈવ જ સમર્થ છે. અગર જો દેવો જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કરવામાં સમર્થ છે છતાં તેઓ આ મહિષાસુરથી ઘણા જ બીએ છે. માટે કાળની ગતિ ન્યારી છે. આમ કહી દૈત્યોને ભય પમાડે, એવો મહાન્ ઘોર નાદ કીધો. આ શબ્દથી પૃથ્વી તથા મેરુ કંપવા લાગ્યો. આ શબ્દ સાંભળી દાનવો ઘણા ભય પામ્યા. મદયુક્ત મહિષાસુર આ શબ્દ સાંભળી ઘણો ગુસ્સે થયો તથા શંકાયુક્ત થઈ, આ શબ્દ કોનો છે? એમ પૂછવા લાગ્યો. હે દૂતો! તમે જાઓ અને આ શબ્દ ક્યાંથી ઉત્પન્ન થયો? તે ખબર કહાડી લાવો. દેવ, દાનવ, મનુષ્ય ગમે તે હોય, તેને તમો લઇ મારી પાસે આવો. હું તેને એકદમ હણીશ. તે મંદમતિને હું જરાવારમાં યમસદન પહોંચાડીશ. દેવો સઘળા પરાજય પામેલા છે, માટે તેઓ આવી ગર્જના કરે નહી. સઘળા દેવો તથા દૈત્યો મારે વશ છે, તેથી કોઈ આમ કરે એમ નથી. માટે આનું કારણ જલદી જાણી લઇ મારી પાસે આવો. તે અવિનયીને હું જલદીથી હણીશ. વ્યાસ બોલ્યાઃ-દૈત્યોએ જોયું તો તેઓને માલમ પડયું કે, સર્વ અંગે સુંદર, અઢાર ભુજાવાળી, સર્વ આભૂષણથી શણગારાયલી, સર્વ લક્ષણ તથા આયુધોથી યુક્ત, હાથમાં ચાપ તથા ધનુષ્ય ધારણ કીધેલી, મદિરાનું પાન કરતી, દિવ્ય રૂપવાળી તથા સિંહના પર બેઠેલી એવી કોઈ સ્ત્રી આ નાદ કરે છે. દૈત્યો આવા તેજસમૂહવાળી, મદિરાનું પાન કરતી સ્ત્રીને જોઈ, તેઓથી તેને પૂછી શકાયું નહી, કે તું ક્યાંથી આવી છે? તથા તું શું કરવા ઇચ્છે છે? તેઓ તે દેવીને જોઇ પોતાના સ્વામી મહિષાસુર પાસે ચાલ્યા ગયા અને જેવું હતું તે પ્રમાણે કહ્યું. મહિષ બોલ્યોઃ-હે મંત્રિ! તું મારા હુકમથી જા અને તે સ્ત્રીને સામાદિ વચનોથી મારી પાસે અહીં લઇ આવ. પ્રીતિયુક્ત થયેલ તે મૃગલોચના અહીં આવે એવું કર. તેણીનું રૂપ સાંભળવાથી હું

તેણીના ઉપર મોહિત થઇ ગયો છું. મહિષનું કહેવું સાંભળી, તેનો પેષલ નામનો મંત્રી ગજ તથા અશ્વ લઇ તેની પાસે જવા નીકળ્યો. મંત્રી તેની પાસે જઇ મધુર વાણીથી વિનયયુક્ત વચનો કહેવા લાગ્યો. પ્રધાન બોલ્યોઃ–હે મધુરે ! તું કોણ છો ? કયાંથી આવી છો ? તે મારો શેઠ મારા મુખથી તને પૂછાવે છે. તે મહિષ સર્વ દેવોથી અવધ્ય છે. બ્રહ્માના વરદાનથી તે ગર્વિષ્ઠ થયો છે. તે દૈત્યેશ્વર નાનાં પ્રકારનાં રૂપો ધારણ કરી શકે છે. મારો મહિષ નામનો રાજા તને મનોહર સાંભળી જોવા ઇચ્છે છે. જો તારી ઇચ્છા હોય તો મારાપર કૃપા કરી તેની પાસ ચાલ. તે રાજા તારું રૂપ શ્રવણ કરી, તારાપર મોહિત થયો છે. માટે હે કરભોરુ ! તું જલદી મારી સાથે ચાલ.

तथाहं च करोम्यत्र यथा ते मनसेप्सितम् ।
वशगासौ तवात्यर्थं रूपसंश्रवणात्तव ॥

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना प्रसिद्धीकृते गुर्ज्जरभाषान्तरे त्रिपंचाशत्तमोऽध्यायः ॥ ५३ ॥



# અધ્યાય ૫૪ મો.



## મંત્રીએ કહેલો મહિષનો દેવીને સંદેશો.

देव्युवाचः–मंत्रिवर्य सुराणां वै जननीं विद्धि त्मां किल ।
महालक्ष्मीमितिख्याता सर्वदैत्यानिषूदिनीम् ॥

દેવી બોલ્યાંઃ–સર્વ દૈત્યને મારનારી મહાલક્ષ્મી નામની દેવી તથા દેવોની માતારૂપ, હે મંત્રીવર્ય ! તું મને જાણ. સર્વ દેવોએ મહિષના વધ માટે મારી પ્રાર્થના કરી છે, જે દાનવે સઘળા દેવોને યજ્ઞથી બહિષ્કૃત કીધા છે. માટે તેનો વધ કરવા હું તત્પર થયલી છું. હું એકલી જ સર્વ કાર્ય કરવા સમર્થ છું. મને સૈન્યની જરૂર નથી. હું તારાં આદરયુક્ત તથા સામવાળાં વચ-

નોથી સંતુષ્ટ થઇ છું. નહી તો તને પણ આ જગ્યાએ જ હણતે. તું મહિષ પાસે જા અને તેને કહે કે, જો તું જીવવાની ઇચ્છા રાખતો હોય તો પાતાળમાં ચાલ્યો જા. નહી તો હું તને હણીશ. તું જો મારાં બાણને વશ થયો તો બિલકુલ બચવાનો નથી. તું જો હણાશે તો દેવો સ્વર્ગ મેળવશે. તેથી ઇંદ્રનું સ્થાન છોડી દઇ, પાતાળમાં જા. જો તારે યુદ્ધ કરવાની ઇચ્છા હશે તો તારા સર્વ સૈન્ય સાથે હું તને યમસદન પહોંચાડીશ. દરેક યુગે તારા સરખા મેં ઘણાને હણ્યા છે. તેવી જ રીતે તું પણ રણમાં મરાઇશ. બ્રહ્માનું વચન પૂરું કરવા મેં સ્ત્રીનું રૂપ લીધું છે, જેથી કરી હું તને મારવા સમર્થ થાઉં. માટે ખુશીમાં આવે ત્યાં પાતાલ વિશે ચાલ્યો જા અને જલદી દેવોનું સ્થાન છોડી દે. વ્યાસ બોલ્યાઃ—દેવીનું ગર્વયુક્ત વચન સાંભળી તે મંત્રી બોલવા લાગ્યોઃ—હે દેવી! તું આવું ગર્વયુક્ત વચન બોલ મા. તે બલિષ્ઠ સાથે તું કેવી રીતે યુદ્ધ કરી શકીશ? તું એકલી શું કરી શકવાની હતી? તે મહિષ મહા બળવાન્ છે, તેમ જ તે મોટા સૈન્યથી યુક્ત છે. જેમ માલતી-પુષ્પને મસળી નાંખતાં વાર લાગે નહી તેમ રણમાં જરાવારમાં તને તે મસળી નાંખશે. અમારો રાજા જે દેવોનો શત્રુ છે તે તારી પર પ્રીતિયુક્ત હોવાથી તને સામનાં વચનો કહી મને લાવવા કહ્યું છે. નહિ તો આવું ખોટું બોલનારને મેં તરત જ હણી હોત. તે દૈત્યેશ્વર સઘળી જગ્યાનો માલીક છે. હે વિશાલાક્ષિ! રોષ તજી દઇ, તેના પર તારો ભાવ બતાવ. હું જેમ મારા સ્વામી—રાજાને પ્રીતિવડે નમું છું તેમ તું ભક્તિથી તેને નમ અને તેની મહિષી થા. તું તેમ કરવાથી ત્રિલોકનાં વૈભવને મેળવીશ. સંસારને વિશે ઉત્પન્ન થયલું સર્વ સુખ તેની મહેરબાનીથી તું મેળવીશ. દેવી બોલ્યાંઃ—હું ઉત્તમ વચન શાસ્ત્રયુક્ત તેમ જ બુદ્ધિયુક્ત કહું, તે તું સાંભળ. તું મહિષનો પ્રધાન છે, માટે હું ધારું છું કે, તારામાં પણ તેના જેટલી જ અક્કલ હોવી જોઇએ. તારાં વચનથી લાગે છે કે, તું પશુ જેવો છે. જે શેઠને તારા સરખો મંત્રી હોય, તેનો શેઠ કેમ જ બુદ્ધિ-માન હોય? વિધિએ બેઉનો બરાબર જોટો કીધો છે. તારો અલ્પ બુદ્ધિવાળો રાજા મને મેળવી સુખ મેળવવા ઇચ્છે છે. પણ તેનું મરણ

હવે જલદી આવ્યું છે અને તેથી કરીને હું આ રીતે સ્રીરૂપ લઈ તેનો વધ કરવા આવી છું. ધર્મ તથા શાસ્રથી વિરુદ્ધ તેનાં વાક્યો સાંભળી હું કેમ બીઉં ? જ્યારે દૈવ નબળું હોય છે ત્યારે કુશળ તથા સુખી પણ દુઃખી થઈ જાય છે. તારા રાજા પાસે ગમે એટલું સૈન્ય તથા આયુધો છે, છતાં હમણાં તેનું મરણ સમીપ આવ્યું છે, એમ મને લાગે છે. જેનું જે પ્રકારે મરણ થવાનું હોય, તેનું તે પ્રકારે મરણ થયા વિના રહેતું નથી. છતાં મૂઢ તથા મંદ બુદ્ધિવાળાઓ એમ ધારે છે કે, અમો વરદાનના યોગથી કદાપિ મરવાના નથી. તેથી હવે તું તેની પાસે જઇ કહે કે, તારું મરણ સમીપ આવ્યું છે. તારે જે કરવું હોય તે કર. હવે ઇંદ્ર પોતાનું સ્વર્ગ મેળવશે તથા દેવો બલિદાનો લેશે અને તારે જો જીવવાની ઇચ્છા હોય તો પાતાળમાં ચાલ્યો જા. જો તેમ નહી કરતાં તું મંદબુદ્ધિએ મારી સાથે યુદ્ધ કરવાની મરજી હોય તો તું યુદ્ધ કર. બ્રહ્માના વરદાનથી વિષ્ણુ વિગેરે દેવો તને રણને વિશે મારી શક્યા નહી તથા તેઓને નાશી જવું પડયું. આ રીતનું દેવીનું વચન સાંભળી, તે દાનવમંત્રી વિચાર કરવા લાગ્યો કે, આની સાથે યુદ્ધ કરું કે રાજા પાસે જાઉં. પછી વિચાર કરી તેણે નિશ્ચય કીધો કે, લઢવા કરતાં પહેલાં રાજા પાસે જઇ, આ સઘળી વાત નિવેદન કરવી, અને તેમને જેમ ઠીક લાગશે તેમ કરશે. વગર વિચારે મારે એની સાથે યુદ્ધ કરવું નહીં. તે રાજા ચતુર માણસો સાથે વિચારી સઘળું કરશે. જો હું એની સાથે યુદ્ધ કરું તેમાં જો એ મરે અથવા હું હારું, ગમે તેમ થાય તો પણ રાજા મારાપર તેથી ગુસ્સે થશે. માટે પ્રથમ ત્યાં જ જવું તે ઠીક. એ રીતે મનમાં વિચાર કરી તે રાજા પાસે ગયો, અને હાથ જોડી કહેવા લાગ્યો. મંત્રી બોલ્યોઃ-હે રાજન્! આ દેવી સિંહપર બેઠેલી છે, એને અઢાર હાથો છે. સામાદિયુક્ત મેં તેને ઘણાં વચનો કહ્યાં તથા કહ્યું કે, તું મહિષને ભજ અને તેની રાણી થા. જો તેમ કરીશ તો સઘળા તને વશ થશે. તું ત્રૈલોકયના વૈભવને ભોગવીશ. આ રીતનું વચન સાંભળી દેવી હસીને બોલીઃ-મહિષના ગર્ભથી ઉત્પન્ન થયેલો તારો રાજા પશુને વિશે અધમ છે. હું

દેવોનું હિત કરવાવાળી આવા અધમની કેવી રીતે દાસી થાઉં? જે સ્ત્રી આવા મૂઢ પતિને ભજતી હોય તે મૂઢ જ હોવી જોઇએ. મારા સરખી આવા પશુને કેમ ભજશે? મહિષની પત્ની મહિષી હોવી જોઇએ તથા સર્વાંગ સુંદરની સ્ત્રી તેના રૂપ સમાન જ હોવી જોઇએ. હું એની સાથે યુદ્ધ કરીશ તથા એને હણીશ. નહી તો કહે કે, જો જીવવાની ઇચ્છા હોય તો પાતાળમાં જા. આ રીતનાં સખત વચનો સાંભળી રાજા જેમ ધારશે તે પ્રમાણે એની સાથે યુદ્ધ કરશે. પણ મારે રાજાની આજ્ઞા વિના વગર વિચારે તેની સાથે યુદ્ધ કરવું, તે ઠીક નહી, એમ વિચારી હું આપની પાસે આવ્યો છું. હે ભૂપ! તે સ્ત્રી બળવડે ઉન્મત્ત દેખાય છે. આ બાબતમાં ભાવી શું કરશે? તે કાંઇ ખબર પડતી નથી. આ કાર્યને વિશે આપણે લઢવું કે ચાલ્યા જવું, એ બાબત વિશે મને ખબર પડતી નથી. માટે મંત્રીઓને બોલાવી, આ બાબતમાં શું કરવું? તે પૂછો.

**कार्येऽस्मिंश्च प्रमाणं वै मंत्रीणां वचनानि च ।**
**युद्धे पलायने श्रेयो नाज्ञनेऽहं विनिश्चयम् ॥**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे चतुःपंचाशत्तमोऽध्यायः ॥ ५४ ॥

# અધ્યાય ૫૫ મો.

## તામ્રાક્ષે દેવીને કહેલાં વચન.

**व्यास उवाचः–इति तस्य वचः श्रुत्वा महिषो मदविह्वलः**
**मंत्रि वृद्धान्समाहूय राजा वचनमब्रवीत् ॥**

વ્યાસ બોલ્યાઃ–આ રીતનું વચન સાંભળી, મદથી વિહ્વળ થયલો મહિષ રાજા, વૃદ્ધ મંત્રીઓને બોલાવી, તેઓને સલાહ પૂછવા લાગ્યો. રાજા બોલ્યોઃ–દેવોથી નિર્માણ કરાયલી આ શાંબરી શક્તિ આવી છે. માટે આ કાર્યને વિશે નિપુણ એવા

તમોએ હવે કાંઇ ઉપાયો યોજવા જોઇએ, તથા સઘળાએ પોતપોતાનો અભિપ્રાય દર્શાવવો જોઇએ. ત્યારે મંત્રીઓ બોલ્યાઃ–હે નૃપસત્તમ! રાજાનું હમેશાં સત્ય તેમ જ પ્રિય કરવું જોઇએ. જેમ ઔષધ માણસોને અપ્રિય હોય છે, પણ તે લીધાથી રોગનો જલદી નાશ થાય છે, તેમ બુદ્ધિમાન્ માણસે રાજાને નહી રુચે એવું હોય તો પણ, તેમાં જો તેનું હિત સમાયલું હોય તો, તે અવશ્ય કહેવું. ખરી વાતને સાંભળનારા રાજાઓ દુર્લભ જ હોય છે, ત્યારે અમારાથી તો ખરેખરું કેમ જ કહી શકાય? આ કાર્યથી સારું થશે કે માઠું થશે, તે તો ત્રણ ભુવન વિશે કોણ જાણી શકે એમ છે? રાજા બોલ્યોઃ–તમે સર્વે પોતપોતાની બુદ્ધિ પ્રમાણે તમારો છૂટો છૂટો વિચાર દર્શાવો. પછી ઘણાનો વિચાર જે પ્રમાણે થશે તે પ્રમાણે આ કાર્ય વિશે હું કરીશ. વ્યાસ બોલ્યાઃ–આ રીતનું રાજાનું વચન સાંભળી વિરૂપાક્ષ રાજાને કહેવા લાગ્યો. વિરૂપાક્ષ બોલ્યોઃ–હે રાજન્! આ નારી કોણ ગણત્રીમાં કે આપને આ રીતે બોલે? મદગર્વિત થયેલી આ નારી પાસે જવામાં આપણે શામાટે બીવું જોઇએ. સ્ત્રીઓનાં ગમે તેવાં સખત વાકયો સાંભળી કોણ બીએ? કારણ નારીનું બોલવું ખોટું અને સાહસિક જ હોય છે. આપે ત્રણ ભુવનને જિત્યાં તો આ નારીના શું હિસાબ! હું એકલો જ એ ચંડિકા સાથે યુદ્ધ કરવા જઇશ અને હે મહારાજ! એને હું હણીશ, એ બાબત તમો નિર્ભય રહો. ચંડ વિક્રમવાળી ચંડિકા પાસે કોઇને પણ સાથે લીધા વિના તેની પાસે જઇ, હું તેને આયુધોવડે હણીશ. અથવા તો તેને બાંધી હું તમારી પાસે લાવીશ, કે જેથી તે આપને વશ થઇ રહે. વિરૂપાક્ષનું આ રીતનું વચન સાંભળી દુર્ધર્ષ બોલવા લાગ્યોઃ–હે રાજન્! વિરૂપાક્ષે સાચેસાચું કહ્યું છે. હું પણ કહું તે તમો સાંભળો. એ રૂપગર્વિત નારી શું કરવાની હતી? તેને ભય બતાવી આપણે તેને વશ કરવી જોઇએ. જો કોઇ પણ કામશાસ્ત્રને જાણનારો માણસ હશે તો તેને રણને વિશે નહી મારશે, પણ કામરૂપી બાણો મારી તેનો પ્રાણ લેશે. આનો મર્મ એવો છે કે, કટાક્ષરૂપી બાણોથી સ્ત્રી જેવી વશ થાય છે તેવી તીક્ષ્ણ બાણોથી પણ વશ થતી નથી. માટે એ મદગર્વિતને નેત્રબાણવડે હું હણીશ. જો એમ

# અધ્યાય ૫૬ મો.



## બાશ્કલ અને દુર્મુખે મહિષને કહેલાં વચનો.

तन्निशम्य वचस्तस्य ताम्रस्य जगदांबिका ।
मेघगंभीरया वाचा तमुवाच हसन्निव ॥



તામ્રનું વચન સાંભળી દેવી ગંભીર વાણીવડે તેને કહેવા લાગ્યા. દેવી બોલ્યાંઃ–હે મૂઢ! તું જા અને મંદ ચિત્તવાળો તારો પતિ મહિષ, જે જ્ઞાન રહિત છે તેને કહે કે, તારો મહિમા ઘાસ ખાવાનો છે. હું તારા સરખી પુંછડાં તથા શિંગડાંવાળી નથી. હું દેવેશ વિષ્ણુ, શંકર, કુબેર, વરુણ, બ્રહ્મા અથવા અગ્નિની પણ ઇચ્છા કરતી નથી. આવા શ્રેષ્ઠ દેવો છોડી, હું પશુ સરખા ગુણવાળા તને કેમ જ વરી શકું? જો હું વરું તો લોકમાં ફોકટ મારી નિંદા થાય. પ્રભુ જે સર્વના કર્તા, સર્વસાક્ષી, જેનો કોઇ ઉત્પન્ન કરનાર નથી, જે નિઃસ્પૃહ છે, સ્થિર, નિર્ગુણ, અનંત, સર્વ જાણનાર, સર્વ ઠેકાણે ગતિ કરનાર, સર્વ ઠેકાણે રહેનાર, ક્ષમાવાન્ તથા જે શાંત છે તેને મૂકી હું પાડાની સાથે કેવી રીતે વરું? હું તારી સાથે લડી તને યમસદન પહોંચાડીશ અથવા તને માણસોનો પખાલ ઉંચકનાર પાડો બનાવીશ. જો તારા રાજાને જીવવાની ઇચ્છા હોય તો જલદી પાતાલ વિશે જાય. હું સર્વ દૈત્યોને એકલી યુદ્ધને વિશે હણીશ. સદૃશ માણસોનો યોગ હંમેશ સુખ ઉત્પન્ન કરે છે અને જો તેમ ન થાય તો તે દુઃખપ્રદ થાય છે. તારો પતિ મૂર્ખ છે કે, જેથી તે મને કહે છે કે, તું મને ભજ. હું ક્યાં અને શિંગડાંવાળો પાડો ક્યાં? એ બેનો સંબંધ કેવી રીતે થાય? તમે સૌ યુદ્ધને વિશે આવો. હું તમે સઘળાને હણીશ. નહી તો તમો યજ્ઞનો ભાગ લેવો મૂકીદો અને દેવોને લેવાદો જેથી તમે સુખી થશો. વ્યાસ બોલ્યાઃ–આ રીતનું વચન સાંભળી દેવીએ મોટી ગર્જના કીધી. કલ્પાંત સરખી મોટી ગર્જના સાંભળી દૈત્યો બીધા. પૃથ્વી તથા પર્વતો કંપવા લાગ્યા તથા દૈત્ય-

# અધ્યાય ૫૬ મો.

## બાસ્કલ અને દુર્મુખે મહિષને કહેલાં વચનો.

तन्निशम्य वचस्तस्य ताम्रस्य जगदंबिका ।
मेघगंभीरया वाचा तमुवाच हसन्निव ॥

તામ્રનું વચન સાંભળી દેવી ગંભીર વાણીવડે તેને કહેવા લાગ્યા. દેવી બોલ્યાં:-હે મૂઢ! તું જા અને મંદ ચિત્તવાળો તારો પતિ મહિષ, જે જ્ઞાન રહિત છે તેને કહે કે, તારો મહિમા ઘાસ ખાવાનો છે. હું તારા સરખી પુંછડાં તથા શિંગડાંવાળી નથી. હું દેવેશ વિષ્ણુ, શંકર, કુબેર, વરુણ, બ્રહ્મા અથવા અગ્નિની પણ ઇચ્છા કરતી નથી. આવા શ્રેષ્ઠ દેવો છોડી, હું પશુ સરખા ગુણવાળા તને કેમ જ વરી શકું? જો હું વરું તો લોકમાં ફોકટ મારી નિંદા થાય. પ્રભુ જે સર્વના કર્તા, સર્વસાક્ષી, જેનો કોઇ ઉત્પન્ન કરનાર નથી, જે નિઃસ્પૃહ છે, સ્થિર, નિર્ગુણ, અનંત, સર્વ જાણનાર, સર્વ ઠેકાણે ગતિ કરનાર, સર્વ ઠેકાણે રહેનાર, ક્ષમાવાન્ તથા જે શાંત છે તેને મૂકી હું પાડાની સાથે કેવી રીતે વરું? હું તારી સાથે લડી તને યમસદન પહોંચાડીશ અથવા તને માણસોનો પખાલ ઉંચકનાર પાડો બનાવીશ. જો તારા રાજાને જીવવાની ઇચ્છા હોય તો જલદી પાતાલ વિશે જાય. હું સર્વ દૈત્યોને એકલી યુદ્ધને વિશે હણીશ. સદૃશ માણસોનો યોગ હમેશ સુખ ઉત્પન્ન કરે છે અને જો તેમ ન થાય તો તે દુઃખપ્રદ થાય છે. તારો પતિ મૂર્ખ છે કે, જેથી તે મને કહે છે કે, તું મને ભજ. હું ક્યાં અને શિંગડાંવાળો પાડો ક્યાં? એ બેનો સંબંધ કેવી રીતે થાય? તમે સૌ યુદ્ધને વિશે આવો. હું તમે સઘળાને હણીશ. નહી તો તમો યજ્ઞનો ભાગ લેવો મૂકીદો અને દેવોને લેવાદો જેથી તમે સુખી થશો. વ્યાસ બોલ્યા:-આ રીતનું વચન સાંભળી દેવીએ મોટી ગર્જના કીધી. કલ્પાંત સરખી મોટી ગર્જના સાંભળી દૈત્યો બીધા. પૃથ્વી તથા પર્વતો કંપવા લાગ્યા તથા દૈત્ય-

સ્ત્રીઓના ગર્ભપાતો પડવા લાગ્યા. તામ્રાક્ષ આ ગર્જના સાંભળી, ઘણો બીધો અને મહિષ પાસે નાશી ગયો. તેના નગર વિશે સર્વે દૈત્યો આ જોઇ ઘણા જ ચિંતા કરવા લાગ્યા. તામ્રાક્ષને પાછો આવેલો જોઇ મહિષ મોહ પામી વિચાર કરવા લાગ્યો કે, હવે શું કરવું ? આ બાબત ઉપાય કરવો જોઇએ. શસ્ત્ર વિશે બુદ્ધિમાન્ દૈત્યોએ કાર્ય સિદ્ધિને માટે ઉપાય યોજવો જોઇએ. અગર જો રાજા સુરક્ષિત હોય, છતાં મંત્રીઓ, એ રાજ્યનું મૂળ છે. વિદ્વાને હમ્મેશાં સદાચારી મંત્રીઓ સાથે વિચાર કરવો જોઇએ. જો રાજા મંત્રનો ભેદ કરે તો અવશ્ય,તેના રાજ્યનો નાશ થાય. માટે રાજ્યની આબાદાની ઇચ્છનારા રાજાએ કોઇ દિવસ મંત્રભેદ કરવો નહિ. નીતિપુરઃસર મંત્રીઓએ વિચાર કરી, કાલ અને દેશને અનુસરી ઉપાયો યોજવા જોઇએ. આ દેવી દેવથી નિર્માણ કરાયલી એકાકી યુદ્ધ કરવા આવી છે, એ ઘણું જ આશ્ચર્ય છે. આમાં સારું થશે વા માઠું થશે, તે ત્રણ ભુવન વિશે કોઈ પણ જાણે એમ નથી. ઘણા હોય તેથી તેનો જય થતો નથી તથા આ એકાકી છે તેથી તેનો પરાજય થશે, તે પણ નક્કી નથી. જય અને પરાજય યુદ્ધ વિશે હંમેશ દૈવાધીન છે. ઉપાયવાદીઓ કહે છે કે દૈવ શું છે અને તેને કોણે ઉત્પન્ન કીધું છે ? બુદ્ધિમાન્ પુરુષો આને અદૃષ્ટ કહે છે. સઘળા જ દૈવ છે એમ માનતા નથી. પણ બીકણનું એ આશ્રમસ્થાન છે. ઉદ્યમી કદાપિ દૈવને માનતો નથી. શૂર પુરુષ ઉદ્યમ જ શ્રેષ્ઠ માને છે અને બીકણ દૈવને શ્રેષ્ઠ માને છે. આ રીતના હેતુવાળું રાજાનું વચન સાંભળી, બિડાલાખ્ય હાથ જોડી રાજાને કહેવા લાગ્યોઃ- આપણે પ્રથમ જાણવું જોઇએ કે, એ અહીં કેમ આવી હશે ? હું ધારું છું કે, એને દેવોએ પોતાનું તેજ આપીને તમારું મરણ સ્ત્રીથી છે, એમ જાણીને તેઓએ એને મોકલી છે. દેવો સઘળા યુદ્ધ સમયે એને સહાય આપશે અને વિષ્ણુ વિગેરે દેવો તમને તથા સર્વને હણશે. આ રીતે હે નરાધિપ! આ દેવોનું કાર્ય છે, એમ મને લાગે છે. થવાનું હોય છે તેનું કોઇને જ્ઞાન હોતું નથી. એની સાથે આપણે ન લડવું જોઇએ, એમ મારાથી કહી શકાય નહીં. તે બાબત વિશે હે મહારાજ ! આપ જેમ કહેશો તે પ્રમાણે કરીશું.

છતાં તેને હું વિપરીત જોઈશ તો તેને આ બાણોવડે એકદમ ભૂમિપર નાંખી દઇશ. પ્રથમ સામ તથા દામ ઉપાયો કહેવાયલા છે. જે ઉપાયોથી સ્ત્રી ક્રોધમાં હોય તો પણ વશ થાય છે. તેથી ત્યાં જઇ મધુર વાક્યોથી પ્રસન્ન કરવી, એમ મારો વિચાર છે. વ્યાસ બોલ્યાઃ- આ રીતનું દુર્ધર્ષનું વચન સાંભળી, તામ્રાક્ષ વિનયથી હેતવાળું વચન રાજાને કહેવા લાગ્યોઃ-આ સ્ત્રી કામાતુર નથી, તેમ એ અનુરક્ત પણ નથી. માટે આવાં વ્યંગ વાક્યો તેની પાસે કાંઈ બોલવાની જરૂર નથી. મેં કોઇ વખત આવી મનોહર તથા અઢાર ભુજાવાળી નારી સાંભળી નથી. આને વિશે મોટું અદ્દ્ભુત કારણ હોવું જોઇએ. તેણે પ્રબળ આયુધો ગ્રહણ કીધાં છે. માટે સઘળું કાળથી કરાયલું હું વિપરીત જોઉં છું. રાત્રે સ્વપ્ન વિશે પણ મને અશુભ સ્વપ્નાં જોવામાં આવ્યાં. તેથી મને લાગે છે કે, કાંઇ પણ હમણાં ખોટું થશે. મેં સ્વપ્નમાં કૃષ્ણ વસ્ત્રવાળી સ્ત્રી ઘેરેઘેર રડતી જોઇ. મોટા ઉત્પાતો મારા જોવામાં આવ્યા. ઘેરે ઘેર પક્ષીએ રડતાં જોવામાં આવ્યાં. આ બધાથી મને ખરું તો એ માલમ પડે છે કે, તે સ્ત્રી આપની સાથે યુદ્ધ જ કરવા ઇચ્છે છે અને એ જ એનો નિશ્ચય છે. આ માનુષી, ગાંધર્વી અથવા આસુરી કૃતિ નથી, પણ મોહને કરનારી એ દેવકૃતિ જાણો. માટે આપણે બીકણપણું ન બતાવતાં તેની સાથે સર્વથા યુદ્ધ જ કરવું, તે સારું છે. પછી સારું વા માઠું પરિણામ આવે તે દૈવને કોણ જાણવા સમર્થ છે? હે નરાધિપ! માણસને જીવવું અથવા મરવું દૈવાધીન છે. તેને કોઇ પણ ફેરવવા સમર્થ નથી. મહિષ બોલ્યોઃ-હે તામ્રાક્ષ! યુદ્ધનો નિશ્ચય કરી તું લઢવા જા. તેને જિતીને અહીં લઈ આવ. જો સંગ્રામમાં એ તારે વશ ન થાય તો તારે એને મારી નાંખવી. હે વીર! તું સર્વજ્ઞ તથા કામશાસ્ત્રને વિશે કુશળ છે. માટે કોઇ પણ ઉપાયથી પહેલાં તેનું રક્ષણ કરવું. તું મોટું સૈન્ય લઇ તેની પાસે જા અને બુદ્ધિપુરઃસર કાર્ય કરજે. પહેલાં તું કારણ પૂછજે કે તું શા માટે આવી છે? વૈરભાવથી કે કાંઇ કાર્યથી અને તું કોનાથી મોકલાયલી છે? આગળથી તેના મનનો નિશ્ચય જાણી લઇ, પછી તેની સાથે યુદ્ધ કરજે. તેની સામા કાતરપણું તેમ જ નિર્દયપણું

નહી બતાવવું. જેમ મનમાં ઠીક લાગે તેમ કરજે. વ્યાસ બોલ્યાઃ- આ પ્રકારનું તેણીનું વચન સાંભળી તામ્રાક્ષ જે કાળને વશ થયો હતો તે રાજાને નમી સૈન્ય લઇ નિકળ્યો. જ્યારે એ બારણે નીકળ્યો ત્યારે રસ્તામાં એ ઘણાં અપશુકનો જોવા લાગ્યો. ત્યાં ગયો ત્યારે તેણે દેવીને સિંહપર બેઠેલી જોઇ તથા સર્વ દેવોના આયુધોથી યુક્ત તેણીને જોઇ. તેને મધુર વાક્યવડે વિનયયુક્ત તે કહેવા લાગ્યોઃ-હે દેવિ! તારું રૂપ જોઇ અમારો રાજા તારાપર મોહિત થયો છે તથા તે મહિષ તારું પાણિગ્રહણ કરવા ઇચ્છે છે. માટે હે વિશાલાક્ષિ! દેવોથી પણ દુર્જય એવા એને તું ભજ. જો તેમ કરીશ તો વનમાં યથેચ્છ વિચરતાં પણ તને કોઇથી ભય રહેશે નહી. તેમ જ સર્વ પ્રકારનું સુખ તને મળશે. હે ભિરુ! તેં હાથને વિશે આયુધો શા વાસ્તે પકડયાં છે? તારા હસ્તો કંદુક પુષ્પ સરખા કોમળ છે. તારી ભ્રૂકુટિ એ જ તારું ધનુષ્ય છે. તો તારે આયુધ શા વાસ્તે લેવું જોઇએ. સંસાર વિશે યુદ્ધ તો દુઃખને આપનારું છે. માટે બુદ્ધિમાને કોઇ પણ દિવસ યુદ્ધ કરવું નહીં. જે લોભી હોય છે તેઓ યુદ્ધ કરે છે. તારાં ગાત્રો અતિ કોમળ છે, માટે તું યુદ્ધને લાયક નથી. માટે દેવ દાનવોથી નમાયલા મારા શેઠને તું પતિ તરિકે કબુલ કર. તે તારી સઘળી મનોવાંચ્છના પૂર્ણ કરશે, તથા મહિષી-રાણી તું કહેવાઇશ. જો સુખ ભોગવવું હોય તો કહ્યું તેમ કર. સંગ્રામમાં પ્રથમ દુઃખ તો છે જ. પછી જય અથવા પરાજય તો દૈવાધીન છે. હે વરવર્ણિની! તું નીતિ જાણે છે. માટે હજારો વર્ષ સૂધી તેની સાથે રહી સુખ ભોગવ. હે કાંતે! તારો પુત્ર થશે તે પણ રાજા થશે. માટે યૌવનમાં ક્રીડા કરી, ઘડપણમાં તું સુખ મેળવીશ.

**पुत्रस्ते भविता कांत सोऽपि राजा भविष्यति ।**
**यौवने क्रीडयित्वा त्वं वार्धके सुखमाप्स्यसि ॥**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना श्रीमद्दाकृते गुर्जरभाषान्तरे पंचपंचाशत्तमोऽध्यायः ॥ ५५ ॥



આપને અર્થે અમારે અવશ્ય મરવું જોઈએ. કારણ, ચાકરનો ધર્મ છે કે, શેઠની સાથે કાં તો મરવું, કેકાં તો તેની સાથે સુખ ભોગવવું. આમાં મોટો વિચાર થાય છે કે, આપણે જેઓ સઘળા સૈન્ય અને બાણોવડે યુક્ત છે, તેની સાથે આ યુદ્ધ માંગે છે. દુર્મુખ બોલ્યોઃ-હે રાજન્! યુદ્ધને વિશે કોઇ દિવસ નાસવું નહીં. કારણ આથી યશની હાનિ થાય છે. આપણ સઘળાઓએ દેવોને જિતીને ઉત્તમ યશ પ્રાપ્ત કીધો છે. આ એકલી સ્રીને જોઇને નાશી જઈએ, તે ઠીક નહી. પછી રણને વિશે જય થાય અથવા મરણ થાય તો પણ યુદ્ધ તો કરવું જ. નાશી જવાથી યશની હાનિ થાય છે. વળી મરણ તો આયુષ્ય આવી રહ્યું હોય તો અવશ્ય થાય જ. કોઈપણ તે ફેરવવા શક્તિમાન્ નથી. સઘળાં પ્રાણી આયુષ્ય ક્ષય થવાથી મરણ પામે છે, તેથી જીવવા મરવાનો ફોકટ શોક કરવો નહીં.

વ્યાસ બોલ્યાઃ—દુર્મુખનું આ રીતનું વચન સાંભળી, બાશ્કલ હાથ જોડી રાજાને કહેવા લાગ્યો.

બાશ્કલ બોલ્યો--હે રાજન્! આ કાર્યમાં તમારે કાંઈ પણ ચિંતા કરવી નહીં. એ ચંચળ નેત્રવાળીને હું એકલોજ હણીશ. હંમેશાં ઉત્સાહ કરવો, એજ કર્ત્તવ્ય છે. કારણ વીર પુરુષોને ભયવાળી વસ્તુ પણ સહેલી થઇ પડે છે. તેથી ભય છોડી દઇને હે ભૂપ! હું તેની સાથે અદ્ભુત યુદ્ધ કરીશ. પછી એ ચંડિકાને યમદ્વાર પહોંચાડીશ. હું પછી યમ, ઇન્દ્ર, કુબેર, વરુણ, વાયુ, અગ્નિ, વિષ્ણુ, શંકર અથવા કાર્ત્તિક સ્વામી એ કોઈથી બીહીતો નથી તો આ મદવડે ગર્વિત થએલી એકલી નારી તે શું કરવાની હતી? હું તેને તીક્ષ્ણ શરોવડે હણીશ. તમો મારું બાહુબળ જોજો. તમો સુખચેનથી રહો તથા આપે એની સાથે યુદ્ધ કરવા જવું નહીં.

વ્યાસ બોલ્યા—આ પ્રમાણે બળવડે ગર્વિષ્ઠ એવો બાશ્કલ બોલી રહ્યા પછી, દુર્ધર રાજાને નમસ્કાર કરીને કહેવા લાગ્યો. દુર્ધર બોલ્યોઃ-હું દેવથી નિર્માણ કરાયલી અરાઢ ભુજાવાળી દેવીને હણીશ. દેવોએ માયાવડે કરીને આપને મારવા માટે એને ઉત્પન્ન કરી છે. પણ તમારે કાંઇ બીવું નહીં, તથા મન વિશે રહેલો

મોહ છોડી દેવો. રાજનીતિ ત્રણ પ્રકારની છે તે સાંભળો. સાત્વિકી, રાજસી અને તામસી. આ રીતે મંત્રીઓ પણ ત્રણ પ્રકારના લોકને વિશે કહેવાય છે. આમાં સાત્વિક નીતિવાળા પ્રધાનો પ્રભુનું કાર્ય પોતાની શક્તિ પ્રમાણે અવશ્ય સાધે છે. પોતાના કાર્યને બિગાડે છે પણ સ્વામીનું કાર્ય સુધારે છે. તેઓ ધર્મમાં તત્પર હોય છે, તેમ જ મંત્રશાસ્ત્રને જાણનારા હોય છે. રાજસી નીતિવાળા મંત્રીઓનાં ચિત્ત આથી જુદાં જ હોય છે. તેઓ હંમેશાં પોતાના કાર્યને વિશે મચી રહેલા હોય છે અને કોઇક જ વખત તેઓ સ્વામીના કાર્યને કરે છે. હવે તામસી નીતિવાળા પ્રધાનો હંમેશાં લોભી હોય છે. તેઓ પોતાના કાર્યમાં મચી રહેલા હોય છે અને પ્રભુના કાર્યને નાશ કરીને પણ પોતાનું કાર્ય સાધે છે. શત્રુથી છેતરાએલા એવા તેઓ આખરે કાળે કરીને નાશ પામે છે. આવા પુરુષો શત્રુના પક્ષવાળાઓને સ્વામીની તરફ રહેવા છતાં સ્વામીની ગુપ્ત વાત કહી દે છે. તેઓ કાર્યનો ભેદ કરનારા હોય છે. સંગ્રામ વખતે તેઓ ધણીને સારું લગાડે છે, છતાં તેઓનો રાજાએ વિશ્વાસ કરવો જોઇએ નહીં. વિશ્વાસ કરવાથી કાર્યની હાનિ થાય છે. આવા પુરુષો પાપમાં મચેલા હોય છે તથા બુદ્ધિહીન અને શઠ હોય છે. તેથી રણના મોખરાને વિશે હું જઇશ અને તેનું હરણ કરીશ. માટે હે નૃપસત્તમ ! તમારે કાંઇ ચિંતા કરવી નહીં. હું તેણીને ગ્રહણ કરીને અહીં લઇ આવીશ અને મારી શક્તિ પ્રમાણે પ્રભુનું કાર્ય બળ અને ધૈર્યવડે સાધીશ.

**गृहित्वा तां दुरात्मानामागमिष्यामि सत्तम ।**
**पश्यमेद्य बलं धैर्यं प्रभुकार्यं स्वशक्तितः ॥**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे षट्पंचाशत्तमोऽध्यायः ॥ ५६ ॥

# અધ્યાય ૫૭ મો.



## દેવી તથા બાશ્કળ દુર્મુખનું યુદ્ધ.

इत्युक्त्वा तौ महाबाहू शूरौ बाष्कलदुर्मुखौ ।
जग्मतुर्मंदबुद्धी तौ सर्वशास्त्रास्त्रकोविदौ ॥



આ રીતે કહી સર્વ શસ્ત્રવિદ્યાને જાણનારા બાશ્કલ અને દુર્મુખ નામના દૈત્યો દેવી પાસે જઇ, આ પ્રમાણે કહેવા લાગ્યાઃ–તેઓ ગંભીર વાણીવડે કહેવા લાગ્યા કે, હે દેવી! મહાત્મા મહિષે સઘળા દેવોને જિતી લીધા છે. માટે તે દૈત્યાધિપતિને તું વર. તે સર્વ લક્ષણ યુક્ત તથા દિવ્ય આભૂષણોથી યુક્ત છે. આ દૈત્ય મનુષનું રૂપ લઇ તારી પાસે આવશે, તેને તું તારો પતિ કરી સર્વ સંસાર સુખ ભોગવ. મહિષપર પરમ ભાવ કરવાથી ત્રણ લોક તારે વશ રહેશે. દેવી બોલ્યાંઃ–હે લુચ્ચા! શું તું એમ જાણે છે કે, હું કામ મોહિત છું. જે મહિષ જેવા શેઠને ભજે તે મંદ બુદ્ધિ હોવો જોઇએ. કુળવાન્ સ્ત્રીઓ હંમેશ કુલ, ગુણ તથા શીલથી યુક્ત પુરુષને ભજે છે. સઘળા પશુઓમાં મહિષનું રૂપ છે તે અધમમાં અધમ છે, માટે એવાને જે ભજે તે અધમ જ હોવી જોઇએ. હે બાશ્કલ તથા દુર્મુખ! તમો જલદી મહિષ પાસે જાઓ અને વિષ સમાન કહેલાં મારાં આ વચનો તેને કહો. પાતાલમાં તું ચાલ્યો જા અથવા મારી સાથે રણ વિશે યુદ્ધ કર. હું એને માર્યા શિવાય અહીંથી ખસવાની નથી. મને જિત્યા શિવાય આ જગ્યા પર તારાથી નહી રહી શકાય. વ્યાસ બોલ્યાઃ–જ્યારે દેવીએ આ પ્રમાણે કહ્યું ત્યારે ક્રોધથી રક્ત નેત્રવાળાઓ તે બેઉ યુદ્ધ કરવા તત્પર થયા. તેઓએ મહાન્ નાદ કીધો, પણ દેવી તો નિર્ભય જ થઇને ઉભાં રહ્યાં. તેઓ તેનાપર બાણવૃષ્ટિ કરવા લાગ્યા. તેમ દેવી પણ તેઓપર બાણો છોડવા માંડયાં તથા દેવોના કાર્યની સિદ્ધિ માટે મધુર નાદ કરવા લાગ્યાં. આ બે દૈત્યોમાંથી બાશ્કળ લઢાઇના મોખરાપર

આવી ઉભો રહ્યો અને દુર્મુખ પ્રેક્ષક તરિકે દેવી સન્મુખ ઉભો રહ્યો. ભય ઉત્પન્ન કરે એવો દેવી તથા બાશ્કલનો પરસ્પર બાણ, તરવાર તથા પરિઘોથી ઘોર સંગ્રામ થયો. દેવી તે દુષ્ટ મતિને યુદ્ધ કરવા સજ્જ થયલો જોઇ ઘણી ક્રોધે ભરાઇ તથા તેને શિલા સરખાં તીક્ષ્ણ પાંચ બાણો તેનાપર નાંખ્યાં. દૈત્ય પણ પોતાના શરોવડે દેવીનાં શરોનું છેદન કરવા લાગ્યો તથા સાત બાણો દેવીપર માર્યાં. દેવીએ તે બાણોને આવતાં જોઇ એકદમ કાપી નાંખ્યાં તથા દેવીએ હસીને દૈત્યનું શરાસન, અર્ધ ચંદ્ર બાણવડે કાપી નાંખ્યું. બાશ્કલ આથી ગદા લઇ દેવીને મારવા વાસ્તે દોડયો. ગદા લઇ આવતા તે મહ-ગાર્વિત દૈત્યને જોઇ ચંડિકાએ ગદા મારી તેને નીચો પાડયો. બાષ્કલ ભૂમિ ઉપર પડયા પછી એક મુહૂર્તમાં તે પાછો ઉઠયો. ચંડ છે પ્રરાક્રમ તે જેનું એવો તે દૈત્ય હાથમાં ગદા લઇ દેવી તરફ ધશી આવ્યો. દૈત્યને ધશી આવતો જોઇ દેવીએ ત્રિશૂલ તેની છાતી વિશે માર્યું. આ ત્રિશૂલના ઘાથી તે દૈત્ય નીચે પડયો અને મરી ગયો. જેવો બાષ્કલ નીચે પડયો કે તેનું લશ્કર આમ તેમ નાશ ભાગ થવા લાગ્યું. આથી ગગન વિશે રહેલા દેવતાઓ જયજયનો ધ્વનિ કરી ઘણો હર્ષ પામવા લાગ્યા. બાષ્કલ જેવો હણાયો કે ક્રોધથી રક્ત થયેલાં છે નેત્ર જેનાં એવો દુર્મુખ નામનો રાક્ષસ હાથમાં ધનુષ્ય લઇ, હે બાલે ! ઉભી રહે, ઉભી રહે, એમ બોલતો દેવી સામો આવી ઉભો. આને આવતો જોઇ દેવીએ શંખનાદ કીધો. આ નાદથી દાનવ અતિશય કોપી ઉઠયો. તે એકદમ તીક્ષ્ણ આશિવિષ સરખાં બાણો તેનાપર મારવા લાગ્યો. દેવીએ પોતાનાં બાણોથી તે બાણોને છેદી નાંખ્યાં. આ રીતે બેઉનું ભયંકર યુદ્ધ થયું. બાણ, શક્તિ, ગદા, મુશલ તથા તોમરવડે એવું દારુણ યુદ્ધ થયું કે, ત્યાં રુધિરની નદીનો પ્રવાહ ચાલવા લાગ્યો. ત્યાં એટલાં બધાં ધડો પૃથ્વી પર પડયાં કે, જાણે તુંમડાનાં ફળોથી જાણે જમીન છવાઇ ગઇ હોયની શું ? કાગડા, ગીધ તથા કુતરાં વિગેરે જનાવરો તે દુરાત્મા-ઓનાં શરીરોને ખાવા લાગ્યાં. શબોના દુર્ગંધોથી પવનો પણ દુર્ગંધીવાળા વાવા લાગ્યા. માંસ ખાનારાં પક્ષીઓનો હર્ષનો પોકાર થવા લાગ્યો. દુર્મુખ હાથ ઉંચા કરી દેવી સન્મુખ ઉભો રહી કહેવા

લાગ્યો કે, હે દેવી! આજે હું તને હણીશ. નહી તો તું મારા પતિ મહિષને ભજ. દેવી બોલ્યાં:-મોહવાળો તું શું બબડે છે? તારૂં મૃત્યુ હવે નજદીક આવ્યું છે. આજે જ હું તને જેમ બાષ્કલને માર્યો તેમ તને પણ મારીશ. તું અહીંથી ચાલ્યો જા અને મરવું જ હોય તો રણ વિશે ઉભો રહે. હું તને હણ્યા પછી હું તારા પતિ મહિષીના પુત્રને પણ હણીશ. આવું વચન સાંભળી દુર્મુખ લઢવા માટે એકદમ તૈયાર થઇ ગયો અને ચંડિકા ઉપર બાણો છોડવા લાગ્યો. દેવી પણ તીક્ષ્ણ બાણોવડે તેનાં બાણોને છેદન કરવા લાગ્યાં તથા ઈંદ્ર જેમ વૃત્રાસુરને મારે તેમ તેના પર તેમણે બાણવૃષ્ટિ કરવા માંડી. તેઓનું યુદ્ધ એવું ભયંકર હતું કે, બીકણો તે જોઇ બી મરે તથા શૂરવીરો તે જોવાથી તેઓમાં બલવૃદ્ધિ થાય. દેવીએ શરવડે તેના હાથમાં રહેલા ધનુષ્યને છેદી નાંખ્યું તથા પાંચ બાણો મારી તેના રથના ચૂરેચૂરા કરી નાંખ્યા. જેવા રથના ચૂરે-ચૂરા થયા કે, તે હાથમાં ગદા લઇ ચંડી તરફ ધશી આવ્યો અને ચંડીના સિંહના માથાપર ગદાનો ઘા કીધો. તે સિંહ ઘા પડવા છતાં પણ ત્યાંથી જરા પાછો હઠયો નહી. ગદા સહિત તેને ઉભેલો જોઈ દેવીએ ખડ્ગવડે તેના મસ્તકનું છેદન કીધું. દુર્મુખ જેવો મરાયો કે દેવો જયનો ધ્વનિ કરવા લાગ્યા તથા દેવીની સ્તુતિ કરવા લાગ્યા અને આકાશને વિશે રહેલા દેવો પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. તેને રણ વિશે હણાયલો જોઇ ઋષિઓ, સિદ્ધો, ગંધર્વો, વિદ્યાધરો અને કિન્નરો ઘણા જ હર્ષ પામ્યા.

**ऋषयः सिद्धगंधर्वाः सविद्याधरकिन्नराः ।**
**जहर्षुस्तं हतं दृष्ट्वा दानवं रणमस्तके ॥**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे सप्तपंचाशत्तमोऽध्यायः ॥ ५७ ॥



# અધ્યાય ૫૮ મો.



## દેવી તથા ચિક્ષુર તામ્રાક્ષનું યુદ્ધ.

વ્યાસ ઉવાચઃ–દુર્મુખં નિહતં શ્રુત્વા માહિષઃ ક્રોધમૂર્છિતઃ ।
ઉવાચ દાનવાન્ સર્વાન્ કિં જાતમિતિ ચાસકૃત્ ॥

વ્યાસ બોલ્યાઃ—દુર્મુખને રણ વિશે હણાયલો સાંભળી મહિષ ઘણો કોપાયમાન થઈ કહેવા લાગ્યો કે, આ શું વિપરીત વારંવાર બનવા પામ્યું છે કે, દુર્મુખ તથા બાષ્કલ જેવા શૂરાઓ પણ રણ વિશે હણાયા. સુખ અથવા દુઃખનો કર્તા કાળ છે. કારણ દૈવનું ચેષ્ટિત આશ્ચર્યકારક છે અને માણસો આ રીતે પરતંત્ર છે. આપણા શ્રેષ્ઠ એવા બે રાક્ષસો મરાયા. હવે આપણે શું કરવું ? માટે સર્વે મળી આ સંકટ વખતે જે તમને ઘટિત લાગે તે કહો. જ્યારે મહિષ આ પ્રમાણે બોલ્યો ત્યારે ચિક્ષુર નામનો નાયક કહેવા લાગ્યો, હે રાજન્ ! હું એને હણીશ. તમારે તેમાં જરા પણ ચિંતા કરવી નહીં. આમ કહી તે સૈન્ય લઈ રથમાં બેસી લઢવા નીકળ્યો અને આજૂબાજૂથી રક્ષણ થાય, માટે તામ્રાસુરને પોતાની સાથે લીધો. આ સૈન્યના મહાન્ ઘોષથી આકાશ ગાજી રહ્યું. આ દૈત્યને આવતો જોઈ દેવી ઘણો અદ્ભુત રીતનો શંખનાદ કરવા લાગ્યાં. સઘળી દૈત્ય સેના આ શું હશે ? એમ બોલતી ભયથી ધ્રૂજતી ધ્રૂજતી નાસવા લાગી. આથી ક્રોધે ભરાઈ ચિક્ષુર કહેવા લાગ્યો કે, તમે શા માટે આટલા બધા બીઓ છો ? મદથી ઉદ્ધત થયલી આ બાળાને આજે જ હું હણીશ. હે દૈત્યો ! ભય તજી દઈ સમરને મોખરે આવી તમો ઉભા રહો. આ રીતે હાથમાં ધનુષ્ય લઈ ચિક્ષુર જેનો શોક દૂર થયો છે એવો દેવી પાસે આવી કહેવા લાગ્યો, હે વિશાલાક્ષિ ! તું શા માટે આટલી ગર્જના કરે છે ? તારી ગર્જનાથી માત્ર બીકણ હોય તેજ બીએ. તારું કમ સાંભળી હું બિલકુલ બીતો નથી. સ્ત્રીને મારવામાં દૂષણ છે. તથા તેમાં કીર્તિને નુકશાન પહોંચે છે, એમ જાણી હું આજે તને સંગ્રામમાં હણતો નથી. માટે જ્યાં તારી ખુશીમાં આવે ત્યાં

ચાલી જા. અમારા મનમાં લાગે છે કે, સ્ત્રીનું યુદ્ધ કટાક્ષવડે છે. હે રૂપ તથા લાવણ્યથી યુક્ત સ્ત્રી! તારા સરખીને શસ્ત્ર લઇ યુદ્ધ કરવું લાયક નથી. તારા સરખીને પુષ્પવડે પણ યુદ્ધ કરવું લાયક નથી તો તીક્ષ્ણ બાણોવડે કરીને તો કેમ જ? તારા સરખી રમણીના શરીરને માલતીનું પુષ્પ પણ કરમાવવા સમર્થ છે તો બાણોની તો શી જ ગણના? ક્ષાત્ર ધર્મ વૃત્તિવાળા માણસોને ધિક્કાર છે કે, દેહનું પ્રથમ લાલન કરી પાછળથી તીક્ષ્ણ શરોથી કપાવી નંખાવવું. જે શરીરને તૈલમર્દન કરી પુષ્પના સુગંધી પવનોથી તથા મિષ્ટાન્ન ભોજનોથી સારી રીતે તેનું પોષણ કરી, પાછળથી શત્રુનાં તીરોવડે તેને હણવા દેવું. જે માણસ પોતાનો દેહ તલવારની ધારથી છેદન કરવા દઈ ધન મેળવે છે, તેવા માણસના પૈસાને ધિક્કાર છે; જે પહેલો ઘણા દુઃખને આપનારો અને પાછળથી સુખ આપનારો થાય છે. તું પણ હે વામોરુ! સંભોગજન્ય સુખ તજી દઈ લડાઇ વિશે ઘણો ફાયદો માને છે. રણમાં ખડ્ગ તથા ગદાના પડવાથી તથા તીક્ષ્ણ તીરોના વાગવાથી મરણ થાય છે અને કુતરાં, કાગડા વિગેરે મૃત શરીરને ખેંચે છે. મૂર્ખ તથા ધૂર્ત એવા કવિઓ વખાણ કરે છે કે, જે રણમાં મરે તેને સ્વર્ગપ્રાપ્તિ થાય, પણ તે ભૂલભરેલું છે. માટે જ્યાં તારી ખુશીમાં આવે ત્યાં ચાલી જા. અથવા સુરને મર્દન કરનાર અમારા સ્વામી મહિષને તું ભજ. વ્યાસ બોલ્યાઃ–તે દૈત્ય આ રીતે બોલ્યો ત્યારે અંબિકા બોલ્યાં:–હે મૂઢ! બુદ્ધિમાનની માફક ખોટું પંડિતનું ડોળવાળું તું શું બોલે છે? તું નીતિશાસ્ત્ર તેમ જ વિદ્યા ભણ્યો નથી. તેં વૃદ્ધ પુરુષોનું સેવન કીધું નથી, તેમ જ ધર્મ વિશે તારી બુદ્ધિ નથી. તું મૂર્ખની સેવા કરે છે, માટે તું પણ તેના જેવો જ છે. તું રાજધર્મ જાણતો નથી અને મારી પાસે તું શું બોલે છે? હું સંગ્રામ વિશે મહિષને હણ્યા પછી અહીંથી જઇશ. દેવોનું અનિષ્ટ કરનાર દૈત્યનો હું વધ કરીશ તથા તેઓની સાથે જે આવેલા હશે તેઓનો પણ વધ કરીશ, આવો મારો નિશ્ચય છે. આ બોલવું સાંભળી બળથી ગર્વિષ્ઠ તે દૈત્યે તેના પર બાણવૃષ્ટિ કરવા માંડી. પણ તે બાણો તેણે પોતાનાં બાણોથી છેદી નાંખ્યાં.

આ રીતે વિસ્મય પમાડે એવું તેઓ વચ્ચે પરસ્પર ઘોર યુદ્ધ થયું. અંબિકાએ તેનાપર ગદા મારી, જેથી તે મૂર્છા ખાઇ ગયો અને બે મુહૂર્ત સૂધી એ જ અવસ્થામાં રથમાં રહ્યો. તેને મૂર્છિતાવસ્થામાં જોઇ શત્રુના બળને રોકનાર તામ્રાસુર ચંડિકા સાથે યુદ્ધ કરવા રણ વિશે આવ્યો. તેને જોઇ દેવી હસતે મુખે બોલ્યાં 'તું અહી આવ, હું તને જલદી યમલોક પ્રત્યે મોકલીશ. તમ સરખા નિર્બળો શા માટે યુદ્ધ કરવા આવો છો અને મહિષ જીવવાની ઇચ્છાવાળો ઘેર બેઠો બેઠો શું કરે છે? તમોને હણવાથી જ્યાં સૂધી પાપિષ્ઠ મહિષાસુર મરાયો નથી ત્યાં સૂધી મારો સર્વ પ્રયાસ ફોકટ છે. તામ્ર આ વચન સાંભળી ક્રોધથી ચંડિકાપર કાન સૂધી ખેંચી બાણોની વૃષ્ટિ કરવા લાગ્યો. દેવીએ ધનુષ્ય ખેંચી દૈત્યને મારવા બાણો મૂકવા માંડયાં. ચિક્ષુર જે મૂર્છિત થયો હતો તે ફરીથી ઉઠયો તથા હાથમાં ધનુષ્ય લઇ તેની સામા આવી ઉભો. આ રણમાં ચિક્ષુર અને તામ્રાક્ષ બેઉ બલિષ્ઠ યોદ્ધાઓ લઢવા લાગ્યા. મહામાયા ક્રોધે ભરાઇ સેંકડો બાણો મૂકી, સઘળા દૈત્યોનાં શરીરોને છેદન કરવા લગ્યાં. અસુરો શરથી મરાયલા ઘણા જ ક્રોધે ભરાયા તથા દેવીપર ક્રોધથી શસ્ત્રસમુહ ફેંકવા લાગ્યા. આ રીતે અસુરો સાથે દેવીને ઘણો ઘોર સંગ્રામ થયો. જે દેવો ત્યાં જોવા આવ્યા હતા તેઓ આ જોઇ પરમ વિસ્મય પામ્યા. તામ્રાસુરે એક મુશળ લઇ સિંહના માથાપર માર્યું અને પછી હસવા તથા નાદ કરવા લાગ્યો. તેને ગર્જતો જોઇ દેવીએ તામ્રાસુરના મસ્તકપર ગદા મારી. જેથી તેનું મસ્તક છેદાયું. તામ્રાસુરને મરેલો જોઇ ચિક્ષુર મોટી ગદા લઇ એકદમ ચંડિકા તરફ દોડી ગયો. પણ તેને આવતો જોઇ શરવડે દેવીએ તેના મસ્તકનું છેદન કીધું. જ્યારે આ રીતે બેઉ દૈત્યો મરાયા કે દૈત્યસૈન્ય નાશ ભાગ થવા લાગ્યું. દેવો ઘણા હર્ષ પામવા લાગ્યા અને આકાશને વિશે રહીને જયધ્વનિ કરવા લાગ્યા.

ऋषयो देवगंधर्वा वैतालाः सिद्धचारणाः ।
ऊचुस्तेजयशब्दं तु चांबिकायाः पुनः पुनः ॥

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे अष्टपंचाशत्तमोऽध्यायः ॥ ५८ ॥

# અધ્યાય ૫૯ મો.

## દેવી તથા અસિલોમાદિનું યુદ્ધ.

व्यासउवाचः-तौ तथा निहतौ श्रुत्वा महिषो विस्मयान्वितः ।
प्रेरयामास दैत्येंद्रान् तद्वधार्थं महाबलान् ॥

વ્યાસ બોલ્યાઃ-જ્યારે મહિષે સાંભળ્યું કે, મારા મોકલેલા બંને દૈત્યો હણાયા ત્યારે તે અતિ વિસ્મય પામ્યો અને અસિલોમા તથા બિડાલાખ્ય નામના મહા બળવાળા તથા યુદ્ધ વિશે દુર્મદ એવા રાક્ષસોને તેના વધ માટે મોકલવા લાગ્યો. સર્વ સૈન્ય તથા આયુધોથી યુક્ત તેઓ સિંહપર બેઠેલી દેવીને જોવા લાગ્યા. જેને અઢાર ભુજાઓ હતી તથા ખડ્ગ અને ખેટક ધારણ કીધેલાં હતાં. અસિલોમા તેની પાસે જઇ હસી વિનય સહિત દૈત્યોના વધને ઉદ્યુક્ત થયેલી દેવીને કહેવા લાગ્યો. અસિલોમા બોલ્યોઃ-હે દેવિ! ખરેખરું કહે, તું અત્રે શા માટે આવી છે? અને નિરપરાધી દૈત્યોને શા માટે હણે છે? તું તેનું કારણ કહે. હું તારી સાથે સંધિ કરવા ઇચ્છું છું. સોનું, મણિ, રત્નો, સુંદર વાસણો, જે તું ઇચ્છે તે અમો આપવા તૈયાર છીએ. પણ તું તારા સ્થાન પ્રત્યે ચાલી જા. દુઃખ તથા સંતાપને વધારનારા યુદ્ધને તું કેમ પસંદ કરે છે? મોટા પુરુષો કહે છે કે, યુદ્ધ સર્વ સુખનો નાશ કરનારું છે. અમે વિસ્મય પામીએ છીએ કે, તારો કોમળ દેહ પુષ્પોના આઘાતો સહન કરવા સમર્થ નથી, છતાં કેવી રીતે શસ્ત્રસંપાતો સહન કરે છે? ચતુરપણાંનું મુખ્ય ફળ એ કે, શાંતિ રાખવી તથા સુખસેવન કરવું. ત્યારે દુઃખનું કારણ જે સંગ્રામ તે કરવાને તું કેમ ઇચ્છે છે? સંસારમાં સુખ હંમેશ ગ્રહણ કરવું તથા દુઃખનો ત્યાગ કરવો. તે સુખ બે પ્રકારનું કહેવાય છે, નિત્ય તથા અનિત્ય. આત્મ જ્ઞાનનું જે સુખ તે નિત્ય છે અને ભોગથી ઉત્પન્ન થયલું સુખ અનિત્ય છે. આત્મનાશ થાય એવાં કર્મનો હંમેશ ત્યાગ કરવો જોઇએ, એમ શાસ્ત્રકારો કહે છે. માટે અમો કહીએ

તે માન અને યૌવનસુખ યથેચ્છ ભોગવ. હે કૃષોદરિ! પરલોકમાં સુખ અથવા દુઃખ શંકિત છે. પણ આ પૃથ્વીપર તો સુખ ભોગવી લે. યૌવન, દેહ વિશે અનિત્ય છે, એમ જાણી સુકૃત કરવું. ડાહ્યા પુરુષો બીજાને તાપ–દુઃખ આપતા નથી. ધર્માર્થ કામનું સેવન નિશ્ચિત મનથી કરવું. માટે હે કલ્યાણિ! તું પણ તારી મતિ કલ્યાણ તરફ દોડાવ. હે અંબિકે! અપરાધ વિના દૈત્યોને તું શા માટે મારે છે? ધર્મ તથા દયાનાં મૂળ સ્થાનો દેહ તથા પ્રાણ કહેવાયા છે, માટે દેહ તથા પ્રાણનું હંમેશ રક્ષણ કરવું. દૈત્યોના વધનું કારણ હે દેવિ! મને કહે. દેવી બોલ્યાં:–તું મને પૂછે છે કે, હું અત્રે શા માટે આવી છું. ત્યારે હું તને દૈત્યના વધનું કારણ કહું તે સાંભળ. હે દૈત્ય! સર્વ લોક વિશે તેમજ ભૂતળ વિશે ન્યાય અને અન્યાયની બાબત તપાસી હું હંમશે ફરું છું. મને લોભ, ભોગેચ્છા કે વૈર કાંઇ નથી. ધર્મ અને સાધુના રક્ષણ અર્થે હું ફરું છું. પાલન કરવું, એ જ મારું વ્રત છે. સાધુનું રક્ષણ કરવું તથા અસાધુને હણવા, એ મારી ફરજ છે. દુરાચારી મહિષ દેવોને હણવા ઉદ્યુક્ત થયલો છે. આ જાણી હું તેના વધ અર્થે આવી છું. દેવોના જે શત્રુ છે તેઓને હું હણીશ. તું તેની પાસે જા અને તેને કહે કે, તું બીજાઓને યુદ્ધમાં શા માટે મોકલે છે? તું પોતે જ યુદ્ધ કરવા આવ. તે તથા તમો સર્વે સંધિ કરવાની ઇચ્છા રાખતા હો તો સઘળાઓ વૈર તજી પાતાળમાં જાઓ. દેવોને જિતી જે દ્રવ્ય તમોએ લઇ લીધું છે તે આપી દઇ ચાલ્યા જાઓ, જ્યાં પ્રહ્લાદ રહે છે. વ્યાસ બોલ્યા:–આ વચન સાંભળી અસિલોમા પોતાની પાસે રહેલા બિડાલાસુરને પ્રીતિપૂર્વક પૂછવા લાગ્યો. અસિલોમા બોલ્યો:–હે બિડાલ! ભવાનીએ જે કહ્યું તે તેં સાંભળ્યું? આ રીતે છે ત્યારે વિગ્રહ કે સંધિ શું કરવું? આપણો રાજા અભિમાની હોવાથી યુદ્ધ વિશે બીજા મરેલા જુવે છે, છતાં આપણને પ્રેરે છે. દૈવને ઉલ્લંઘવા કોણ સમર્થ છે? માન રહિત સેવકોના ધર્મ દુઃસાધ્ય છે. વશ રહેનારા ચાકરોની ગતિ પુતળીના સરખી છે. તેની પાસે જઇ આપણાથી કેમ કહી શકાય કે, દેવોને તેઓનો સર્વ નિધિ આપી દઇ તમો પાતાળમાં જાઓ. અગર જો

આ બોલવું સત્ય છે, છતાં તેને તે અપ્રિય લાગે છે. કારણ બુદ્ધિમાને તેવા વખતમાં મૌન રહેવું, પણ સાચે સાચું કહેવું નહી. કારણ પાછળથી તે ક્રોધે ભરાય છે. જ્યાં પ્રાણનો ભય છે તેવી વખતે યુદ્ધ ન કરવું જોઈએ. તથાપિ સ્વામિકાર્ય શ્રેષ્ઠ ધારી, બીજું સઘળું તૃણસમાન ગણવું. આમ મનમાં વિચારી તે બન્ને ધનુષ્ય તથા બાણ લઈ યુદ્ધ કરવા તત્પર થયા. પ્રથમ બિડાલે સાત બાણો મૂકયાં. પરમ અસ્ત્રને જાણનાર અસિલોમા પ્રેક્ષકની માફક દૂર ઉભો રહ્યો. પોતાનાં શરોવડે દેવીએ તેનાં શરોને કાપી નાંખ્યાં. બિડાલના ઉપર તીક્ષ્ણ ત્રણ બાણો દેવીએ માર્યાં, જેથી તે ભૂમીપર ઢળી પડયો તથા મરી ગયો. બિડાલને રણ વિશે હણાયલો જોઇ, અસિલોમા હાથમાં ધનુષ લઈ, યુદ્ધ માટે તત્પર થઇ ઉભો રહ્યો. ડાબો હાથ ઊંચો કરી તે દેવીને કહેવા લાગ્યો, "હે દેવી! હું જાણું છું કે, દુરાત્મા રાક્ષસોનાં મરણ પાસે આવ્યાં છે. તથાપિ હું પરાધીન છું, માટે મારે યુદ્ધ તો કરવું જ જોઇએ. મહિષ મંદબુદ્ધિવાળો છે, તેથી પ્રિય અથવા અપ્રિય કશું સમજતો નથી. તેની આગળ હિતકારક તો પણ અપ્રિય મારાથી કહી શકાય નહી. જેમ બીજાઓ મરાયા તેમ મારે પણ વીર ધર્મવડે મરવું. આમ કહી તે દાનવોત્તમે શરવૃષ્ટિ કરવા માંડી. દેવી તેને બાણોવડે છેદન કરવા લાગ્યાં તથા બીજાં બાણોવડે અસિલોમાને મારવા લાગ્યાં. આ જોઈ તે દૈત્ય ઘણો ક્રોધે ભરાયો તથા તેનાં બાણોને છેદી નાંખ્યાં તથા દોડી જઇ તેણે હાથમાં ગદા લઈ સિંહના માથાપર મારી. સિંહે તેનો હાથ ચીરી નાંખ્યો. તેણે સિંહના મસ્તકપર ચઢી જઇ અંબિકાપર ગદા ફેંકી. પણ તેણે તે ગદા ચૂકવી, તીક્ષ્ણ ધારવાળા ખડ્ગવડે તેનું શિરચ્છેદન કીધું. આથી તે દુષ્ટાત્માના સૈન્ય વિશે મોટો હાહાકાર થઇ રહ્યો. દેવો ઘણા હર્ષ પામ્યા અને સ્તુતિ કરવા લાગ્યા. દેવના દુંદુભિઓ વાગવા લાગ્યાં અને કિન્નરો ગાવા લાગ્યાં આ વખતે સિંહે ત્યાં રહેલા સઘળા દૈત્યોનો નાશ કીધો. તે કેટલાકનું ભક્ષણ કરી ગયો અને એ રીતે તે રણ દૈત્યશૂન્ય કરી દીધું. કેટલાક દૈત્યો નાશી મહિષ પાસે ગયા અને દુઃખી થઇ રડવા લાગ્યા અને અમારું રક્ષણ કરો, રક્ષણ કરો, એમ બોલવા લાગ્યા. તેઓએ મહિષને કહ્યું કે,

આપણા અસિલોમા તથા બિડાલ હણાયા છે અને બીજાઓને સિંહે ભક્ષણ કીધા છે. આ સર્વ હકીકત સાંભળી તે મહિષ ઘણી જ ચિંતા કરવા લાગ્યો.

तच्छ्रुत्वा वचनं तेषां महिषो दुर्मनस्तदा ।
बभूव चिंताकुलितो विमनो दुःखसंयुतः ॥

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे एकोनषष्टितमोऽध्यायः ॥ ५९ ॥



# અધ્યાય ૬૦ મો.



## દેવી તથા મહિષનો વાદ.

व्यासउवाचः-तेषां तद्वचनं श्रुत्वा क्रोधयुक्तो नराधिप ।
दारुकं प्राह तरसा रथमानय चाद्भुतम् ॥



વ્યાસ બોલ્યાઃ-તેઓનું આ રીતનું વચન સાંભળી, ક્રોધવડે તે દારુકને કહેવા લાગ્યો કે, તું જલદી રથ લાવ. જે રથને એક હજાર ગધેડાં જોડેલાં છે તથા જેને પતાકા અને ધ્વજા આવી રહેલાં છે અને ચક્ર તથા બીજાં સર્વ શ્રેષ્ઠ આયુધોથી શણગારાયલો છે તે અહીં લાવ. સૂત જલદી રથ લીવી ઉભો રહ્યો, અને કહેવા લાગ્યો કે, આપના કહ્યા પ્રમાણે હું સર્વ લાવ્યો છું. રથ આવેલો જોઇ તે દાનવેંદ્ર માનુષ દેહ ધારણ કરી સંગ્રામ વિશે જવાનો વિચાર કરવા લાગ્યો. તેણે મનમાં એમ વિચાર કીધો કે, માનુષ રૂપ ધારણ કરી સંગ્રામમાં જવું તે સારું. કારણ દેવી મને શિંગડાંવાળો તથા દુર્મુખ જોઈ, મારા તરફ પોતાનું મન દોરવશે નહીં. નારીને મનુષ્યરૂપ તથા ચાતુર્ય વધારે પ્રિય હોય છે તથા સારા રૂપનો દેખાવ કરી જવું તે વધારે સારું, જેથી તે મને જોઇ મારાપર પ્રીતિ કરે. આમ વિચાર કરી માહિષ રૂપનો ત્યાગ કરી

તે એક સુંદર પુરુષ બન્યો. તેણે સઘળાં આયુધો તથા સુંદર ભૂષણો ધારણ કીધાં. જાણે બીજો કામદેવ હોય એવું રૂપ તેણે ધારણ કીધું. પછી રથ વિશે બેઠો અને સર્વ સેના લઇ ગર્વયુક્ત તે દેવી પાસે ગયો. સ્ત્રીઓને મોહ કરે એવું માનુષરૂપ ધારણ કરી તે દૈત્યોના અધિપતિને દેવી જોવા લાગ્યાં. દેવીએ તરત શંખનાદ કીધો. પછી દાનવેંદ્ર દેવી પાસે આવી હસીને કહેવા લાગ્યો:-હે દેવી! આ સંસારચક્ર વિશે માણસ ફોકટ ઉત્પન્ન થયો છે. કારણ તે સ્ત્રીના સુખની ઇચ્છા રાખે છે. આ બેઉનો જો સંયોગ થાય તો જ સુખ થાય. નહિ તો બેઉનો જન્મ વૃથા છે. સંયોગો ઘણે પ્રકારે ભિન્ન છે, તે હું કહું તે તું સાંભળ. પ્રીતિ તથા ક્લેશથી થયલા તથા સ્વભાવથી થયલા અનેક ભેદો છે. તેમાં પ્રથમ પ્રીતિથી ઉત્પન્ન થયલા ભેદને હું પ્રથમ વર્ણવું છું. માબાપનો પુત્ર સાથ સંયોગ ઉત્તમ છે. ભાઇનો ભાઇ વિશે યોગ મધ્યમ છે. કારણ તે લોભથી ભેદને પામે છે. મિત્રનો મિત્ર સાથ સંયોગ ત્રણ પ્રકારનો હોય છે. જે ઉત્તમ, મધ્યમ અને અધમના ભેદવડે ઘણે પ્રકારે થાય છે. હે કાંતે! સમાન વય અને રૂપવાળાં સ્ત્રી પુરુષોનો સમાગમ હંમેશ સુખ આપનારો જ થાય છે. વય, ચતુરાઇ, કુલ, શીલ તથા ગુણ વિગેરેથી યુક્ત જોડાંના સંયોગને આ સંસારમાં સુખની સીમા રહેતી નથી. આમ છે છતાં તું યૌવનથી હણાયલા મને શા માટે આમ પીડા કરે છે? હુ દેવોની પૂજા તથા સર્વ સંપત્તિનો ભોગવનાર છું. હું સ્વેચ્છાથી નાનાં રૂપો ધારણ કરી શકું છું. ઇંદ્ર તથા બીજા સર્વે દેવતાઓને મેં સંગ્રામમાં હણ્યા છે. સ્વર્ગમાં જે રત્નો છે, તે સર્વ મારી પાસે છે. તે તું યથેષ્ટ ભોગવ અથવા તારી ખુશીમાં આવે તેને આપ. હું તારો દાસ થઇ ચૂક્યો છું, માટે તું રાણીનું પદ ધારણ કર. તારા કહેવાથી હું દેવોપર વૈર નહી રાખું. જેમ તને સુખ થશે તેમ હું કરીશ. તારા મનની જે આજ્ઞા હશે તે પૂર્ણ કરીશ. હું તારા રૂપથી ઘણો જ મોહિત થયો છું. હું ઘણો જ આતુર હોવાથી તારે શરણે આવેલો છું. માટે કામબાણથી પીડિત એવા મારું તું રક્ષણ કર. ધર્મોમાં મુખ્ય ધર્મ એ છે કે, શરણાગતનું રક્ષણ કરવું. હું તારો સેવક

થઇ ચૂકયો છું અને મરણ પર્યંત તારું વચન મિથ્યા નહી કરીશ. હું આ સર્વે આયુધો છોડી દઇ તારે પગે પડયો છું. કામના બાણથી તપ્ત થયેલા એવા મારાપર દયા કર. બ્રહ્માદિ સર્વે દેવો મને જાણે છે કે, મેં જન્મથી જ કોઇનું દીનપણું કર્યું નથી. તે હું આ વખતે તારો દાસ થઇ રહેવા ઇચ્છું છું. વ્યાસ બોલ્યાઃ-જ્યારે દૈત્ય આ રીતે બોલ્યો ત્યારે દેવીએ હસીને તેને કહેવા માંડયું.

દેવી બોલ્યાંઃ—પરમ પુરુષ વિના બીજા કોઇને હું ઇચ્છતી નથી. જે સર્વ લોક તથા દૈત્યને સર્જે છે, તે વિશ્વાત્માની હું શિવા પ્રકૃતિ છું. તેના દર્શનપ્રભાવવડે હું ચેતનાવાળી છું. હું તેનો સંયોગ થવાથી ચેતનારૂપ થાઉં છું. જેમ લોહ ચુંબકને લોઢું અડકવાથી તેનામાં ગતિ આવે છે, નહિ તો જડ હોય છે. મારે સુખની ઇચ્છા નથી. તું મૂર્ખ છો તેથી સ્ત્રીસંગની ઇચ્છા રાખે છે. હું માણસને બંધન કરવા માટે શ્રૃંખલા (સાંકળ) રૂપ સ્ત્રી ઉત્પન્ન થઇ છું. લોઢાની સાંકળે બંધાયલો માણસ મુક્ત થાય છે પણ સ્ત્રીથી બંધાયલો મનુષ્ય મુક્ત થતો નથી. જો તને સુખ મેળવવાની તથા જીવવાની ઇચ્છા હોય તો તું દેવોની સાથે સલાહ કર. તેઓની સાથનું વૈર છોડી દે. પછી તારી ખુશીમાં આવે તે રીતે પાતાલ વિશે ફર અને જો બળ ધરાવતો હોય તો યુદ્ધ કર. નારીના સંગથી ઘણું દુઃખ થાય છે, તે જાણવા છતાં તું કેમ મોહ પામે છે ? હે દાનવ ! તારા નાશને માટે દેવોએ મને મોકલી છે. હું તારાપર પ્રસન્ન છું, કારણ સદ્દપુરુષોની મૈત્રી સાત ડગલાં સાથે ચાલવાથી થાય છે, માટે તને જીવતો મૂકું છું અને મારા કહ્યા પ્રમાણે તું પાતાળમાં પેશ. પણ જો મરવાની ઇચ્છા હોય તો, યુદ્ધ કર અને હું તને ખચિત હણીશ. વ્યાસ બોલ્યાઃ-આ રીતનું વચન સાંભળી કામથી મોહ પામેલો દૈત્ય મધુર વાણીવડે બોલવા લાગ્યોઃ-હે વરારોહે! હું તને મારતાં બીઉં છું. નરને મોહ પમાડનારી નારીઓનું શરીર કોમળ હોય છે. માટે હે કમલ લોચને! તેઓ સાથે યુદ્ધ કરવું તે અયોગ્ય છે. બાકી હરિહર વિગેરે દેવોને જિત્યા તો સ્ત્રીના શા ભાર ! જો તને પસંદ પડે તો મારી સાથે વિવાહ કર. નહિ તો જ્યાંથી આવી હોય ત્યાં ચાલી જા. તેં મારી

સાથે મૈત્રી બાંધી, તેથી હું તને હણીશ નહીં. આ હું તને હિતકારી વચન કહું છું. તને હણવાથી મને શું ફાયદો થવાનો હતો? સ્ત્રીહત્યા, બાલહત્યા તેમ જ બ્રહ્મહત્યા કદાપિ છૂટાય એવી નથી. હું તને પકડીને ઘેર લઇ જાઉં તો પણ તેમાં શું સુખ થવાનું હતું? બળથી ભોગ સુખ મેળવાતું નથી. સુશોભના એવી કાંતા વિના પુરુષને સુખ મળતું નથી, તેમ જ પુરુષ વિના નારીને સુખ મળતું નથી. સંયોગ થવાથી સુખ મળે છે અને વિયોગથી દુઃખ પ્રાપ્ત થાય છે. તું સર્વ ભૂષણો તથા રૂપથી અલંકૃત છે, તથાપિ તારામાં બુદ્ધિ નથી, જેથી તું મને ભજવા ના પાડે છે. ભોગનો ત્યાગ કરવો, એવો ઉપદેશ તને કોણે કર્યો છે? પ્રિય બોલનારા એવા કયા વેરીએ તને આ રીતે છેતરી છે? મિથ્યા આગ્રહ છોડી દઇ શુભ કાર્ય કર. વિવાહ કરવાથી તને તેમ જ મને બેઉને સુખ થશે. વિષ્ણુની ભાર્યા થવાથી લક્ષ્મી તારી શોક્ય થશે. તેમ જ બ્રહ્મા અને મહાદેવ સાથે વરવાથી સરસ્વતી કે પાર્વતી તારી શોક્ય બનશે. ઇંદ્ર સાથે વરવાથી શચી તારી શોક્ય થશે. માટે કયા દેવને વરવાથી તું સુખ મેળવીશ? મંદ બુદ્ધિવાળો કામ ક્યાં ગયો છે, કે તે તને કોમળ બાણોવડે પીડતો નથી? કામ તારાપર દયા રાખે છે, એમ હું ધારું છું. તું અબલા છે. એવું ધારી તારી પાસે આવતો નથી. પણ મારી પાસે જાણે તેને વૈર હોય તેમ આવી મને પીડે છે. મારા સુખનો નાશ કરનારા દેવોએ તને વારી છે, જેથી તું મને ભજવા ના પાડે છે. પણ જેમ મંદોદરીએ સારા પતિનો ત્યાગ કીધો, તેથી તે જેમ પશ્ચાત્તાપને પામી, તેમ તું પણ પશ્ચાત્તાપ પામશે. મોહવડે તે જ્યારે કામદુઃખિત થઈ ત્યારે અનુકુળ પતિને છોડી દઈ, શઠ પતિને ભજવા લાગી.

अनुकुलं पतिं त्यक्त्वा सा चकार शठं पतिं ।
कामार्ता हि यदा जाता मोहेनातिसमाकुला ॥

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे षष्ठितमोऽध्यायः ॥ ६० ॥



# અધ્યાય ૬૧ મો.

## મંદોદરી કથા.

व्यास उवाचः–इति श्रुत्वा वचस्तस्य देवी पप्रच्छ दानवं ।
का सा मंदोदरी नारी कोऽसौ त्यक्तो नृपस्तया

વ્યાસ બોલ્યાઃ–આ વાકય સાંભળી, દેવી તે દૈત્યને પૂછવા લાગ્યાં કે, મંદોદરી કોણ હતી ? તથા તેણે કયા પતિને તજી દીધો ? અને પછી તેને કેવું દુઃખ પડયું ? તે સવિસ્તર મને કહે. ત્યારે મહિષ બોલ્યોઃ–પૃથ્વી ઉપર સિંહલ નામનો દેશ છે, જે ઘાડાં વૃક્ષો તથા ધન ધાન્યની સમૃદ્ધિથી ભરપૂર છે. ત્યાં પહેલાં સઘળા રાજ ધર્મોથી યુક્ત ચંદ્રસેન નામે રાજા હતો, જે ન્યાય પ્રમાણે સઘળાને દંડ કરતો હતો તથા ધર્મ પરાયણ હતો. તે સત્યવાદી, શૂરો તથા શાસ્ત્ર, ધર્મ અને ધનુર્વિદ્યા વિગેરે જાણતો હતો. તેને સદાચારિણી, સુંદર, સારા મુખવાળી, પતિની ભક્તિ વિશે તત્પર તથા સર્વ લક્ષણયુક્ત ગુણવતી નામની સ્ત્રી હતી. તેને પ્રથમ એક સુંદર પુત્રી આવી. આ છોકરીને પામી રાજા ઘણો સંતોષ પામ્યો અને તેનું નામ મંદોદરી નામ પાડયું. દિવસે દિવસે મંદોદરી ચંદ્રની કળાની માફક પિતાને ઘેર વધવા લાગી. જ્યારે તે દશ વર્ષની થઇ ત્યારે તેને વરાવવા માટે રાજાને દહાડે દહાડે ચિંતા થવા લાગી. બ્રાહ્મણોએ કહ્યું કે, ઇન્દ્ર દેશ વિશે શૂરવીર સુધન્વા નામે રાજા છે, તેને કંબુગ્રીવ નામે મહાબુદ્ધિમાન્ પુત્ર છે તથા તે વર આ છોકરીને લાયક છે. આ છોકરો સર્વ લક્ષણથી તથા સર્વ વિદ્યાથી યુક્ત છે. રાજાએ આ વાત પોતાની રાણી ગુણવતીને કહ્યું કે, આપણી છોકરી કંબુગ્રીવને આપીશું તો સારું છે. ગુણવતીએ ધણીનું વચન સાંભળી, તે વાત છોકરીને કહી કે, તારો પિતા તારો વિવાહ કંબુગ્રીવ સાથે કરવા ધારે છે. આ વાકય સાંભળી મંદોદરી પોતાની માને કહેવા લાગી કે, હું કદી પતિ કરવાની નથી. હું સદા તીવ્ર તપ આદરીશ. આ

સંસારરૂપી સાગર વિશે પતિ કરવાથી પરતંત્રતારૂપ મોટું દુઃખ આવે છે. શાસ્ત્ર જાણનારા પંડિતો કહે છે કે, સ્વાતંત્ર્ય એ મોક્ષ છે. તેથી હું હંમેશ સંસારથી વિમુખ રહીશ. મારે પતિનું કાંઇ પ્રયોજન નથી. જ્યારે લગ્ન થાય છે ત્યારે અગ્નિ સન્મુખ પ્રતિજ્ઞા લેવી પડે છે કે, હું તમને સદા આધીન રહીશ. તમારું જેવું વ્રત અથવા ચિત્ત હશે, તેવું વ્રત તથા ચિત્ત હું રાખીશ. સાસુ, સસરા, દિયેર તથા મોટા માણુસોનું દાસપણું કરવું પડે છે. પતિના ચિત્તને અનુવર્તી રહેવું, તેના કરતાં બીજું કયું મોટું દુઃખ છે. મોટાઓનો સાસરે હુકમ પાળવો પડે છે. જો પતિ બીજી સ્ત્રીની ઇચ્છા કરી, બીજી સ્ત્રી કરે તો શોક્યરૂપી મોટું દુઃખ આવી પડે છે. વખતે પતિ કોઈ દાસીનો કે એવી કોઇ હલકી સ્ત્રીનો આશ્રય કરે છે તો દશા ઘણી જ માઠી થાય છે. આ સંસારમાં સ્ત્રીઓને પરતંત્રતા ભોગવવી, એથી વિશેષ શું સુખ છે? મને એક વાત યાદ છે કે, એક ઉત્તાનચરણુ નામના રાજાને ધૃપાદ નામનો પુત્ર હતો, જે પુત્રને પતિ ભક્તિ પરાયણુ સ્ત્રી હતી, છતાં તે સ્ત્રીને તેણુ કાંઇ પણુ અપરાધ વિના તજી દીધી. આ રીતનાં ઘણાં દુઃખો પતિની અંદર હોય છે. જો ધણી મરી જાય છે તો વિધવાપણું પ્રાપ્ત થઇ મોટું દુઃખ આવી પડે છે. જો ધણી પારકી સ્ત્રીનું સેવન કરે છે તો પણુ મોટું દુઃખ ભોગવવું પડે છે. ઘરમાં મોટાઓનો ઠપકો સાંભળવો પડે છે, જે મરણુ જેવો છે. માટે મારી મતિ એમ છે કે, ધણી કરવો નહી. જ્યારે માને આ પ્રમાણે કહ્યું ત્યારે તેણે પોતાના ધણીને કહ્યું કે, આપણી પુત્રી પતિ કરવા ઇચ્છતી નથી. પણુ હંમેશ કૌમારવ્રત ધારણુ કરવા ઇચ્છે છે. વ્રત તથા જપ કરી તે સંસારથી વિમુખ રહેવા ધારે છે. ભાર્યાનું કહેલું વચન સાંભળી રાજાએ પણુ તે પ્રમાણે કીધું. તેણીનો આવો ભાવ જાણી રાજાએ તેનો વિવાહ કીધો નહીં. આ રીતે માબાપથી રક્ષાયલી તે ઘરમાં રહેવા લાગી. જુવાની વિશે હંમેશ નારીઓને કામ ઉત્પન્ન થાય છે. હું પતિ કરીશ નહીં, એવું વાક્ય બોલનારી તે એક વખતે દાસીઓની સાથે એક બાગ વિશે ગઇ. સખીઓથી વિંટાયલી તે પુષ્પોવાળી લતાઓને જોતી ઘણો વખત સૂધી ત્યાં રમવા લાગી. કોશલ દેશનો

રાજા વીરસેન નામનો દૈવયોગથી તે રસ્તેથી જતો હતો. તે રથમાં એકલો બેઠો હતો તથા તેનું લશ્કર પાછળ આવતું હતું. તેની સખીઓએ આ રાજાને જોયો કે, મંદોદરી પાસે કહેવા લાગી કે, બીજો કામદેવ હોય એવા રૂપવાળો આ કોઈ રાજા આવે છે. આ વાત ચાલે છે એટલામાં તો તે રાજા ત્યાં આવ્યો અને મંદોદરીને જોઇ ઘણો વિસ્મય પામ્યો. રથમાંથી નીચે ઉતરી દાસીને પૂછવા લાગ્યો કે, આ બાલા કોણ છે? અને તે કોની પુત્રી છે? ત્યારે દાસી હસી તેને કહેવા લાગી કે, હું પહેલી આપને પૂછું છું કે, આપ કોણ છો? અહીં કેમ આવ્યા છો? આપને શું કામ છે? જ્યારે આ રીતે દાસીએ પૂછયું ત્યારે રાજા કહેવા લાગ્યો, "પૃથ્વી વિશે કોશલ નામનો મોટો દેશ છે. તેનો હું રક્ષણ કરનાર વીરસેન નામે છું. મારું લશ્કર વિગેરે પાછળ આવે છે. ભૂલા પડવાથી અમે અહીં આવ્યા છીએ. અમો કોશલ દેશના રાજા છીએ." દાસી બોલી:- હે રાજન્! આ ચંદ્રસેન રાજાની પુત્રી મંદોદરી નામની છે. તે આ વાડીમાં રમવા અર્થે અત્રે આવી છે. આથી રાજા ખુશ થઇ કહેવા લાગ્યોઃ-હે દાસી! તું ઘણી ચતુર લાગે છે. તું રાજપુત્રીને હું કયા વંશનો રાજા છું, તે જણાવ અને કહે કે એ રાજા તને ગાંધર્વ લગ્નથી પરણવા ઈચ્છે છે. મને સ્ત્રી નથી તથા હું યૌવનાવસ્થામાં છું. હું સારા કુળમાં થયલી રૂપયુક્ત સ્ત્રીને પરણવા ચાહું છું. હું તારે અનુકુલ પતિ થઇશ, એમાં તારે શક રાખવો નહી. મહિષ બોલ્યોઃ-આ વચન સાંભળી સૈરંધ્રી રાજપુત્રીને હસી કહેવા લાગી કે, હે મંદોદરી! સૂર્યવંશનો રાજા આવેલો છે અને તે તને પરણવા ચાહે છે. તે રૂપ તથા બળથી યુક્ત છે, તથા વયમાં પણ તે તારા સરખો જ છે. તારો બાપ પણ હે વિશાલાક્ષિ! તારા વિવાહનો સમય થઈ ગયલો છતાં તને વૈરાગ્યવાળી જોઇ અતિ દુઃખી થાય છે. તારા પિતા-રાજાએ અમે દાસીને ઘણી વાર આ માટે કહ્યું હતું કે, તમો એ છોકરીને સમજાવો. પણ તારી હઠ જોઈ અમારાથી તને કહેવાઇ શકાયું નહી. સ્વામીની સેવા કરવી, એ સ્ત્રીનો પરમ ધર્મ છે તથા જે નારી પતિની સેવા કરે છે તે સ્વર્ગે જાય છે, એમ મુનિઓનું કહેવું છે. માટે હે

વિશાલાક્ષી! તું એની સાથે વિવાહ કર. મંદોદરી બોલીઃ-હું આ અદ્‌ભુત રીતનું વર્તન કદી કરીશ નહી ને રાજાને કહે કે, તું મારી તરફ દૃષ્ટિ કર નહી. કામ ઘણો દુર્જય છે તથા કાલ અતિક્રમણ કરનારો છે. મારે પતિ કરવો નહી તે મારું વચન તું સત્ય કરવા લાયક છે. મને જે થવાનું હોય તે થાય પણ હું વિવાહ કરીશ નહી. મહિષ બોલ્યોઃ–આ રીતનો રાજપુત્રીનો અભિપ્રાય દાસીના મુખથી સાંભળી રાજા સૈન્ય સાથે ચાલી નીકળ્યો તથા તે કન્યા તરપ્ નિઃસ્પૃહી થઇ રહ્યો.

नृपस्तु तद्वचः श्रुत्वा निर्गतो सह सेनिकैः ।
कौशलोऽभिमतं ज्ञात्वा कामिनीं प्रति निःस्पृहः ॥

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना
प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे एकषाष्ठितमोऽध्यायः ॥ ६१ ॥

---

# અધ્યાય ૬૨ મો.

## મંદોદરી કથા–ચાલુ.

महिष उवाचः–तस्यास्तु भगिनीकन्या नाम्ना चेन्दुमती शुभा ।
विवाहयोग्या संजाता सुरूपा वरजा यदा ॥

મહિષ બોલ્યોઃ–મંદોદરીના બેનની કન્યા ઇન્દુમતી નામની હતી, તે જ્યારે વિવાહને લાયક થઇ ત્યારે તેને માટે સ્વયંવર કરવામાં આવ્યો. આ મંડપ વિશે ઘણા રાજાઓ આવ્યા હતા. આમાં રૂપ તથા સર્વ લક્ષણથી યુક્ત તેમ કુલ તથા શીલવાળા એક રાજાને જોઇ, મંદોદરીનું મન મોહિત થઇ ગયું તથા બાપને કહેવા લાગી, હે પિતા! મારી ઇચ્છા આ મંદ્રાધિપતિને પરણવાની થાય છે. ચંદ્રસેન પણ તેનું આ વાકય સાંભળી પ્રસન્ન મનથી આ કાર્ય કરવા તત્પર થયો. તે રાજાને ઘેર બોલાવી, વિધિવડે કન્યાને પરણાવી તથા તે સાથે

ઘણી દાસીઓ તથા પહેરામણીઓ આપી. તે રાજા આ સ્ત્રીને પામી પોતાની સ્ત્રી સાથે ઘેર ગયો. ઘણો વખત સૂધી તેની સાથે ક્રીડા કરવામાં તેણે વખત ગાળ્યો. એક વખત દાસીએ આવી મંદોદરીને કહ્યું કે, તમારા પતિને બીજી સ્રી સાથે વિનોદ કરતો મેં જોયો. આ સાંભળી મંદોદરીને ઘણો ખેદ થયો ને કહેવા લાગી કે, જેવા સ્વયંવર વિશે એ દેખાતા હતા તેવા હાલ એ દેખાતા નથી. હવે મારે શું કરવું? આ રાજાએ મને હણેલી છે. આવા દુષ્ટ માણસ સાથે મારે બોલવું તથા ચાલવું ન જોઇએ. આવા પતિપર પ્રીતિ રાખવાથી શું ફાયદો? મારા જીવતરને ધિક્કાર હજો. આજથી હું હવે સંસારસુખનો ત્યાગ કરીશ. પતિસંભોગથી ઉત્પન્ન થયલા સુખ તરફ હવે હું મારો તિરસ્કાર બતાવીશ. ન કરવા યોગ્ય કાર્ય કરવાથી મને ઘણું દુઃખ પ્રાપ્ત થયું છે. હવે મારે આપઘાત કરી દેહનો ત્યાગ કરવો અથવા બાપને ઘેર જવું. એ બેમાંથી શું કરવું, તે મને સૂઝતું નથી. પણ બાપને ત્યાં જવાથી તો મને સુખ થશે નહી. કારણ કે બીજી મારી સખીઓ મને હસશે. માટે મારે વૈરાગ્ય ધારણ કરી અત્રે રહેવું તે જ સારું. માટે કામસુખનો ત્યાગ કરી હું અહી જ કાળ નિર્ગમન કરીશ. મહિષ બોલ્યોઃ–આમ વિચારી દુઃખ તથા શોકથી પરાભવ પામેલી તે સ્ત્રી સંસારસુખનો ત્યાગ કરી ત્યાં રહી. તે રીતે તું પણ હું ભૂપતિનો અનાદર કરી, બીજા કયા પુરુષનો આશ્રય કરવા ધારે છે? મારું સાચું વચન તેમ જ તને હિત કરે એવું તું માન. ન કરવાથી મને ખાતરી છે કે, તને ઘણું સહેવું પડશે. દેવી બોલ્યાંઃ–હે મંદાત્મન્! તું પાતાલમાં જા અથવા મારી સાથે યુદ્ધ કર. તને તેમ જ સર્વ અસુરોને મારી હું અહીંથી જાઇશ. અરૂપવાળાથી મારું રૂપ, તેમ જ અજન્માથી મારો જન્મ છે અને દેવોનું રક્ષણ કરવા અર્થે હું અહિં આવી છે, એમ તું જાણ. આ હું તને સાચું કહું છું કે, દેવોએ મારી પ્રાર્થના કીધી છે. તને માર્યા શિવાય હું અહીથી ખસવાની નથી. માટે ઉભો રહી લઢ, નહી તો પાતાળમાં ચાલ્યો જા. વ્યાસ બોલ્યાઃ–દેવીએ આ રીતે કહ્યું કે તુરત તે મહિષ યુદ્ધ કરવા તત્પર સમરાંગણવિશે આવી ઉભો રહ્યો તથા કાનસૂધી ખેંચી બાણો છોડવા લાગ્યો. આ વખતે દુર્ધરે ત્યાં આવી ઘણા કોપથી દેવી

સમરાંગણ વિષે આવી ઉભો રહ્યો તથા કાન સૂધી ખેંચી બાણો મારવા લાગ્યો. આ વખતે દુર્ધરે ત્યાં આવી ઘણા કોપથી દેવી તરફ બાણો છોડવા માંડયાં. આથી દેવી ગુસ્સે થઇ તેને તીક્ષ્ણ બાણોથી હણવા લાગી. બાણ વાગવાથી દુર્ધર મરણ પામ્યો. તેને હણાયલો જોઇ ત્રિનેત્ર નામના સર્વ શસ્ત્રને જાણનાર દૈત્યે, આગળ આવી દેવીપર બાણ છોડવા માંડયાં. તે બાણોને આવતાં જોઇ દેવીએ શરો મારી તેનું છેદન કીધું અને ત્રિશૂલવડે ત્રિનેત્રને હણ્યો. ત્રિલોચનને મરાયો જોઈ અંધક ત્યાં આવ્યો અને એક ગદા લઇ સિંહના પર મારી. સિંહે નખવડે તેને હણ્યો. આમ સઘળા દૈત્યો હણાયા જોઇ મહિષ દૈત્ય ઘણો વિસ્મય પામ્યો. એકદમ તીક્ષ્ણ બાણો તેણે દેવીપર ફેંકયાં. દેવીએ તે બાણોને છેદી નાંખ્યાં તથા ગદાથી દૈત્યને મારવા લાગ્યાં. દૈત્યને ગદા વાગવાથી તેને મૂર્છા આવી ગઇ. જલદીથી મૂર્છા ઉતરી ગયા પછી તેણે સિંહપર ગદા ફેંકી. સિંહ પણ નખના આઘાતવડે તેને ફાડવા લાગ્યો. આથી તેણે પુરુષના રૂપનો ત્યાગ કરી પોતે પણ સિંહ થયો તથા નખવડે દેવી તથા સિંહને મારવા લાગ્યો. દેવીએ તેના તરફ લોઢાનાં મુખવાળાં તીક્ષ્ણ બાણો માર્યાં. તેણે સિંહનું રૂપ તજી દીધું તથા મદ ઝરતા હાથીનું રૂપ લીધું અને સુંઢવડે પર્વતોના શિખરો ઉંચકી દેવી તરફ ફેંકવા લાગ્યો. અંબિકાએ હસીને તે પર્વતના શિખરને બાણો મારીને તલતલ જેવા ટુકડા કરી નાંખ્યા. સિંહ એકદમ ઉઠીને હાથી રૂપ ધરનારા મહિષનું મસ્તક નખવડે ભેદવા લાગ્યો. મહિષે હાથીનું રૂપ તજી દીધું તથા સાઘોષ–શરભ થયો તથા સિંહને મારવા તૈયાર થયો. આ શરભને જોઇ દેવીએ ક્રોધથી ખડ્ગવડે તેને મારવા માંડયો. આ રીતે તેઓ વચ્ચે પરસ્પર મોટું યુદ્ધ થયું. પછી મહિષ શરભનું રૂપ તજી દઇ મહિષનું રૂપ પાછું લઇ શિંગડાંવડે મારવા લાગ્યો. મહિષ દેવીને કહેવા લાગ્યો "તું રણમાં ઉભી રહે, હમણાં હું તને હણીશ. તું મૂર્ખ લાગે છે, તેથી મારી સાથે યુદ્ધ કરે છે. તને હણ્યા પછી કપટ કરનારા દેવોને હણીશ, કે જેણે તનેલઢવા આગળ કીધી છે." દેવી બોલ્યાંઃ–હે મંદાત્મન્! દેવોને હણનાર એવા તને હું હમણાં હણીશ. પહેલાં મને મદ્ય પીને

શાંત થવા દે. તું દેવોને દુઃખ આપનાર તથા મુનિઓને ભય કરનાર છે, એમ બોલી એક સોનાનું પાત્ર લઇ તેમાં દ્રાક્ષાસવ પીને શૂલ લઇ પાછાં લઢવા તત્પર થયાં. દેવોને હર્ષ ઉત્પન્ન કરનારાં દેવી દાનવ પ્રતિ દોડવા લાગ્યાં. દેવો પ્રસન્ન થવા લાગ્યા અને તેનાપર પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા અને જયજયનાં દુંદુભિઓ વાગવા લાગ્યાં. ગગનમાં રહેલા ઋષિઓ, સિદ્ધો, ગંધર્વો, પિશાચો, સર્પો તથા કિંન્નરો વિગેરે આ સંગ્રામ જોઇ ખુશ થવા લાગ્યા. દૈત્ય નાનાં રૂપો ધારણ કરી લઢવા લાગ્યો. ચંડિકાએ હાથમાં ત્રિશૂલ લઇ મહિષાસુરને માર્યું. આથી તે દૈત્યને એક મુહૂર્ત મૂર્છા આવી. પણ ફરીથી ઉઠી ચામુંડાના પગ પર ગદા મારીને વારંવાર હસવા લાગ્યો. આથી દેવોના મનમાં ભય ઉત્પન્ન થયો. પણ દેવીએ હાથમાં ગદા લઇ તે જ ક્ષણે તેનું છેદન કીધું. તે રાક્ષસના ગળામાંથી રક્તની નદી વહેવા લાગી. તે દૈત્યનો વધ થવાથી દેવોના સુખમાં વધારો થયો. સિંહ હવે ત્યાંથી દોડી જઇ ક્ષુધાર્તની માફક લડાઈ વિશે દાનવોનું ભક્ષણ કરવા લાગ્યો. મહિષ મરી જવાથી ભયથી બીધેલા બીજા બચેલ રાક્ષસો પાતાલ વિશે નાશી ગયા. ચંડિકા પણ રણ છોડી દઇ સારા સ્થળ વિશે જઇ ઉભાં રહ્યાં. સુખને આપનારાં તે દેવીની ત્યાં રહેલા સઘળા દેવો સ્તુતિ કરવા લાગ્યા.

**चंडिकापि रणं त्यक्त्वा शुभे देशेऽथ संस्थिता ।**
**देवास्तत्र ययुः शीघ्रं स्तोतुकामाः सुखप्रदां ॥**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना
प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे द्विषष्टितमोऽध्यायः ॥ ६२ ॥



# અધ્યાય ૬૩ મો.

## દેવીસ્તુતિ તથા સાવિત્રીવ્રત પૂજાવિધિ.

**अथ प्रमुदिताः सर्वे देवा इन्द्रपुरोगमाः ।**
**महिषं निहतं दृष्ट्वा तुष्टुवुर्जगदम्बिकाम् ॥**

વ્યાસ બોલ્યાઃ—ઈન્દ્ર વિગેરે સર્વે દેવો મહિષને હણાયલો જોઇ ખુશ થવા લાગ્યા તથા દેવીની સ્તુતિ કરવા લાગ્યા. દેવો બોલ્યાઃ-હે દેવી! તમારી શક્તિથી અખિલ વિશ્વને બ્રહ્મા સર્જે છે, વિષ્ણુ પાળે છે અને મહાદેવ સંહાર કરે છે. તે સઘળાઓ આપની શક્તિથી સઘળું કરવા સમર્થ છે. તમારાથી રહિત હોય ત્યારે તેઓનામાં પ્રભુપણું રહેતું નથી. કીર્તિ, મતિ, સ્મૃતિ, ગતિ, દયા, શ્રદ્ધા, ધૃતિ, પુષ્ટિ, કલા, વિજયા વિગેરે સર્વ રૂપે તમે ત્રણ ભુવન વિષે જણાયલાં છો. તમારી શક્તિ વિના કોઇ પણ કંઇ કરવા સમર્થ નથી. જો તમે ન હો તો ઇંદ્ર પૃથ્વીપર વૃષ્ટિ લાવવા સમર્થ નથી. તમારી માયાગુણથી મોહિત થયલા મનુષ્યો વિષ્ણુ, શંકર વિગેરે બીજા દેવોને ભજે છે. ચંદ્ર, સૂર્ય, અગ્નિ, યમ, વાયુ, ગણેશ વિગેરે સઘળા આપના આશ્રયથી કાર્ય કરવા સમર્થ છે. અલ્પ બુદ્ધિવાળા મનુષ્યો મોટા યજ્ઞ વખતે અગ્નિમાં દેવોને બળિદાનો આપે છે પણ જો સ્વાહાનો ઉચ્ચાર ન થાય તો તેઓ બળિદાન લેવા કેમ જ સમર્થ થાય? સઘળાં જંગમોનાં સુખ આપનારાં તમે છો. તમે પોતાના અંશોવડે તેઓને જીવન આપો છો. તમે જો આ દૈત્યને માર્યો ન હોત તો કોણ અમારું રક્ષણ કરી શકત? ઉગ્ર છે પ્રભાવ જેનો એવા રાક્ષસોનો દર્પ ઉતારવાને માટે તમારો જન્મ છે. કલિયુગ વિશે જે માણસો તમને ભજતા નથી તે ખરેખર છેતરાયલા છે. જે પુરુષો, પુરાણ વિશે ચતુર એવા ધૂર્ત માણસોના કહેવાથી તમારે આશ્રયીભૂત એવા શંકર, વિષ્ણુ તથા બીજા અન્ય દેવોની ઉપાસના કરે છે, પણ આપની સેવાથી રહિત હોય છે, તેઓ ખરેખર હાથમાં દીવો લઇ ઘોર નરકરૂપી કુપમાં પડે છે. તમે જ સુખ આપનારાં, વિદ્યા, માતા તથા સર્વ માણસોના દુઃખનું

હરણ કરનારાં છો. મોક્ષની ઇચ્છાવાળા સર્વ તમને ભજે છે. અજ્ઞાન તથા મંદ બુદ્ધિઓ જ તમને ભજતા નથી. બ્રહ્મા, હર તથા હરિ વગેરે દેવો શરણ કરવા યોગ્ય તમારાં ચરણ કમળને ભજે છે. અલ્પ બુદ્ધિવાળાઓ જ તમને છોડી, આ ભવસાગરને વિશે ભમ્યા કરે છે. હે ચંડિ! તમારા રજપ્રસાદવડે બ્રહ્મા સકલ જગતને રચે છે, વિષ્ણુ પાલન કરે છે અને મહાદેવ સંહાર કરે છે. આ રીતે દેવો પણ તમારું સેવન કરે છે. જેઓ તમારું સેવન ન કરે તેઓ ખરેખર મદથી અંધ થયલા હોવા જોઈએ. તમે વાગ્દેવતા છો, કારણ તમારા આશ્રય વિન પંડિતો બોલવા સમર્થ થતા નથી. ભગવાનને ભૃગુ ઋષિએ ક્રોધથી શ્રાપ આપ્યો હતો તથા મત્સ્ય કાચબો થયો, એ સર્વ તમારી શક્તિથી જ થયું છે. તમારો આશ્રય કરનારાને જન્મ મૃત્યુ વિગેરેનો ભય રહેતો નથી. જેઓ શંકરને ભજે છે, તેનો પ્રયત્ન વિફલ છે. કારણ એમનું લિંગ પૃથ્વીપર શ્રાપ થવાથી ખરી પડયું હતું. તેમ જ ગજાનન જે ગણપતિ તેને પણ ભજવા ફોકટ છે. બ્રહ્મા, હરિ તેમ જ હર પણ જેનો ગર્વ અચ્યુત–નહી પડેલો છે એવા તમારા પ્રભાવને જાણવા સમર્થ નથી. સૂર્ય, અગ્નિ વિગેરેનું સેવન કરનારા ને મૂઢ ચિત્તવાળા એવા મુનિઓ, સર્વ વેદોના સારરૂપ પરમાર્થ જ્ઞાનરૂપી તમને જાણવા અસમર્થ હોય છે. તમારા ગુણો પૃથ્વી વિશે પ્રસિદ્ધ છે. હરિ, હર, સૂર્ય વિગેરે અન્ય દેવોની ઉપાસના કરનારાઓપર તમે કોપ કરતાં નથી, પણ તેઓપર દયા કરો છો, એ ઘણું જ આશ્ચર્ય લાગે છે. કલિયુગને વિશે તમારો પ્રભાવ ઘણો જ ચાલશે. તમારા આશ્રયીભૂત અન્ય દેવોનું સ્તવન કરતા છતાં લોકો કલિયુગ વિશે યોગસિદ્ધિ તથા મુક્તિ ફૂલને આપનારાં એવાં તમારું ધ્યાન હંમેશ કરશે. જ્ઞાનવૃદ્ધ એવા જે મુનિઓ પરાવિદ્યા એવાં તમને ભજશે, તેને ગર્ભ વિશે પણ દુઃખ થશે નહિ. તમારો આશ્રય કરનારા ખરેખર ભાગ્યશાળી છે તથા નહી આશ્રય કરનારા કમનસીબવાળા છે. તમારી શક્તિથી રહિત કયો જન વિહાર કરવાને, કાર્ય કરવાને અથવા ખસવાને પણ શક્તિમાન્ છે. જગતને ઉત્પન્ન કરવા માટે સર્વ તત્ત્વો તમે કીધાં છે. નહિ તો કેવી રીતે કોઇપણ કાર્ય કરવા શક્તિમાન્ થાય? ગુણ અને કર્મથી યુક્ત કઇ ઇંદ્રિયો

તમારાથી રહિત કોઈપણુ ફળ આપવા સમર્થ છે? દેવો પણુ યજ્ઞ વિશે મુનિઓથી હોમાયલો ભાગ પામી સ્વાહારૂપી તમે નિમિત્તભૂત ન હોય તો તૃપ્તિ પામતા નથી. આથી સર્વ જગતનું તમે પાલન કરનારાં છો. સર્વ તમારા આશ્રયીભૂત હોવાથી હરિ હર વિગેરે સર્વ લોકપાળોનું તમે પાલન કરો છો. તમે કાળરૂપ છો. જે મનુષ્યો આ પૃથ્વી વિશે તમારા ચરિતને જાણુતા નથી, તે ખરેખર મંદભાગીઓ છે. મહિષનું રૂપ ધારણુ કરનાર દૈત્યને મારી તમે સુરગણોનું રક્ષણુ કીધું છે. મંદબુદ્ધિવાળા અમો તમારી યથાર્થ સ્તુતિ કેવી રીતે કરવા શક્તિમાન્ થઇએ? ત્રણુ ભુવન વિશે કાંટારૂપ આ દુરાત્માને મારી તમે અમારું કાર્ય પૂર્ણુ કીધું છે. હે જગજ્જનનિ! તમે અમારું રક્ષણુ કરો.

વ્યાસ બોલ્યાઃ-જ્યારે આ રીતે દેવોએ સ્તુતિ કીધી ત્યારે મૃદુ સ્વરવાળાં દેવી બોલ્યાંઃ-હે સુરસત્તમો! બીજું જે કાંઇ કાર્ય ન કરી શકાય એવું હોય તે કહો. હું દેવોનું કોઈપણુ કાર્ય કરવા તત્પર છું. તમને જ્યારે દુઃખ પડે ત્યારે મારું સ્મરણુ કરજો, જેથી હું જગતમાં ઉત્પન્ન થઇ, તમારી આપત્તિને દૂર કરીશ. મારાં જૂદાં જૂદાં કાર્યો પૂર્ણુ કરવા અર્થે અનેક રૂપો થાય છે, તથા જૂદી જૂદી રીતનાં પૂજનથી હું સંતુષ્ટ થાઉં છું. આ પૃથ્વી પર સૌભાગ્ય તેમ જ સંતતિ ઇચ્છનારા પુરુષે મારું સાવિત્રીના રૂપમાં પૂજન કરવું. દેવો બોલ્યાઃ-આપે અમારું સર્વ કાર્ય તો કીધું. પણુ આ સાવિત્રીનું વ્રત કેવી રીતે કરવાનું? તે અમને કહો, કે જે કરવાથી કળિયુગના વિશે લોકો અલ્પાયુષી હોવા છતાં તેઓની પુત્રેચ્છા પૂરી પડે.

## વટસાવિત્રી વ્રતપૂજા વિધિ.

દેવી બોલ્યાંઃ-જ્યેષ્ઠ સુદ ૧૩ ને દિવસે પ્રથમ દાતણુ કરી, મહાનદી, તળાવ વા ઝરણામાં સ્નાન કરવું. પુર્ણિમાને દિવસે તલ અને આમળાંથી વાળ સાફ કરી, સર્વવ, મૃત્તિકા અને જળવડે સ્નાન કરવું. સ્નાન કીધા પછી પવિત્રતાથી વડને ઘણું જળ પાવું તથા તેને સૂત્ર વિંટવું. **नमो सावित्र्यै नमः** એ મંત્રથી વડને ચંદન, પુષ્પ અને અક્ષત વિગેરેથી ભક્તિથી પૂજા કરવી તથા પ્રદક્ષિણા

કરવી. જો પૂજા કરનારી સ્રીને વૃદ્ધિસૂતક હોય, મૃત્યુ સૂતક હોય, રોગ હોય અથવા ઋતુમતી હોય તો સઘળું પૂજન વિગેરે બ્રાહ્મણદ્વારા કરાવવું. આ વ્રત ત્રયોદશીથી આરંભી પૂર્ણિમા સૂધી કરવું. વિધવા, પુત્રવાળી અથવા પુત્ર વગરની સ્રીએ પણ આ વ્રત કરવું. પણ સધવાએ તો પતિની આયુષ્યની વૃદ્ધિ માટે અવશ્ય જ કરવું જોઇએ. પહેલાં સંકલ્પ કરવો કે, મારા પતિ અથવા પુત્રોની આયુષ્યવૃદ્ધિ માટે તેમ જ તેઓના આરોગ્ય માટે અને જન્મોજન્મ અખંડ સૌભાગ્ય માટે હું વટસાવિત્રી વ્રત કરીશ. પછી મનમાં ધ્યાન ધરવું કે, વડના મૂળમાં બ્રહ્મા રહે છે, મધ્યમાં વિષ્ણુ રહે છે તથા અગ્રભાગમાં શિવ રહે છે. **नमो वटाय** એ મંત્રથી ગંધ, પુષ્પ, અક્ષત વિગેરેથી વડની પૂજા કરવી. **नमः सावित्र्यै** એ મંત્રથી સાવિત્રીની પૂજા કરવી. આ રીતે પૂજા કર્યા પછી ઘેર આવવું. પછી ઘરની વચમાં હળદ તથા ચંદનવડે ભીંત પર વડનું ઝાડ કાઢી, તેનું વિધિ પૂર્વક પૂજન કરવું. પછી સાવિત્રીની પૂજા કરવી. તેમાં સંકલ્પમાં લેવું કે, પતિનાં આયુષ્યની વૃદ્ધિ માટે, આરોગ્ય માટે અને સંપત્તિ વિગેરેની પ્રાપ્તિને માટે હું સાવિત્રી વ્રત કરીશ, તથા કહેવું કે, હે સાવિત્રી ! તમારી ત્રણ દિવસ વિધિ પુરઃસર પૂજા કરી, ઉપવાસ કરી, ચોથે દિવસે યથાશક્તિ બ્રાહ્મણોને જમાડી પછી હું ભોજન કરીશ. માટે મારું કાર્ય નિર્વિઘ્ને પાર પાડો. પૃથ્વીનો સ્પર્શ કરી કળશની સ્થાપના કરી તેમાં પંચ પલ્લવ, સપ્ત મૃત્તિકા, સુવર્ણ તથા જવ વિગેરે નાંખવા. તેના પર વાંસનું એક ઢાકણું મૂકી, તેમાં સાતધાન્ય મૂકવાં તથા તેપર એક વસ્ત્ર ઢાંકવું. આ વસ્ત્ર પર એક મૂર્તિ લઇ બ્રહ્માની સ્થાપના કરવી. બ્રહ્માના ડાબા ખોળામાં બેઠેલાં, સૂર્ય જેવાં તેજવાળાં, ધર્મ જાણનારાં અને હાથમાં રુદ્રાક્ષની માળાવાળાં સાવિત્રીનું ધ્યાન કરવું. પછી સાવિત્રીનું આવાહન કરવું ને કહેવું કે, લોકની માતા સાવિત્રી દેવી, સત્ય વ્રત બ્રહ્મા અને યમનું હું આવાહન કરું છું. હે સાવિત્રી ! તમે સત્ય વ્રત બ્રહ્મા સાથે સુવર્ણનું આસન ગ્રહણ કરો. હે બ્રહ્મપ્રિયે ! હું ગંગાજળ લાવ્યો છું તે આપ પાદ્ય માટે ગ્રહણ કરો. હે સત્યવ્રત પ્રિયે ! હું ગંધ પુષ્પથી યુક્ત જળ

લાવ્યો છું, તે અર્ઘ્ય માટે તમે ગ્રહણ કરો. પછી કહેવું કે હે દેવી! હું દુધ, દહિ, ઘી, મધ અને ખાંડ લાવ્યો છું, તે પંચામૃત માટે તમે ગ્રહણ કરો. હે સાવિત્રિ! હે યમરાજ! હુ ગંગાજીનું જળ લાવ્યો છું તે શુદ્ધોદક માટે ગ્રહણ કરો. હે દેવી! આપને ભક્તિથી બે ઝીણાં વસ્ત્ર આપું છું તે ગ્રહણ કરો. હે ધર્મરાજ! આપ તથા બ્રહ્માજી જનોઇ ગ્રહણ કરો. હે દિવ્ય નેત્રવાળાં સાવિત્રિ! હું આપને મુક્તાહાર અર્પું છું તે ગ્રહણ કરો. પછી કુંકુમ, ગોરચનાદિથી મિશ્રિત ચંદન, દેવીને અર્પણ કરવું. પછી માલતી વિગેરેનાં પુષ્પો દેવીને અર્પણ કરવાં. ત્યાર પછી દેવીની અંગપૂજા કરવી. તેનો પ્રકાર:—**सावित्र्यै नमः पादौ पूजयामि** એ મંત્ર ભણી પગની પૂજા કરવી, **प्रसावित्र्यै०** એ મંત્રથી પિંડીની, **कमलपत्राक्ष्यै०** એ મંત્રથી કેડની, **भूतधारिण्यै०** એ મંત્રથી પેટની, **गायत्र्यै०** એ મંત્રથી કંઠની, **ब्रह्मणः प्रियायै०** થી મુખની અને **सौभाग्यदात्र्यै नमः शिरः** એ મંત્ર ભણી સર્વ અંગની પૂજા કરવી. પછી બ્રહ્માદિની પૂજા કરવી. **धात्रे नमः पादौ पूजयामि** એ મંત્ર ભણી પગની પૂજા કરવી. **विधात्रे०** થી પિંડીની, **स्रष्ट्रे०** થી સાથળની **प्रजापतये०** થી લિંગની, **परमेष्ठिने०** થી કેડની, **अग्निरूपाय०** થી નાભીની, **पद्मनाभाय०** થી હૃદયની, **वेधसे०** થી બાહુની, **विधये** થી કંઠની, **हिरण्यगर्भाय०** થી મુખની, **ब्रह्मणे०** થી મસ્તકની અને **विष्णवे नमः सर्वांगं पूजयामि** એ મંત્રથી સઘળા અંગની પૂજા કરવી. પછી દેવીની પ્રાર્થના કરવી; હે દેવિ! કલ્પ વૃક્ષમાંથી ઉત્પન્ન થયેલા અગરુ સહિત અને સર્વ દેવને સુંઘવા યોગ્ય આ ધૂપને ગ્રહણ કરો. હે પરમેશ્વરિ! નેત્રને પ્રકાશ કરનાર અને લોકના અંધકારનો નાશ કરનાર આ દીવો આપની પાસે ભક્તિથી કરું છું, તેનો સ્વીકાર કરો. હે દેવિ! સ્વાદવાળું અને છ રસવાળું ચાર પ્રકારનું અન્ન આપને નૈવેદ્ય માટે ધરું છું, તે ગ્રહણ કરો. પછી જળવડે મધ્યે પાનીય, ઉત્તરાપોશન, મુખ પ્રક્ષાલન તથા હસ્ત પ્રક્ષાલન વિગેરે કરવું. **इदंफलं०** એ મંત્રથી ફળ, **पलालवंगा०** થી તાંબૂલ ને **हिरण्यगर्भ०** થી દક્ષિણા આપવી. હે સાવિત્રિ! આપ જગતને ઉત્પન્ન કરો છો. આપ બ્રહ્માને પ્રિય છો. બ્રાહ્મણ, સ્ત્રી તથા મુનિઓ સર્વે આપની પૂજા

કરે છે. આપ સઘળા માણુસોને ત્રણે કાળ વંદવા યોગ્ય છે. હે દેવી ! આપને નમસ્કાર કરું છું. પછી નીચે પ્રમાણે સાવિત્રી દેવીની સ્તુતિ કરવી; હે દેવી ! આપ આદિ ઓંકાર છે. આપ સર્વનું દુઃખ નિવારણુ કરનારાં છો અને વેદની માતા છો, હું આપને નમસ્કાર કરું છું, માટે મને સૌભાગ્ય આપો. હે પતિવ્રતે ! હે સાવત્રી ! આપ મહા ભાગ્યવાળાં છો, બ્રહ્માનાં પત્ની છો, સુંદર મંદ હાસ્યવાળાં છો, દૃઢ વ્રતવાળાં છો, દૃઢ બુદ્ધિવાળાં છો અને પતિની પાસે પ્રિય બોલનારાં છો. હે સાવિત્રી! હે સારાં વ્રતવાળાં! હું આપને નમસ્કાર કરું છું, માટે મને અખંડ સૌભાગ્ય તથા પુત્ર પૌત્રનું સુખ આપો. આમ કહી ત્રણ અર્ધ્ય આપ્યા પછી હે સાવિત્રી ! આપ બ્રહ્મસાવિત્રી છો. સદા પ્રિય બોલો છો તો સત્યવડે દુઃખરૂપ સંસારસમુદ્રમાંથી મારું રક્ષણ કરો. હે સાવિત્રી ! હે સુંદર મુખવાળાં! તમે ગૌરી છો, ઇંદ્રાણી છો, લક્ષ્મી છો, ચંદ્રકાન્તિ છો અને જગન્માતા છો, માટે મારો ઉદ્ધાર કરો. હે દેવી ! સેંકડો જન્મોમાં કરેલું મારું સઘળું પાપ બળી ભસ્મ થાઓ અને મને અખંડ સૌભાગ્ય આપો. હે દેવી ! જેમ તમારે અવિયોગ છે, તેમ અમારો પણ જન્મોજન્મમાં અવિયોગ થાઓ. એ રીતે પ્રાર્થના કરવી. દરરોજ સુવાસીનીની પૂજા કરવી. સિંદૂર, કંકુ, તાંબૂલ, પવિત્રું, સુપડું અને ભોજન માટે ઉત્તમ અન્નનું દાન કરવું. પછી સાવિત્રીની કથા તેમ જ બીજી સતીઓની કથા સાંભળી. પછી વ્રત પૂર્ણ થવા માટે હું બ્રાહ્મણને વાયન આપીશ, એવો સંકલ્પ કરી વાંસના પાત્રમાં ફળ, વસ્ત્ર અને સૌભાગ્ય દ્રવ્ય રાખી, હે મહારાજ! વ્રત પૂરું થવા માટે બ્રાહ્મણોમાં આપ ઉત્તમ છો, તેને સુવર્ણ સહિત આ વાયન આપું છું, એ મંત્ર ભણી બ્રાહ્મણને વાયન આપવું. આ રીતે સાવિત્રીનું વ્રત, હે દેવો! મેં તમને કહી સંભળાવ્યું. પછી દેવો બોલ્યાઃ–હે દેવી! તમે સર્વ કાર્ય કીધું. હવે કોઇ પણ કાર્ય અમારું રહ્યું નથી. અમો સર્વદા તમારાં ચરણકમળનું સ્મરણ કરીશું. ચિત્ત વિશે તમારું જ સ્મરણ કર્યા કરીશું. દેવ અથવા મનુષ્યયોની વિશે જે માણસ મન, કર્મ અને વાણીવડે તમારી સ્તુતિ તથા પૂજા નહી કરે તે પામાત્મા તથા મંદ ભાગ્યવાળો જાણવો. સુખ વિશે તેમ જ દુઃખ વિશે

તમે અદ્દભુત શરણુ છો. તમારાં શુભ આયુધોવડે અમારું રક્ષણુ કરો. તમારાં ચરણુ કમળ સિવાય અમારે બીજાનો આશ્રય નથી. વ્યાસ બોલ્યાઃ–આ રીતે સ્તુતિ કરાયલાં દેવી ત્યાં જ અંતર્ધ્યાન થઇ ગયાં. દેવો તેને અદૃશ્ય થઇ ગયેલાં જોઇ પરમ આશ્ચર્ય પામ્યા.

एवं स्तुता सुरैर्देवी तत्रैवांतरधीयत ।
विस्मयं परमं जग्मुर्देवास्तां वीक्ष्य निर्गताम् ॥

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे त्रिषष्टितमोऽध्यायः ॥ ६३ ॥



# અધ્યાય ૬૪ મો.



## મહિષ વધ પછી પૃથ્વીની સ્થિતિ.

अथाद्भुतं वीक्ष्यमनो प्रभावं । देव्या जगच्छांतिकरं परं च ॥
अंतर्हितायां च यदा भवान्यां । चक्रुश्च किं देवपुरोगमास्ते ॥



જગતને શાંતિ કરનારાં એવાં દેવીનો અદ્દભુત પ્રભાવ જોઇ તથા ભવાની અંતર્હિત થયા પછી દેવો શું કરવા લાગ્યા? તમારાં મુખરૂપી કમળમાંથી અમૃતરૂપી વાણી નીકળવાથી મને તૃપ્તિ થતી નથી. અલ્પ પુણ્યવાળા મનુષ્યોને પરમ પવિત્ર એવા દેવીનું ચરિત્ર દુઃખથી મેળવવા યોગ્ય છે. કર્ણો હોવા છતાં જે પુરુષ કથારૂપી અમૃત આ પૃથ્વી વિશે પ્રેમથી સાંભળતો નથી તેને કાન છે, તથાપિ કાન રહિત જાણવો તથા તેવાને ધિક્કાર છે. જગદંબિકાનું લીલાચરિત્ર દેવ તથા મુનિઓને રક્ષા કરનારું છે. સંસારાર્ણવને ઓળંગવાની ઇચ્છાવાળા જે માણસો આ કથામૃત સાંભળતા નથી, તે ખરેખર મંદભાગીઓ છે. કથામૃત સર્વ અર્થને આપનારું છે, એમ વેદ જાણનારાઓ કહે છે. ધર્મ અર્થ અને કામને વિશે લાગેલા રાજાઓમાં જેને મોક્ષની ઇચ્છા હોય, એવા સાધુ જનોએ

પીવા યોગ્ય એવું કથામૃતનું જ્ઞાન અવશ્ય પાન કરવું. જેણે આગલા જન્મમાં ચંપક, કરવીર તથા બીલ્વ પત્રવડે દેવીનું પૂજન કીધું હોય તેઓ બીજા જન્મમાં સર્વ સુખથી સંપન્ન રાજાઓ થાય છે. જેઓ દેવીની ભક્તિથી રહિત હોય છે તેઓ ધન ધાન્ય વિનાના, રોગગ્રસ્ત તથા સંતતિ વિનાના થાય છે. ગુલામી પણું કરનારા તથા ચાકરો જેઓ રાત દિવસ સ્વાર્થમાં જ પચી રહેનારા તેમ જ પેટ પૂરતું નહી મળે એવા આંધળાઓ, લુલાઓ, બહેરાઓ તથા કોઢ વિગેરે બીજા રોગોથી જેઓ વ્યાપ્ત હોય તેવા પુરુષોએ દેવીનું સતત પૂજન કીધેલું હોવું ન જોઇએ. રાજ્યથી તથા પૈસા ટકાથી પરિપૂર્ણ હોનારા મનુષ્યોએ દેવીનું અવશ્ય પૂજન કીધેલું હોવું જ જોઇએ. આથી દેવીનું ચરિત્ર અતિ ઉત્તમ છે. જો અમારાપર કૃપા તથા દયા હોય તો અમને કહો. તે મહિષાસુરને માર્યા પછી દેવોએ તે દેવીનું સારી રીતે પૂજન કીધું. પણ ત્યાર પછી સર્વ તેજના સમૂહરૂપ દેવી ત્યાંથી કયાં ગયાં? તે મારી સાંભળવાની ઈચ્છા છે, માટે મને કહો. તે ભુવનેશ્વરી સ્વર્ગ વિશે કે મર્ત્યલોક વિશે ગયાં? અથવા શું વૈકુંઠાશ્રમ પ્રત્યે કે હૈમ પર્વત વિશે ગયાં? વ્યાસ બોલ્યા:–અતિશય શ્રેષ્ઠ મનોહર તથા ક્રીડાના સ્થાનરૂપ મણિ દ્વીપ વિશે તેઓ ગયાં. જયાં બ્રહ્મા, હરિ તથા હર સ્ત્રીપણાંને પામ્યા હતા. તેઓ ફરીથી પુરુષપણાંને પામી પોતપોતાનાં કાર્યો કરવા લાગ્યા. આ દ્વીપ સુધા સિંધુ વિશે આવેલો છે, ત્યાં તેઓ નાનાં રૂપો ધારણ કરી ક્રીડા કરે છે. દેવોથી સ્તુતિ તથા પુજા કરાયલાં દેવી તે સ્થળ વિશે ગયેલાં જોઇ દેવો પૃથ્વીપર સૂર્ય વંશને વિશે ઉત્પન્ન થયલા શત્રુઘ્ન નામના અયોધ્યાધિપતિને પૃથ્વીનું પાલન કરવા સ્થાપ્યો. આ રીતે સ્થાપન કરી, ઇંદ્ર વિગેરે સઘળા દેવો પોતપોતાનાં વાહનોમાં બેસી પોતપોતાને સ્થાને ગયા. દેવો પોતાને સ્થાને ગયા પછી આખું રાજ્ય ધર્મરાજ્ય થયું, પ્રજા સુખી થઇ, વર્ષાદ સમય પ્રમાણે આવતો થયો તથા પૃથ્વી ધાન્યથી પરિપૂર્ણ થઈ. વૃક્ષો ફળ, પુષ્પોને તથા સુખને આપનારાં થયાં. માણસોને ઘણું દુધ આપવાવાળી ગાયો થઈ. નદીઓ સારે રસ્તેથી જનારી તથા નિર્મળ જળવાળી થઇ. બ્રાહ્મણો વેદ જાણનારા તથા

યજ્ઞ કર્મને વિશે અનુરક્ત થયા. ક્ષત્રીઓ ધર્મયુક્ત, દાન કરવામાં તત્પર, શસ્ત્રવિદ્યામાં નિપુણ, પ્રજા રક્ષણુ વિશે તત્પર, ન્યાય પ્રમાણે ચાલનારા તથા શમ પ્રકૃતિવાળા થયા. પુત્રો પિતૃ ભક્તિ વિશે તત્પર તથા ધર્મ વિશે તત્પર થયા. પૃથ્વી વિશે કોઇ પણુ પાખંડી તથા અધર્મી રહ્યા નહિ. લોકો પોતાના વર્ણાશ્રમ ધર્મને પાળવા લાગ્યા. પૃથ્વી વિશે બ્રાહ્મણુ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર સર્વ દેવીની ભક્તિ વિશે તત્પર રહેનારા થયા. યજ્ઞસ્તંભો શોભાવાળા તથા મનોહર સર્વત્ર જોવામાં આવ્યા. બ્રાહ્મણુ ક્ષત્રીઓથી કરાયલા યજ્ઞો ધનથી પૂર્ણુ થવા લાગ્યા. વેદોના તથા શાસ્ત્રોના વાદો થવા લાગ્યા. કોઇને પણુ કલહ થતો નહી. સઘળા લોકો સુખી રહેવા લાગ્યા, કોઇ પણુ દીન પુરુષ પૃથ્વીપર હતો નહીં. સઘળાઓનું મરણ, કાળે કરી થતું હતું તથા કોઈને આપત્તિ તથા વિયોગ થતાં નહી. અલ્પવૃષ્ટિ, દુર્ભિક્ષ તથા મરકીના રોગો થતા નહીં. રોગ, માત્સર્ય તથા પરસ્પર વિરોધ થતો નહી. નારીઓ સર્વ સંપત્તિઓથી યુક્ત રહેવા લાગી. સ્વર્ગમાં દેવ લોકોની માફક માણુસો નાના પ્રકારની ક્રીડા કરવા લાગ્યા. ચોર, પાખંડી તથા દાંભિક પૃથ્વીપર રહ્યા નહી. માણુસોમાંથી દ્વેષ ટળી જઇ સઘળા દ્વિજ ધર્મને વિશે આસક્ત થઈ રહેવા લાગ્યા. સૃષ્ટિમાં ધર્મના ત્રણુ પ્રકાર થયા, તેમ જ બ્રાહ્મણો પણુ સાત્વિક, રાજસ તથા તામસ્ થવા લાગ્યા. વેદ જાણુનારા ડાહ્યા અને વનની વૃત્તિવાળા દ્વિજો સાત્વિકો થયા. ધર્મતત્પર પુરોહિતો સાત્વિક અન્નવડે યજ્ઞો કરતા હતા. દાન, યજન, યાજન, પ્રતિગ્રહ, વેદોનું અધ્યયન તથા અધ્યાપત્તિ, આ ષટ્ કર્મો વિશે સાત્વિક બ્રાહ્મણો મચેલા હતા. કેટલાક, તામસ તથા ક્રોધથી યુક્ત, રાગ અને દ્વેષવાળા રાજાનું કાર્ય કરવામાં તત્પર તથા થોડુંક અધ્યયન કરનારા એવા વૈશ્યો થયા. ક્ષત્રિયો પાલન કરવામાં તત્પર તથા યજ્ઞ, ધર્મ અને દાન કરવામાં મચેલા રહેતા હતા. વૈશ્યો ખેતી, વેપાર અથવા વ્યાજુ કરતા હતા. નદીઓ બહુ પાણીવાળી, વૃક્ષો ઘણાં ફળવાળાં, મનુષ્યો રોગવર્જિત, પ્રજા વિગેરે દુઃખ રહિત, રાજા ધર્મવાળા તથા પ્રજા પાલન કરનારા, એ રીતે સઘળા ધન તથા વૈભવયુક્ત અને રોગ વિનાના હતા. સઘળા ચંડિકાનું સેવન કરવામાં તત્પર

રહેતા હતા. જેવી રીતે દેવીએ મહિષાસુરને માર્યો તેમ જ કેટલાક કાળ પછી હિંગુલ નામના દૈત્યને માર્યો. દેવોનું કાર્ય કરવા હિંગુલા નામે દેવી ઉત્પન્ન થયાં. આ હિંગુલા દેવીને રક્ત આંખો તથા રક્ત વર્ણ હતાં તથા દેવોનું રક્ષણ કરવા ઉત્પન્ન થયાં.

**रक्ताक्षी रक्तचामुंडा जाता सा हिंगुलांबिका ।**
**देवानां रक्षणार्थाय आविर्भूता सदांबिका ॥**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना प्रसिद्धीकृते गुर्ज्जरभाषान्तरे चतुःषष्ठितमोऽध्यायः ॥ ६४ ॥

---



# દ્વિતીય પ્રવાહ

## અધ્યાય ૬૫ મો.

### હિંગુલા ઉત્પત્તિ.

**सूत उवाचः-नमामि हिंगुलां देवीं सर्वाभीष्टप्रदायिनीम् ।**
**स्वभक्तपक्षपातेन सर्वदानवनाशिनीम् ॥**

સૂતપુરાણિક બોલ્યાઃ-સર્વ ઇષ્ટ વસ્તુને આપનારા હું હિંગુલા દેવીને પ્રણામ કરું છું, જે પોતાના ભક્તોનું પાલન કરનારાં તથા સર્વ દૈત્યોને નાશ કરનારાં હતાં. આ હિંગુલા સિંધુ દેશ વિશે મોટા પર્વત વિશે રહેતાં હતાં. તે અનુસૂયા અથવા હિંગુલા એવે નામે ઓળખાયાં. ઋષિઓ કહેવા લાગ્યાઃ-હે સૂત! સર્વ જાણનારામાં શ્રેષ્ઠ! અમોને હિંગુલાક્ષેત્રનું માહાત્મ્ય કહો, જે સાંભળવાથી સર્વજ્ઞપણું પ્રાપ્ત થાય છે, તથા હમોને હિંગુલાનો મહોદય કહો. કોણે તેનું પ્રથમ પૂજન કેવા હેતુથી કીધું? હમેશાં તેનું કોણ પૂજન કરે છે? તથા એનું પૂજન કરવાથી માણસ કેવું ફળ મેળવે છે? તે રક્ત ચામુંડા હિંગુલા કેવી રીતે થયાં? કયા કલ્પમાં કોને સિદ્ધિ આપનારાં તે થયાં હતાં? તે વૈષ્ણવી, શાંભવી કે બ્રાહ્મી શક્તિમાંની કઈ હતી? જેથી એનું નામ હિંગુલા પડ્યું. અમોને આ મોટું કૌતુહલ લાગે છે, માટે અમોને આ સઘળું કહો; બ્રહ્માએ આપને સંસારના પારને દર્શાવવા ઉત્પન્ન કીધા છે. સૂતપુરાણિક બોલ્યાઃ-હવે હું તમોને હિંગુલાની ઉત્પત્તિ

કહીશ, જેના શ્રવણથી તે દેવી સરખા પ્રભાવવાળો થાય છે. બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર તથા બીજા મહર્ષિઓ એના પ્રભાવને જાણતા નથી તો માણસો તો ક્યાંથી જ એના પ્રભાવને જાણી શકે? તે માયા વિશ્વની જનની રૂપ છે. એના વિશે સર્વ વિશ્વ રહ્યું છે. એ નિર્ગુણ છતાં ઇચ્છાવડે કરી સગુણા થઈ શકે છે. તેનો પ્રભાવ તથા સંભૂતિ કોણ જાણવા સમર્થ થાય છે? તે છતાં હું તમોને તેની ઉત્પત્તિ કહીશ. સૂત બોલ્યાઃ—આગળ રોમક દેશ વિષે વિપ્રચિત્તિ નામે રાક્ષસ હતો. તેને હિંગુલ અને સિંદુર નામે બે પુત્રો હતા. એ બેઉએ વિષ્ણુ વિગેરે સર્વ દેવોને જિતી લીધા. આથી દેવો દુઃખી થઇ પાર્વતીને શરણે ગયા. પાર્વતીએ તેઓનું દુઃખ જાણી પોતાના મળથી પુત્ર ઉત્પન્ન કરી, તેને સર્વ આયુધો આપી સિન્દૂરાસુર દૈત્ય સામે લઢવા મોકલ્યો. તે પાર્વતીપુત્ર સિન્દૂરને યુદ્ધ માટે બોલાવવા લાગ્યો. સિન્દૂરાસુર સઘળાં આયુધો સહિત તથા અનેક પ્રકારનાં આયુધોવાળા બીજા દૈત્યો સહિત યુદ્ધ માટે તત્પર થઇ ઉભો રહ્યો. પછી તેઓ વચ્ચે રોમાંચજનક યુદ્ધ થયું. પાર્વતીના પ્રસાદથી એક જ શસ્ત્રવડે સિન્દૂરાસુર હણાયો. આથી બીજા સર્વ દૈત્યો નાશી ગયા. દેવોને ઘણો હર્ષ થયો તથા તેઓ પોતપોતાના ધામ વિશે ગયા. મહાશૂરવાન્ દેવીપુત્ર પરમ હર્ષવડે દેવીની પાસે આવ્યો અને હર્ષવડે સર્વ વૃત્તાંત માને કહી સંભળાવ્યું. તે પુત્રને આ બહાદુરીથી ગણપતિની પદવી મળી. ઋષિઓ બોલ્યાઃ—સિન્દૂર દૈત્ય મરાયા પછી હિંગુલે શું કીધું? હિંગુલને કોણે માર્યો? તે સર્વ અમોને વિસ્તારથી કહો. સૂતપુરાણિક બોલ્યાઃ—જ્યારે ગણેશે સિન્દૂરને યુદ્ધને વિશે માર્યો ત્યારે તેનો નાનો ભાઇ હિંગુલ પાતાલ વિશે હાટકેશ્વરપાસે ભટકતો ભટકતો ગયલો હતો, ત્યાં તે નાના પ્રકારના વિહારો કરતો હતો. પછી જિતાયલા દૈત્યો નાશીને પાતાલ વિશે આવ્યા ત્યારે તેઓને હિંગુલે પોતાના ભાઇની ખબર પૂછી. ત્યારે તેઓએ કહ્યું કે તમારા મોટા ભાઇને દેવીપુત્રે હણ્યો છે અને અમો સર્વે યુદ્ધમાં હારી જવાથી નાશી આવ્યા છીએ. સમરને વિશે બિરુ એવા દેવોએ મારા ભાઇને હણ્યો, એ સાંભળી તે દૈત્ય ઘણો શોકાતુર થયો. મારો પરાભવ થયો, હવે મારે શું કરવું?

હું દેવોનાં નાશ કરવા માટે તપ કરીશ. આવી બુદ્ધિ કરી તે મેરુ પર્વતપર ગયો. ઉંચા બાહુ રાખી, આકાશ તરફ દૃષ્ટિ રાખી, પૃથ્વીપર અંગુઠાવડે ઉભા રહી, એક હજાર વર્ષ સૂધી તપ આદર્યું. હિંગુલનું આ મહાન્ તપ દેવોએ જોયું ત્યારે ભયથી કંપિત થયલા તેઓ બ્રહ્માને શરણે ગયા. દેવો બોલ્યાઃ– આ દૈત્ય મહાન્ ઉગ્ર તપ કરે છે. શું ભૂલોક સાથે તે અમને સૌને ગળી જશે કે? આ વચન સાંભળી બ્રહ્માએ કહ્યું કે, દેવોનું કાર્ય કરવા માટે હું સુમેરુ પર્વત જ્યાં તે દૈત્ય તપ કરે છે ત્યાંથી તેને ઉતારીશ. બ્રહ્માનું આ વચન સાંભળી દેવો પોતાને આશ્રમે ગયા. બ્રહ્મા,નારદ [illegible] ઋષિઓ સાથે સુમેરુ પર્વતપર આવ્યા. બ્રહ્માએ કહ્યું કે હું [illegible]રાપર સંતુષ્ટ છું માટે વરદાન માંગ. આ વાણી સાંભળી જે દૈત્[illegible] ઉંચી દૃષ્ટિ કીધી હતી તેણે નીચું જોયું ત્યારે ઋષિઓ સાથે બ્રહ્માને [illegible] ઉભેલા જોયા. તેમને નમસ્કાર કરી, પૂજન કરી તથા હાથ જોડ[illegible] તે દૈત્ય ઉભો રહ્યો. બ્રહ્મા તેનું તપ જોઈ અતિ હર્ષ પામી તેને કમંડલુમાંથી પાણી લઇ પોતાના હાથવડે તેનાપર છાંટવા લાગ્યા. બ્રહ્મા બોલ્યાઃ– તારા મનમાં જે હોય તે માંગ. હું તારા તપથી સંતુષ્ટ થવાથી સર્વ આપવા તૈયાર છું. તેનું આ વચન સાંભળી દૈત્ય ઘણો હર્ષ પામી બ્રહ્માને આ રીતે કહેવા લાગ્યો. આકાશ, પૃથ્વી અથવા પાતાલ વિશે તમારાથી અથવા પ્રાણી માત્રથી કોઇથી છોડાયલાં અસ્ત્ર અથવા શસ્ત્રોથી મારું મૃત્યુ થાય નહિ. યુદ્ધ વિશે કોઈ પણ મારી સામે ટકી શકે નહીં, એવો વર મને આપો. બ્રહ્માએ ખિન્ન મનથી તેને વર આપ્યો. આ રીતે વર આપી બ્રહ્મા ગયા પછી તે દૈત્ય બેઠો થયો તથા પાતાલ[illegible] દૈત્યોને લઈ પૃથ્વીપર આવ્યો. પૃથ્વીપર આવ્યા પછી તેણે સ[illegible] દૈત્યોને શસ્ત્ર ગ્રહણ કરવાનું કહ્યું. હિંગુલ બોલ્યોઃ–કાર્ય પારપડે તેવું હે દૈત્યો! મારું વચન સાંભળો. આજ આપણે સ્વર્ગ દેવો વિનાનું કરીએ. આવી મતિ કરી રાજ્ય ઇચ્છાવાળા સર્વે દૈત્યો યુદ્ધાર્થે નિકળ્યા. ઇન્દ્રે પણ આકાશ વિશે તેઓનો ઉદ્યોગ સાંભળ્યો. સર્વે દેવો કંપવા લાગ્યા અને પોતાના સ્થાનથી નાશી જવા લાગ્યા. પૃથ્વી ઉપર દેવો વાયુ રૂપે ભટકવા લાગ્યા. ભયથી બીધેલા તેઓ ગુફા વિશે રહેવા લાગ્યા.

દૈત્યેશ હિંગુલાસુર સ્વર્ગ વિશે રહેવા લાગ્યો. દેવો કયાં નાશી ગયા હશે, એમ બોલતા દૈત્યો ત્યાં સ્વર્ગમાં રહેવા લાગ્યા. દેવોને યજ્ઞ વિશે જે ભાગ મળે છે તે સર્વ મદથી ગર્વિત થયલો તે દૈત્ય ગ્રહણ કરવા લાગ્યો. આ રીતે દેવો હિંગુલથી ઘણા દુઃખ પામ્યા. તેઓ હિમાચળ પુત્રી પાર્વતીને શરણે ગયા. દેવોની સ્તુતિથી સંતુષ્ટ થઇ દેવીએ દેવોનું પરમ કાર્ય પૂર્ણ કરવા ગૌર વર્ણ ધારણ કીધું. તેનું વસ્ત્ર કરોડ સૂર્યની કાંતિ સરખું મનોહર હતું. તેણીનાં નયનો ચંદ્ર સરખાં [illegible]તાં. કોઇ પણ તેને જુવે તો તુરત મોહ પામે, એવું મો[illegible] એવું રૂપ ધારણ કરી તે દેવોને કહેવા લાગ્યાં. દેવી બોલ્યા[illegible] હિંગુલ દૈત્યથી ઉત્પન્ન થયલું તમારું દુઃખ મેં જાણ્યું. તમો તમા[illegible] સ્થાન પ્રત્યે જાઓ. હું આજે જ એ અસુરને મારીશ. તે દેવી[illegible]ન સાંભળી સર્વ પોતપોતાના સ્થાન પ્રત્યે ગયા.

गंतव्यं स्वाधिकारेषु हतोऽद्य च महासुरः
देव्या वचनमाकर्ण्य गताः सर्वे स्वमालयम् ।

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हिरजीना प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे पंचषष्ठितमोऽध्यायः ॥ ६५ ॥

# અધ્યાય ૬૬ મો.

ऋषयऊचुः–किं किं कृतं तया[illegible] धृते रुपे मनोहरे ।
देव्याश्चरितमाहात्[illegible] कथयस्व यथाश्रुतम् ॥

ઋષિઓ બોલ્યાઃ–આવું મનોહર રૂપ ધરી દેવીએ શું કીધું? તે અમોને કહો. સૂત બોલ્યાઃ–આવું મનોહર રૂપ લઇ તે હિમાચળ પર્વત પ્રત્યે ગયાં, જ્યાં દૈત્ય અપ્સરાઓ સાથે ક્રીડા કરતો કાળ નિર્ગમન [illegible]રતો હતો. દૈત્ય જ્યારે ગુહામાં આવ્યો ત્યારે તે જગદંબિકાને જોઈ, અપ્સરાઓને છોડી દઇ દેવી સન્મુખ

આવી ઉભો રહ્યો. વશ કરે એવી મધુર વાણીથી તે કહેવા લાગ્યો. હિંગુલાસુર બોલ્યોઃ-પલાશના સરખી રમણીય આંખવાળી! તું કોણ છે? તથા ક્યાંથી આવી છો? તથા તું શું કરવા ઇચ્છે છે? આ પર્વત પર આવી તું મને શું વસ કરવા ઈચ્છે છે? હું પહેલાં અપ્સરા કરતાં કોઇને વધારે સુંદર ધારતો નહોતો. પણ તારા સરખી સ્વર્ગ તથા પૃથ્વીમાં મેં કોઇ પણ સુંદરી જોઈ નહીં. શું તને દેવોએ છોડી દીધી? હું તારા રૂપથી અતિશય મોહિત થયો છું. માટે તું આ સ્થળે મારી સાથે ક્રીડા કર. તારૂં રૂપ જોઈ મને જડપણું પ્રાપ્ત થાય છે. આ રીતે માન આપતો તે દૈત્ય દેવીને ઘણું ઘણું કહેવા લાગ્યો. પણ દેવી તેને કાંઇ પણ ઉત્તર આપ્યા વિના ગુફામાંથી બહાર નિકળી પૃથ્વીપર ફરવા લાગ્યાં. મોહથી તે દૈત્ય પણ તેની પછવાડે પછવાડે જવા લાગ્યો. તે દેવી આમ ભમતાં ભમતાં સિંધુ સાગર આગળ આવ્યાં. ત્યાં આવી તે દૈત્યશ્રેષ્ઠને કહેવા લાગ્યાં. દેવી બોલ્યાંઃ-તું મારી પાછળ પાછળ શા માટે પૃથ્વીપર ફરે છે. તારા સરખા દૈત્યનાથ સાથે મારો સંયોગ દુર્લભ છે. માટે તું અહીંથી જા અથવા ઉભો રહે, પણ મારું મુખ જોયા મા કર. મેં જે દુષ્કર કાર્ય કરવા આરંભ્યું છે તે કોણ કરવા સમર્થ છે? તે થયા પછી હું જઇશ અથવા થોભીશ. માટે હે દૈત્યનંદન! તું તારા કાર્ય માટે ચાલ્યો જા. તે દૈત્યરાજ આ વચન સાંભળી બોલ્યો કે તમારું જે કાર્ય હોય તે મને કહો. મારો પ્રાણ જશે તો પણ હું તે આપનું કાર્ય કરીશ. જ્યારે દૈત્ય આમ બોલ્યો ત્યારે દેવીએ ત્યાંથી ચાલવા માંડયું. કામબાણથી પીડિત તે દૈત્ય પછી તેની પાછળ જવા લાગ્યો. હું તારો દાસ છું. તારું જે કાર્ય હશે તે હું કરીશ. દૈત્યના આમ કહેવાથી દેવી ત્યાં ઉભાં રહીને બોલ્યાં, "જો મારું કહેવું તારાથી ન થાય તો તારુ બોલવું મોહથી થયલું કહેવાશે. મારું કાર્ય જો ન થયું તો તને કહેવાથી શું ફલ છે? પણ તું વચન પાળવામાં નિપુણ લાગે છે. તું મદનરૂપ છો. હું જલદી તને સારા માર્ગ વિશે દોરી જઇશ. તું શોક મા કર." આ રીતનું વચન સાંભળી તે દૈત્ય ઘણો હર્ષ પામ્યો. દેવીનાં વાક્યથી મોહ પામી તે સમ ખાવા લાગ્યો. હિંગુલ

બોલ્યો:-દ્વિજ થઇ જે વેદ ભ્રષ્ટ થાય, સ્નાન સંધ્યાદિથી રહિત થાય, સત્ય અને શૌચ વિનાનો બને, નહી વેચવા યોગ્ય વસ્તુનું વેચાણ કરે, ન જેની પૂજા કરવી જોઇએ તેની પૂજા કરનારો થાય, આવી રીતનું આચરણ કરવાથી જેવું પાપ લાગે છે, તેવું પાપ જો હું આપનું કાર્ય ન કરું તો મને લાગુ પડો. દુષ્ટ બુદ્ધિને, ધૂર્તને, છેતરનારને, પરદાર ગમન કરનારને, વેદવિક્રય કરનારને, શબને અડકી ભોજન કરનારને, મરેલાની શય્યા ગ્રહણ કરનારને, માબાપનું પોષણ નહી કરનારને, દાતાને દાન ન અપાવવા દેનારને, દેવ, ગુરુ વગેરેનું દ્રવ્ય હરણ કરનારને, ગુરુ, ગાય, વિપ્ર, અતિથિની સેવા નહી કરનારને, અવૈષ્ણવ પુરુષને, દાંભિક પુરુષને, અજિતેંદ્રિય પુરુષને, ધૂર્તને, પારકાનો દોષ પ્રકટ કરનારને, કૃતઘ્ની પુરુષને, કૃપણને, પારકાનું છિદ્ર ખુલ્લું મૂકનારને, સદાચાર વિનાના માણસને, પારકાને પીડા કરનારને, પારકાની ચાડી ચુગલી કરનારને, કન્યા વિક્રય કરનારને, પારકાના અપવાદથી સંતુષ્ટ થનારને, સર્વ ધર્મથી વર્જિત થયેલાને, તેમ જ ખોટી સાક્ષી આપનારને જે પાપ લાગે છે તે સર્વ મને લાગો. બ્રહ્મહત્યા, પિતૃહત્યા, માતૃહત્યા, લોભીને, ગાયની ચોરી કરનારને, વિષયી પુરુષને, બે બાઇડીવાળો પુરુષ જે બેઉનીપર એક જ દ્રષ્ટિથી જોતો નથી તેને, યતિ તથા વેદ નિંદા કરનારને, પ્રેતશ્રાદ્ધ જમનારા બ્રાહ્મણને, અધમ ગ્રામ વિષે યાચના કરનારને, અસચ્છાસ્ત્રને વિશે લાગેલાને, પુરાણના અર્થથી રહિત એવા મૂર્ખ પુરુષને, પાખંડીને, 'બ્રાહ્મણ થઇ મદ્ય માંસ ખાનારને, પુત્ર તથા બઇરીને મૂકી એકલા ભોજન કરનારને, પોતાની કન્યા સારે ઠેકાણે નહી આપનારને જે પાપ લાગે છે તે સર્વ પાપો મને લાગો. જો હું આપનું વચન ન પાળું તો આ સર્વ પાપોનાં સોગન ખાઉં છું. હું કામથી મોહિત થઇ ગયો છું. હું આપને ગ્રહણ કરવાની ઇચ્છા રાખું છું. આ રીતની તે રાક્ષસેંદ્રની બુદ્ધિ જોઇ, દેવી આદર સહિત કહેવા લાગ્યાં:-હે દૈત્ય! તું નગ્ન થા. એમ કહી દેવી ત્યાંથી અંતર્ધ્યાન થઇ ગયાં. જેવાં દેવી અલોપ થઇ ગયાં કે, દેવી ક્યાં હશે? ક્યાં ગયાં હશે? એ પ્રમાણે બોલતો બોલતો તે દૈત્ય સિંધુદેશ વિશે ગયો. દેવીએ પછી તેને મારવા માટે વિચાર

કર્યો. તેમણે સિંધુ દેશ વિશે જઇ ત્યાં સ્થૂલરૂપ ગ્રહણ કીધું. જે વાદળાં સરખું શ્યામ તથા સર્વ આયુધોથી શણગારાયલું હતું. સેંકડો છિદ્રથી યુક્ત મોટું રૂપ તેમણે ગ્રહણ કીધું. દૈત્ય ત્યાં આ મોટું રૂપ જોઇ કહેવા લાગ્યો કે, મનોહર સ્ત્રી ક્યાં ગઇ હશે? આમ વિચાર કરતો કરતો તે દેવી પાસે આવ્યો. દેવીએ વિચાર કીધો કે, દેવ, યક્ષ, નર, નાગલોક વિગેરે કોઇથી તેમ જ જ્યાં જ્યાં સૂર્ય પ્રકાશે છે તે કોઇ પણ જગ્યા વિશે એનું મરણ થાય એમ નથી. માટે આથી રહિત એવા સ્થાન વિશે એને મારવો જોઇએ. આમ વિચારી દેવીએ ફરીથી આગળનું સ્વરૂપ ધારણ કીધું. દૈત્યે જેવું આગળના સરખું સ્વરૂપ જોયું કે, તે ઘણો જ હર્ષ પામ્યો. હિંગુલ બોલ્યોઃ–તું અત્યાર સૂધી ક્યાં ગઇ હતી? મારું બળ તું જાણતી નથી, તેથી ક્ષણ-વારમાં હું તારો નાશ કરીશ. હવે મારું બળ જોજે. આમ કહી હાથમાં ખડ્ગ લઈ દેવીને મારવા વાસ્તે ચંડિકા દેવીની સમીપ આવી પહોંચ્યો. આવતાં વારમાં દેવીના શરીર વિશે તે સમાઇ ગયો. જેવો દેવીના શરીર વિશે પડ્યો કે તે 'દેવિ, દેવિ' એમ બૂમો પાડવા લાગ્યો. પ્રાણ જવા લાગ્યા તથા પરમ ગ્લાનિને પામ્યો. આ વખતે જરા આંખ ઉઘાડી તે દેવીની સ્તુતિ કરવા લાગ્યોઃ–

દૈત્ય બોલ્યોઃ–સુર તથા અસુરની પ્રભુ હે દેવી! હું આપને નમસ્કાર કરું છું. હું આપના શરીરને વિશે લીપ્ત થઇ ગયો છું. માટે શરણ આવેલા મારું આપ રક્ષણ કરો. તમે સર્વની આદ્યા શક્તિ છો. હું આપનું રૂપ જોઈ મોહિત થઇ ગયો. હું મૃત્યુ પામવાની સમીપમાં છું, માટે આપની પાસેથી એક વર માગું છું.

દેવી બોલ્યાંઃ–હે હિંગુલાસુર! તારી સ્તુતિથી હું સંતુષ્ટ થઇ છું, માટે જે માગવું હોય તે માગ. દેવીનું વચન સાંભળી દૈત્ય મધુર વાણીથી કહેવા લાગ્યોઃ–હે માતા! જો તમો મારાપર પ્રસન્ન થયાં હો તો હું એટલું માંગું છું કે, મારા નામવાળા રૂપથી આપ કલ્પાંત સૂધી પૃથ્વીપર સ્થિતિ કરો. બીજું વર એ માગું છું કે, મારા નામથી તમારું પૂજન થાય. જે આ નામથી આપને શરણે આવે, તેના સર્વ મનોરથો પૂર્ણ થાય. દેવીને આ રીતે શરણે થઇ

તે દૈત્યે પ્રાણ છોડયા તથા દેવી સાયુજ્ય થયો. બ્રહ્મા, વિષ્ણુ વિગેરે સર્વ દેવો દેવીની સ્તુતિ કરવા લાગ્યા.

દેવો બોલ્યાઃ–હે માતા! તમે સકલ જગતનાં જનની છો. હમો આપને શરણે આવી છીએ. તમો સઘળાં દુરિતને ટાળનારાં છો. આ અસુરને વર આપ્યો તે આપે સારું કીધું નહી આ રીતે દેવોએ હિંગુલા દેવીની સ્તુતિ કીધી ત્યારે દેવી બોલ્યાંઃ- હે બ્રહ્મન્! મેં કાંઇ એને વર આપ્યો નથી. કારણ જે ક્રૂર સ્વભાવ-વાળાને વર આપવો, તે સર્પને અમૃત પાયા સરખું છે. મેં તે દૈત્યને માર્યો છે, પણ મારા નામની ખ્યાતિથી તે જગત્ વિશે રહેશે. હિંગુલાસુરના નામથી મારું નામ હિંગુલા દેવી કહેવાશે. આ રીતે કહી સર્વ દેવોના દેખતાં હિંગુલાદેવી અદૃશ્ય થઇ ગયાં. સિંધુ દેશમાં આવેલાં મુખ્ય તીર્થો આથી હિંગુલાના નામથી ઓળખાવા લાગ્યાં. જે સ્થળવિશે ગિરિજા અદૃશ્ય થઇ ગયાં તે પ્રદેશ ઘણો જ ફળદ્રુપ થયો. આ તીર્થોનું મહાત્મ્ય ઘણું જ છે, જે પ્રથમ નારદ મુનિએ સાંભળ્યું હતું. નારાયણ મુનિએ આ જગ્યાનું મહાત્મ્ય નારદ મુનિને મહોડે કહ્યું હતું. જે માણસ હિંગુલાદેવીની ઉત્પત્તિ સાંભળે છે, તેનાપર ચંડિકા દેવી પ્રસન્ન થાય છે. આ રીતે આપને હિંગુલા મહાત્મ્ય કહ્યું. હવે શું સાંભળવા ઇચ્છો છો?

तस्याशु चंडिका देवी प्रसन्ना स्यान्न संशयः ।
इतीदं कथितं विप्राः किमन्यच्छ्रोतुमिच्छथ ॥

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना
प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे षट्षष्ठितमोऽध्यायः ॥ ६६ ॥

# અધ્યાય ૬૭ મો.

## હિંગુલતીર્થ મહાત્મ્ય.

ऋषय ऊचुः–नारायणमुखान्मुक्तं नारदेन कथं श्रुतम् ।
तत्सर्वं कथयस्वाशु यदि ते कर्णगं भवेत् ॥

ઋષિઓ બોલ્યાઃ–નારાયણના મુખથી કહેવાયલું નારદ મુનિએ કેવી રીતે સાંભળ્યું? જો તે આપને ખબર હોય તો મને કહો, હું સાંભળવા ઈચ્છું છું. સૂત પુરાણિક બોલ્યાઃ–કોઇ એક વખત નારદમુનિ લોકોનાપર અનુગ્રહ કરવા માટે સકલ લોક વિશે ભટકતા ભટકતા સત્યલોક વિશે ગયા. કનકાદિ યુક્ત નારદમુનિ નારાયણને મોક્ષ આપે એવા ધર્મ વિશે પૂછવા લાગ્યા. નારદમુન બોલ્યાઃ–હે દેવદેવ! હે જગન્નાથ! તમો ભક્ત લોકોને અનુગ્રહ કરનારા છો. સંસારને તરવા માટે ઉપાય હોય તો આપ મને કહો. સંસારને વિશે ડૂબેલા માણસો પારને કેવી રીતે પામે? આ બીકથી આપનાં ચરણ કમળ પાસે હું આવ્યો છું. નારાયણ બોલ્યાઃ–હે ઋષિ! હું તીર્થમહાત્મ્ય કહું તે સાંભળો. જે સ્થળે મંદાકિની નામની ગિરિજા રહે છે, તેનાં દર્શન માત્રથી સર્વ પાપનું ક્ષય થાય છે. નારદમુનિ બોલ્યાઃ–બ્રહ્મા કેવી રીતે પારને પામ્યા તથા ગિરિજા કેવી રીતે ઉત્પન્ન થયાં, તે વિસ્તાર સહિત આપ મને કહો. વિષ્ણુ બોલ્યાઃ–સઘળા ખંડોમાં ભરતખંડ શ્રેષ્ઠ છે. જે સ્થળમાં યજ્ઞકર્મ પ્રવર્તાવનારા દેવો રહે છે. આ સ્થળમાં સર્વ પાપને નાશ કરનારાં દેવી પણ રહે છે. મહા તીર્થો, જેવાં કે પ્રયાગાદિ સરખાં પવિત્ર સ્થળો ત્યાં છે, જે સ્થળમાં વિષ્ણુનું ધ્યાન કરવા માત્રથી જ અધમ પુરુષ પણ પરમપદને પામે છે. આ ભારતવર્ષ વિશે બે પ્રદેશો દંડકારણ્ય અને આર્યાવર્ત વધારે પવિત્ર છે. મારું પણ તે સ્થાન છે. સમુદ્ર સૂધી ગયલા પર્વતો અહીં આવેલા છે. એ પર્વતોમાં ઘણી ઔષધિઓ તથા સિંહ વ્યાઘ્રાદિ પ્રાડીખાનારાં પશુઓ રહે છે. ત્યાં નાનાં પ્રકારનાં રત્નો તથા ગુફાઓ આવેલી છે. આ પર્વતોનાં

નામો સહ્યાદ્રિ અને વિંધ્યાચળ છે. આ સ્થળમાં બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્ર વિગેરેના અવતારો થયા હતા. સહ્યાદ્રિના દક્ષિણ ભાગ વિશે રામાશ્રય છે, જે મોક્ષનું સ્થાન છે. હિમાલય સદૃશ આ આશ્રમ ઘણો પવિત્ર છે. જ્યાં આ વનાશ્રમ છે, ત્યાં આર્યાવર્ત આવેલો છે. ત્યાંથી ત્રણ પવિત્ર નદીઓ વહે છે. આ નદીઓ ભાગીરથી, સોમકન્યા તથા ગિરિજા છે. બિંદુમતી નામનું ત્યાં મહા તીર્થ છે, જ્યાં હિંગુલાસુર ઉત્પન્ન થયો હતો. આ તીર્થમાં સ્નાન કરવાથી પુરુષ પાપમાંથી મુક્ત થાય છે. આ તીર્થ ઘણું શ્રેષ્ઠ છે અને દેવ તથા ઋષિઓ આનું સેવન કરે છે. ગિરિજા તીર્થ સરખું એક પણ તીર્થ પૃથ્વીપર નથી. માઘ માસમાં તીર્થરાજમાં નહાવાથી જે ફળ મળે છે, તે હિંગુલા તીર્થમાં નહાવાથી થાય છે. ગૌતમી તટ વિશે સિંહસ્થ નક્ષત્રમાં નહાવાથી જે ફળ થાય છે, તેમ અહીં સ્નાન કરવાથી સર્વ પાપ નાશ પામે છે. જેમ કાશી તીર્થ સર્વ પાપોને ટાળે છે, તેમ આ તીર્થ પણ સર્વ પાપનો નાશ કરે છે. હજાર જન્મોથી જે પુણ્ય એકઠું કરાય છે. તેટલું જ પુણ્ય દંડક સ્થળના સેવનથી થાય છે. આ સ્થાન દુર્લભ છે, કારણ અહીં જ હિંગુલાનો પ્રાદુર્ભાવ થતો હતો. ત્યાં બિંદુમતી નામનું પરમ પવિત્ર તીર્થ આવેલું છે. સૂતપુરાણિક બોલ્યાઃ–આ સાંભળી નારદમુનિએ ગિરિજાના તટપર કેટલાક વખત સૂધી વિશ્રામ લીધો તથા નારદાદિ સર્વ ઋષિઓ ગિરિજા નદીને વિશે કેટલાંક વર્ષ સ્નાન કરતા ત્યાં રહ્યા હતા. આ કથા જે સાંભળે છે, તે તીર્થમાં નહાવા જેટલું ફળ મેળવે છે. રામે તથા લક્ષ્મણે તેમ જ વાલ્મિકમુનિ તથા કૌશિક વિગેરેએ ગંગાના સરખું આ પવિત્ર તીર્થનું સેવન કીધું હતું. આ તીર્થમાં સર્વ પ્રકારનાં પાપો નષ્ટ થાય છે.

**ध्येयं सदाग्रमखिलनित्यनिरीहरूपं स्मर्तव्यमेव हरिकृष्णजनार्दनैश्च ।**
**सेव्या सदा नरवरैर्गिरिजातिपुण्यापापौघनाशनकरी गिरिराजजाता ॥**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना
श्रीसद्धाकृते गुर्जरभाषान्तरे सप्तषष्ठितमोऽध्यायः ॥ ६७ ॥

# અધ્યાય ૬૮ મો.

## હિંગુલા તથા મંદાકિની તીર્થોની ઉત્પત્તિ.

सूत उवाचः-श्रीरामः सीतया सार्कं सलक्ष्मण इहागतः ।
गत्वा तत्र मतिश्चक्रे वधार्थं रावणस्य हि ॥

નારદ બોલ્યાઃ-પવિત્ર હિંગુલા મંદાકિની કેવી રીતે થઇ? તે હે શરણે આવેલાનું રક્ષણ કરનાર! મને કહો. વિષ્ણુ ભગવાન્ બોલ્યાઃ-બ્રહ્મા બ્રહ્મલોકને વિશે રહેલા અને વૈકુંઠના ધ્યાન વિશે તત્પર તે ક્ષેત્ર વિશે તપ કરવા લાગ્યા. વિષ્ણુનું પાદોદક બ્રહ્માના કલશ વિશે રહ્યું હતું, જે કરોડો પાપોને નાશ કરે એવું હતું. ઋષિઓ, પિતૃ તથા દેવો વિગેરે સર્વને પવિત્ર કરે એવું તે જળ હતું. આ પાણીનું એક ટીપું કરોડો કલ્પ વિશે થયલાં પાપનો નાશ કરે એવું હતું. કુંભ વિશે સ્નાન માટે પાણી લઇ હિંગુલ નામના રામક્ષેત્ર વિશે બ્રહ્મા રહ્યા. આ ક્ષેત્રનાં વનો વિશે કૃષ્ણ મૃગો હમેશાં વિચરે છે. જ્યાં મુનિઓ હમેશાં વેદધ્વનિ કર્યા કરે છે. યજ્ઞ ભાગને લેનારા દેવો જ્યાં રહે છે, જ્યાં નિરંજન દિવ્ય બ્રહ્મ હમ્મેશાં પ્રકાશે છે. જ્યાં અજ્ઞાન તથા માયાનો નાશ થાય છે. તે બ્રહ્મમાંથી છૂટું પડેલું એક સ્થાન સરખું છે. જ્યાં રહેવાથી દેહ નાશ થવે માણસ વૈકુંઠપણાંને પામે છે. જ્યાં રામ, સીતા તથા સૌમિત્રિ સહિત રહ્યા હતા. તે રામાશ્રમ વિશે બ્રહ્મા, દેવર્ષિ તથા સનકાદિ ઋષિઓ સહિત ગિરિશ્રૃંગપર રહેવા લાગ્યા તથા ધ્યાનમાં તત્પર રહી કેટલાક વખત સુધી તપ આદર્યું. એક સંવર્ત સુધી ત્યાં તપ કીધું. આ વખતમાં મધુ અને કૈટભ નામના ભગવાનના કાનના મેલથી ઉત્પન્ન થયલા દૈત્યો હજાર યોજનના વિસ્તારવાળા બ્રહ્માને મારવા તત્પર થયા. સમુદ્ર સહિત આખી પૃથ્વી કંપવા લાગી, પર્વતો હાલવા લાગ્યા, સહ્યાદ્રિ સમીપ ઋષિઓને મારવા તે દૈત્યો આવ્યા. કમંડલુ લઇ તેમાંથી પાણી તેઓએ પૃથ્વીપર ઢોળી દીધું. ગૌરીના મસ્તકપર પડેલું પાણી બે ભાગમાં વહેંચાઇ ગયું

ઉત્તર પ્રદેશમાં જે જળ ગયું, તે નદી હિંગુલા નામે ઓળખાઈ અને દક્ષિણ દેશમાં થયલી કદ્રૂ નામે ઓળખાઇ. આ રીતે મહાન્ પાપને નાશ કરનારી મોટી બે નદીઓ ઉત્પન્ન થઈ. બ્રહ્માના કમંડળના પાણીથી ગિરિજા-કદ્રૂ તથા હિંગુલા નામની નદીઓ થઈ. આ બે નદીનો જ્યાં સંગમ થાય છે ત્યાં નહાવાથી મહત્ પુણ્ય થાય છે. ત્યાં સ્નાન કરવાથી માણુસ બ્રહ્મસાદૃશ થાય છે અને તેને પુનર્જન્મ થતો નથી. સ્નાન માત્રથી જ પવિત્ર એવા સૂર્યલોકને વિશે તે પુરુષ જાય છે. આ બે નદીઓનો જ્યાં સંગમ થાય છે ત્યાં રામેશ્વર લિંગ છે. આ લિંગની સ્થાપના રામે કીધી છે અને તેનાં દર્શન કરવાથી સર્વ પાપ મટે છે. પાંચ હજાર વર્ષ સૂધી લઢી વિષ્ણુએ તે દૈત્યેંદ્રોને માર્યા. પછી બ્રહ્મા પોતાના લોક પ્રત્યે તથા ઋષિઓ હિમાલય પ્રતિ ગયા. આ દૈત્યોના મેદથી પૃથ્વી જ્યારે યુક્ત થઈ ત્યારે તે મેદિની એવે નામે કહેવાઈ. આ રીતે ગિરિજા બ્રહ્મોદકથી ઉત્પન્ન થઈ છે, ને સર્વ પ્રકારનાં પાપને નાશ કરે છે તથા સર્વ પ્રકારની સંપત્તિ આપે છે. બિંદુમતીના તટપર નાગતીર્થ આવેલું છે, ત્યાં સ્ત્રી અથવા પુરુષ ગમે તે રોગથી મુક્ત થાય છે. મૃત્યુ લોક વિશે નાગ તીર્થ જેવું બીજું તીર્થ નથી. સઘળાં પાપોને ટાળનારું આ તીર્થનું સઘળા ઋષિવરો સેવન કરે છે. એક સમયે અતિશય એક પાપી પુરુષ રાક્ષસ થઈ ત્યાં આવી ચઢયો, જેનું મદિરા વિગેરેના પાનથી રૂપ ઘણું નિંદ્ય હતું. તેને કોઢનો રોગ થયો હતો, તેથી તે ઘણો દુઃખી હતો. એ ક્ષુધા તથા તૃષાથી પીડિત પૃથ્વીપર ભટકતો હતો. તે દુષ્ટને જોઈ તીર્થો પણ આઘે નાસવા લાગ્યાં. આ રીતનો રોગી તથા પાપથી ભરેલો, પૃથ્વીપર સુનારો, વસ્ત્ર રહિત તે પુરુષ હિંગુલા સમીપ આવ્યો. શિવ નામનું રટણ કરનારો મુનિસમૂહ ત્યાં તેના જોવામાં આવ્યો. આ મુનિઓને પ્રણામ કરી તે તેને શરણે ગયો. સુમુખ બોલ્યોઃ-હું દીન એવો આપને શરણે આવેલો છું, માટે મારું રક્ષણ કરો. તમો સર્વ મારાપર કૃપા કરી મને પાપમાંથી મુક્ત કરો. મારો કોઢ જતો રહે, એવો ઉપાય મને કહો. સૂતપુરાણિક બોલ્યાઃ-આ રીતનું વચન સાંભળી તેનાપર કૃપા કરી ઋષિઓ રોગના સાંત્વન માટે ઉપાય કહેવા લાગ્યા. ઋષિઓ

બોલ્યાઃ-અમો એક ઉપાય જાણીએ છીએ, તે એ કે તું બિંદુમતીના તીરપર નાગતીર્થ છે, ત્યાં જઈ સ્નાન કર, જેથી તું કોઢથી મુક્ત થશે.

સૂતપુરાણિક બોલ્યાઃ-તે ગિરિજા તટ ઉપર આવેલા નાગતીર્થ વિશે ગયો તથા ત્યાં સ્નાન કરવાથી તેનાં સર્વ પાપો નાશ પામ્યાં. તે સર્વ રોગથી મુક્ત થયો તથા દિવ્ય રૂપને ધારણ કરનારો થયો. સંસારમાં નાનાં પ્રકારનાં સુખ ભોગવી અંતે તે સ્વર્ગ લોક વિશે ગયો. આ રીતે બિંદુમતી-ગિરિજાના તટપર નાગતીર્થ છે, તે સર્વ પ્રકારનાં પુણ્યને આપનારું છે. ત્યાં જે નહાય છે તે સર્વ પાપમાંથી મુક્ત થાય છે. પાપસમુહનો નાશ કરનારી ગિરિજા, જે દેવો તથા ઋષિઓથી સેવન કરાયલી છે, તેનું પુરુષોએ હંમેશ સેવન કરવું જોઇએ.

**ध्येयं समग्रमखिनित्यनिरीहरूपं स्मर्तव्यमेव हरिकृष्णजनार्दनैश्च ।**
**सेव्या सदा नरवरैर्गिरिजातिपुण्यापापौघनाशनकरी गिरिराजजाता ॥**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना
प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे अष्टषष्ठितमोऽध्यायः ॥ ६८ ॥



# અધ્યાય ૬૯ મો.



## મોક્ષનું સ્વરૂપ.

**सूत उवाचः-श्रीरामः सीतया सार्कं सलक्ष्मण इहागतः ।**
**गत्वा तत्र मतिश्चक्रे वधार्थं रावणस्य हि ॥**



સૂતપુરાણિક બોલ્યાઃ-રામ, લક્ષ્મણ તથા સીતા સહિત આ તીર્થ વિશે રહ્યા હતા. ત્યાં રહ્યા પછી તેમણે રાવણનો વધ કરવા નિશ્ચય કીધો. રામ એક વખત વસિષ્ઠને આ જગ્યાએ માયાનો ક્ષય કરે, એવા ધર્મ વિશે વસિષ્ઠને પૂછવા લાગ્યા. શ્રી રામ બોલ્યાઃ-હે ગુરુ! આ સર્વ જનો સંસારસાગરને કેવી રીતે તરી શકે? તેનાં સાધનો હે પ્રભો! મને કહો. વસિષ્ઠ બોલ્યાઃ-

પ્રથમ માયાનું સ્વરૂપ હું તમને કહું છું. માણુસોને અનાત્મ એવા શરીરાદિમાં આત્મબુદ્ધિ પ્રથમ થઇ. પછી આત્મબુદ્ધિ માયાથી લીપ્ત થઇ ત્યારે સંસાર કહેવાયો. માયાથી પ્રથમ બે રૂપ કલ્પાયાં છે, વિક્ષેપ તથા આવરણુ. આ બેથી જગતની કલ્પના થાય છે. વિક્ષેપ અને આવરણુ વિષે કીટાદિથી તે સ્થૂલ પર્યંત સ્થૂલ સૂક્ષ્માદિ વિભાગથી વ્યાપ્ત આ સર્વ જગત્ રહેલું છે. તે સિવાય સત્ય રૂપથી આવરણુ થઇ જગત રહ્યું છે. વિશ્વ અજ્ઞાનથી ઢંકાયલું છે અને પરમાત્માથી વ્યાપ્ત છે. સર્વ ગુણો દ્રવતાની ભ્રાંતિ સરખા છે. વિચાર કરીએ તો કાંઇ પણુ છે નહીં. જેથી સંભળાય છે, જોવાય છે તથા નામ રૂપ વિગેરે સ્મરણુમાં આવે છે, તે સઘળું અસત્ છે, જેમ સ્વપ્ન ફોકટ છે. આ જ સંસારવૃક્ષનું દૃઢ મૂળ છે. સંસારનું મૂળ તે સ્રી પુત્રાદિનું બંધન છે. દેહ સ્થૂલ, ભૂત તથા પાંચ તન્માત્રાઓથી બનેલો છે. અહંકાર, બુદ્ધિ, ઇંદ્રિઓ, મન તથા મૂલ પ્રકૃતિ આ સર્વનું ક્ષેત્ર દેહ છે. આ સર્વથી જીવ વિલક્ષણુ છે, જે પરમાત્મા અથવા નિરામય કહેવાય છે. જીવ એ જ પરમાત્મા છે. આ જીવના જ્ઞાન વિશે સાધનો કહું, તે સાંભળ. મન, વાણી તથા કાયાનો નિગ્રહ, સદ્‌ગુરુનું સેવન, પરના આક્ષેપનું સહન કરવું, સર્વ સ્થળે સરળપણું, વિષયપર તિરસ્કાર, અહંકાર રહિતપણું, જન્મ તથા જરા આદિનું પરીક્ષણુ, પુત્રદારા વિગેરે વિશે સ્નેહ રહિતપણું, ઇષ્ટ તથા અનિષ્ટ પ્રતિ ચિત્તનું સરખાપણું, નઠારા આલાપોથી દૂર રહેવું, પવિત્ર દેશ વિશે રહેવું તથા હંમેશ સરળ મનુષ્ય સાથે ચાલવું, આત્મજ્ઞાની થવું, હંમેશ ત્યાગી રહેવું, વેદાર્થનું મનન કરવું, આ સર્વ કરવાથી જ્ઞાન ઉત્પન્ન થાય છે અને તેમ નથી કરતો તો તે અજ્ઞાન દશાને પામે છે. આત્મા ચિત્ રૂપાત્મક, નિત્ય તથા શુદ્ધ છે. આત્મા સર્વ સ્થળે પૂર્ણ અને અવ્યય છે. એક છે તથા અદ્વિતીય છે. આત્માનું ખરું રૂપ વિદ્યા છે. આત્મા કાર્ય તથા કારણાદિથી પરમાત્મા વિશે લય પામે છે. આ રીતે મોક્ષનું સ્વરૂપ મેં તમને કહ્યું. આ સર્વમાં વિષ્ણુનું ચરણુસેવન કરવું, એ અતિ દુર્લભ છે. આંખવાળો હોય છતાં રાતના સારી રીતે જોઇ શકતો નથી, પણુ જો સાથે દીવો હોય છે તો તે જોઇ શકે છે. તેમ જ આત્મા વિદ્યાથી વ્યાપ્ત હોય તો તે

અંધકારમાં-અજ્ઞાનપણામાં પણ જુવે છે. ભગવાનની કથા શ્રવણ કરવી, ઈશ્વરપર નિષ્ઠા તથા ભગવન્નામનું કીર્તન, આ સર્વ સાધનો તારા ભક્તોનાં છે. તમારું ભજન જેમ દુર્લભ છે તેમ ગિરિજા સ્નાન પણ દુર્લભ છે. સહ્યાદ્રિ સમીપ જે નાગતીર્થ છે તે દુર્લભ છે. આ તીર્થ પાતાલમાંથી લાવી પૃથ્વીપર મૂક્યું છે. આ રીતે રામનો સંશય વસિષ્ઠે દૂર કીધો. મુનિને નમસ્કાર કરી પછી હિંગુલાતટ વિશે રામ ગયા. આ રીતે ગિરિજા મહા પાપનો નાશ કરનારી છે. બ્રહ્માના કલશથી ઉત્પન્ન થયલી આ નદીઓ ત્રણ લોકમાં પ્રખ્યાત છે. આ બે નદીના સંગમ આગળ ઉત્તમ એવો હિંગુલ પર્વત છે.

**गिरिजा त्रिषु लोकेषु ब्रह्मणः कलशोद्भूता ।**
**तत्तीरनिकटे रम्ये हिंगुलः पर्वतोत्तमः ॥**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हिरजीना प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे एकोनसप्ततितमोऽध्यायः ॥ ६९ ॥

# અધ્યાય ૭૦ મો.

## હિંગુલાદ્રિનું વર્ણન.

**हिंगुलस्य समीपे च दधिचीयो महामुनिः ।**
**महालक्ष्म्यां महाभक्तिं करोति शुद्धमानसः ॥**

હિંગુલની સમીપમાં મહામુનિ દધિચીયનો આશ્રમ છે, જે શુદ્ધ મનથી મહાલક્ષ્મીની ભક્તિ કરે છે. હિંગુલાદ્રિની ઉત્તર તરફ જે જમીન છે તે કામધેનુ સરખી મનાયલી છે. હિંગુલાપર જે વૃક્ષો, ખડ, પથ્થર વિગેરે છે તે સર્વ કાંચન સરખાં જાણવાં. કારણ અહીં મહાલક્ષ્મીનો આશ્રય છે. ત્યાં જે જે વસ્તુ છે તે દેવી રૂપ જાણવી. ચામુંડા તથા ભૂત વેતાલાદિ ત્યાં સર્વ દિશાઓમાં રહે છે. હિંગુલાદ્રિ સમીપ એક સરોવર છે ત્યાં હંમેશ પાણી રહે છે.

ત્યાં માછલીરૂપે મહાદેવ જાતે રહે છે. તે પાણીના સંસર્ગથી માણસ સુવર્ણ સરખો થાય છે. હિંગુલાદ્રિના દક્ષિણ ભાગ વિશે એક ખાદિરનું ઝાડ છે, તેના મૂલમાં ગોપીચંદન સરખી શ્વેત ગાયો રહેલી છે. ત્યાંની મટોડીને તાંબાનો કટકો લગાડવાથી તે સુવર્ણ થાય છે. ત્યાંની મટોડીનો સંસર્ગ લાગવાથી વૃક્ષ પણ પવિત્ર થાય છે. પાંચ પહોર સૂધી ત્યાંની મટોડીને અગ્નિમાં નાંખવાથી તે રૂપા સરખી થાય છે. ત્યાં દધિચીય નામનો સર્વ મુનિઓમાં શ્રેષ્ઠ વિપ્ર મહાલક્ષ્મીના પ્રસાદથી રહેતો હતો. તેણે કરોડો તીર્થોનું તે સ્થળ વિશે આવાહન કીધું હતું. માટે કરોડો તીર્થના સરખું પવિત્ર આ તીર્થ મનાયું છે. તે તીર્થમાં સ્નાન કરવાથી માણસ લાંબા આયુષ્યવાળો થાય છે. સર્વ પાપમાંથી મુક્ત તથા ધન ધાન્યાદિથી યુક્ત થાય છે. આ તીર્થમાં જે માણસ શ્રાદ્ધાદિ કરી પિંડ વગેરે મૂકે છે તો તેના પિતૃઓ અક્ષય્ય તૃપ્તિને મેળવે છે. જેવી ભાગીરથી, ગગા, ગૌતમી તથા નર્મદા સુખ આપે છે તે સરખું જ શિવાલય તીર્થ સર્વ પ્રકારનું સુખ આપે છે. ચાર ભુજાવાળાં, આઠ તથા અઢાર ભુજાવાળાં દેવી ત્યાં રહેલાં છે. આઠેમ, ચૌદશ, નવમી અથવા મંગળવારે હિંગુલાદ્રિમાં રહી, જે માણસ દેવી સ્તોત્રનો પાઠ કરે છે અને આ પ્રમાણે ત્રણ વર્ષ સૂધી કર્યા કરે છે તો તેના સર્વ મનોરથો પૂર્ણ થાય છે, તથા સર્વ પ્રકારની સિદ્ધિ તેને મળે છે. આ પર્વતપર રહી જે અષ્ટાક્ષર મંત્રનો જપ કરે છે તો તેની છ માસમાં સર્વ ઇચ્છા પૂરી પડે છે. સિંહપર રહેલાં અને મહિષને મારનારાં દેવીનું ત્યાં રહી ધ્યાન ધરે છે તે ઉત્તમ પ્રકારનું જ્ઞાન મેળવે છે. આ ભગવતીના પુરો ભાગ વિશે વૃક્ષોનો સમૂહ છે, તે સર્વ નિધિ સરખો છે તથા સર્વ સિદ્ધિને આપનારો છે. આ વનમાં જે વૃક્ષ પુષ્પથી યુક્ત હોય છે તે વૃક્ષ પરમ ભાગ્યશાળી જાણવું. શ્રાવણ માસની વદ ચૌદશ ને રવિવારે રાત્રિના ચંડિનાં દર્શન થાય છે. તેનાં દર્શન કરવાને જે ભાગ્યશાળી નીવડે છે તે સર્વ પાપોમાંથી છૂટે છે. ભગવતીના અગ્રભાગ વિશે એક મોટું જાંબુનું ઝાડ છે, તેના નીચલા ભાગ વિશે એક રાફડો છે, ત્યાં એક મહાન્ સર્પ રહે છે, જે ઘણો પવિત્ર છે. ભગવતીના પશ્ચિમ ભાગ વિશે

એક કટક વલય છે, તેના સંસર્ગ માત્રથી માણુસ જયને મેળવે છે. હિંગુલાદ્રિના નીચલા ભાગ વિશે દશ યોજન સૂધી જે મૂળ પત્ર આદિ જે કાંઇ હોય છે તે સર્વ સિદ્ધિ આપે છે. પદ્માવતી પુરોભાગ વિશે, શુંભને હણુનારાં દક્ષિણુ ભાગ વિશે, મધુ તથા કૈટભને હણુનારાં પશ્ચિમ ભાગ વિશે અને ચંડને હણુનારાં દેવી ઉત્તર ભાગ વિશે રહેલાં છે તથા મધ્ય ભાગ વિશે મહિષને મારનારાં મહાલક્ષ્મી દેવી રહેલાં છે. આ ગિરિમાં ક્ષેત્રના રક્ષણુ અર્થે આ પાંચ દેવીઓ ત્યાં આશ્રય કરી રહેલાં છે. આ ત્રિભૂવનની પ્રભુ એવી દેવીઓનું સ્મરણુ તથા ધ્યાન માત્રથી માણુસની સર્વ ઇચ્છાઓ પૂરી પડે છે તથા ધન ધાન્ય વિગેરે આવી મળે છે. આ પંચાયતનને ભક્તિ યુક્ત થઇને પૂજે છે તો તેના ઘરમાં સર્વ સુખી રહે છે અને તે મોક્ષને મેળવે છે. ઇંદ્રાણી, કાર્તિકેયી, વારાહી, વૈષ્ણુવી, શિવા, ચામુંડા, નારસિંહી વિગેરે સાત દેવીઓ ત્યાં રહેલાં છે. આ સાત દેવીઓ મહા ક્રૂર છે તથા નાનાં પ્રકારનાં શસ્ત્રોને ધારણુ કરે છે તથા વિકાળ એવા દૈત્યોને હણુવામાં હંમેશ તત્પર હોય છે. હિંગુલાદ્રિના નીચલા ભાગમાં વેતાલાદિ રહેલા છે, જે પર્વતનું રક્ષણુ કરે છે તથા મહાલક્ષ્મીની સેવા વિશે તત્પર હોય છે. જે માણુસ મહિષને હણુનારાં, સિંહપર આરુઢ થયલાં, સર્વ અંગ સુંદર, અઢાર ભુજાવાળાં મહાલક્ષ્મીનું ધ્યાન ધરે છે, તેનો ફરી જન્મ થતો નથી.

ध्याये त्सदा महिषजीवननाशकर्त्रीं ।
सिंहस्थितां सकलसुंदरभूषितांगीं ॥
अष्टादशप्रबलबाहुयुतां कृपालाम् ।
लक्ष्मीं स गर्भवसातिं न लभे कदाचित् ॥

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना प्रसिद्धीकृते गुर्ज्जरभाषान्तरे सप्ततितमोऽध्यायः ॥ ७० ॥



# અધ્યાય ૭૧ મો.

## પુત્રદા તીર્થ મહાત્મ્ય.

बिंदुमत्या उत्तरतो स्थानमस्ति सुविश्रुतम् ।
पुत्रदाख्यं महातीर्थं सर्वपापप्रणाशनम् ॥

હિંગુલાદ્રિના ઉત્તર ભાગ વિશે પુત્રદા નામનું તીર્થ છે, તેમાં સ્નાન કરવાથી સર્વ પાપો નાશ પામે છે. ત્યાં ત્રણ સંગમ આગળ બ્રહ્માએ ત્રણ લિંગ સ્થાપન કીધેલાં છે, જેનાં દર્શન કરવાથી સર્વ પ્રકારની સિદ્ધિ પૂરી પડે છે. આ ત્રણ સંગમ આગળ મહાદેવ પાર્વતી સહિત સઘળા ઋષિઓની સાથે રહે છે. આ મહા તીર્થ કહેવાય છે અને સઘળા દુઃખનું શમન કરે છે. વદ ૮ અથવા ૧૪ જ્યારે રવિવાર આવેલો હોય તે દિવસે તે સંગમ આગળ નહાવાથી તથા ગોદાન વિગેરે કરવા થકી વંધ્યા સ્ત્રી, પુત્ર મેળવે છે. ભૃગુક્ષેત્ર (ભરુચ) વિષે મહાદેવ નામનો એક બ્રાહ્મણ રહેતો હતો, જે સંધ્યાથી રહિત હતો. વેદાધ્યયનથી વર્જિત હતો. સર્વ પ્રકારના રસને તે વેચતો હતો અને લોકોને ઘણું દુઃખ આપતો હતો. ગાયો ખરીદતો હતો તથા વેચતો હતો બ્રાહ્મણોની નિંદા કરતો હતો. સ્નાન કર્યા સિવાય રાત્રિના જમતો હતો. શૂદ્ર સાથે જમતો હતો. નાના પ્રકારની હિંસા કરતો હતો. એક વખત વેદને જાણનારો એવો એક બ્રાહ્મણ ત્યાં આવ્યો તથા આ બ્રાહ્મણને ધર્મ રહિત જોયો, અને તેને વિષ્ણુસહસ્રનો ઉપદેશ કીધો. મહાદેવ તે મંત્રનું હમેશાં જપ કર્યા કરતો હતો. આ પ્રમાણે જપ કરતાં કરતાં તેને ઘણી શરદ ઋતુઓ ગઈ અને મરણ પછી તે પરમ ગતિને પામ્યો. આ પુણ્યના પ્રભાવથી તે રાજા થયો અને હિંગુલાદ્રિની પાસે વિશ્વસેન નામનો શૌર્ય તથા ઉદાર્યપણાંથી ભરપૂર તે ક્ષત્રીય થયો. તે હંમેશાં લોકોનું ઘણું હિત કરતો હતો અને તેના રાજ્ય વિષે કોઇ ગરીબ હતું નહીં. તેના દેશને વિષે

લોકો ધન ધાન્યથી સમૃદ્ધિવાન્ હતા તથા ધર્મને વિષે તત્પર રહેતા હતા. આ રાજાને પુત્ર નહોતો. આથી લોકો ઘણા જ દુઃખી રહેતા તથા રાજાએ પણ ઘણાં ઘણાં તીર્થ તથા દાન પુણ્ય કીધાં પણ પુત્રપ્રાપ્તિ થઈ નહીં. એક વખત નર્મદાને તીરે તે મૃગયા રમતો હતો. તેણે નદીને કિનારે એક પર્ણકુટી જોઇ. ત્યાં જઇને જોયું તો ત્યાં ચંદ્રમા નામના મુનીશ્વર રહેતા હતા, જે રામધ્યાન કરતા હતા તથા શુદ્ધ અંતઃકરણવાળા હતા. આ મુનિને નમસ્કાર કરીને પોતાના વાંઝીઆપણાંનો દોષ પૂછવા લાગ્યો. વિશ્વસેન બોલ્યોઃ-હે સ્વામી! મને વાંઝીયાપણાંનો દોષ છે, તે નાશ પામે એવો કંઇ ઉપાય હોય તો મને કહો. હું આપને શરણે આવેલો છું, હું સર્વ સુખથી પૂર્ણ છું, પણ મને પુત્ર નથી. પુત્ર હોવા થકી આ લોકને વિષે સુખ મળે છે. એટલું જ નહીં પણ પરલોકને વિષે તેને સુખ થાય છે. શુદ્ધ વંશને વિષે ઉત્પન્ન થયલો જેનો પુત્ર જીવે છે તે પોતાના પુર્વજોને નરકમાંથી બચાવે છે. પુત્ર રહિત માણુસ જીવતો છતાં મરેલા સરખો છે. જે પુત્ર ગયા શ્રાદ્ધ કરે છે તથા ક્ષયા તીર્થને દિવસે જળદાન વગેરે તલથી કરે છે, તે ખરો પુત્ર કહેવાય છે. પુત્ર વગરનું મારું રાજ્ય મને ઝેર સરખું લાગે છે. ચંદ્રમુનિ બોલ્યાઃ-પૂર્વ જન્મના કરેલા પાપથી આ જન્મમાં વાંઝીઆપણું આવે છે. આગળના જન્મમાં કરેલાં શુભાશુભ કર્મથી માણુસ સુખ મેળવે છે. પુત્ર હોય તો જ ગૃહસ્થાશ્રમ સુખાકારી થાય છે. જો પુત્ર સારો નહીં નીવડે તો તેના પિત્રીઓ નરકમાંથી તરતા નથી. અપુત્રવાનની પરલોકને વિશે ગતિ થતી નથી. ગૃહસ્થાશ્રમ વિષે અપુત્રવાને જીવવું એ ધિક્કાર ભરેલું છે. સદ્પુત્ર પરમ દૈવત છે તથા પરમ ધન છે. સત્પુત્રથી સ્વર્ગ મળે છે તથા તે મોક્ષનું સાધન છે. અપુત્રવાનપણું એ કરોડો મહા પાતકોનું ફળ છે. ગૃહસ્થાશ્રમપણામાં જેને પુત્ર ન થયેલો હોય, તેને પુત્ર પ્રાપ્તિ માટે એક ઉપાય હું કહું તે સાંભળ. તું હિંગુલાદ્રિના સમીપ પુત્રદા નામનું તીર્થ છે, જ્યાં ત્રિસંગમ તથા ત્રિલિંગ આવેલાં છે ત્યાં જા. તે ત્રિસંગમમાં નહાવાથી તથા ત્રણ મહાદેવના પૂજનથી તું તારી ઇચ્છા પૂર્ણ કરીશ તથા તને પુત્રપૌત્રાદિક થશે.

સૂત પૌરાણિક બોલ્યા–વિશ્વસેન રાજા આ પ્રમાણે તે મુનિનું બોલવું સાંભળીને મૃગયા રમવાનું છોડી દઇ પોતાના આશ્રમ પ્રત્યે ગયો. રાજ્યનો કારભાર પ્રધાનને સોંપી તે સહ્યાદ્રિના સમીપ જ્યાં બિંદુમતિ નદી છે ત્યાં ગયો. ત્યાં ત્રણ સંગમમાં નાહીને તેણે મહાદેવનું પૂજન કીધું. બ્રાહ્મણોને ઘણાં ગૌદાન તથા સુવર્ણ દક્ષિણાઓ આપી. બ્રાહ્મણોનું તેણે સારી રીતે પૂજન કીધું. આ રીતે કરવા થકી તેને સર્વ ગુણ યુક્ત સો પુત્ર થયા. આ રીતે વિશ્વસેન નામનો ઉત્તમ ક્ષત્રી રાજા મહાતીર્થના પ્રસાદવડે ઉત્તમ પ્રકારની સંતતિને પામ્યો. આ પ્રમાણે જે માણસ ત્રિસંગમમાં સ્નાન કરશે તો તેનાં સર્વ કામો પૂર્ણ થશે અને તે પાપમાંથી મુક્ત થશે. જો આ તીર્થને વિષે પિંડદાન કીધું હોય અથવા તો અસ્થિપ્રક્ષેપ કીધાં હોય તો તેના પિતૃઓની મુક્તિ થાય છે અને ફરીથી તેને દેહ પ્રાપ્ત થતો નથી. આ લિંગ સર્વ પ્રકારની સિદ્ધિ પૂરી પાડે છે, માટે એને સિદ્ધેશ્વર કહેવામાં આવે છે. બ્રહ્માએ આ લિંગની સ્થાપના કીધી છે, માટે એને વેધેશ્વર કહેવામાં આવે છે. આ લિંગનાં દર્શન અને પૂજનથી સઘળાં પાપો નાશ પામે છે તથા મહાદેવના પ્રસાદથી તે સર્વ મનોરથી પૂર્ણ થાય છે. જે માણસ પૃથ્વીને વિષે આ પવિત્ર કથા સાંભળે છે તેને મહાદેવના પ્રસાદ થકી ઇચ્છિત ફળ મળે છે. જે માણસ ત્રૈલોક્યને વિષે પૂજવા યોગ્ય અને સઘળા ગણોથી સેવાયેલાં જેનાં પાદરૂપી કમળ છે એવા, કપુરના સરખા સફેદ વૃષભો ઉપર જે બિરાજે છે, હસ્તને વિષે ખડ્ગ ધારણ કીધેલું છે એવા તથા જેના વામ ભાગને વિષે ગિરિજા બિરાજે છે, એવા મહેશનું જે ધ્યાન ધરે છે તો તેને સઘળાં તીર્થનું ફળ મળે છે.

त्रैलोक्यपूज्यगणसेवितपादपद्मं ।
कर्पूरगोरवृषभेंद्रगतं महेशं ॥
खड्गांगहस्तगिरिजाधृतवामभागं ।
ध्याये त्पुमान् सकलतीर्थफलं लभेत्सः ॥

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे एकसप्ततितमोऽध्यायः ॥ ७१ ॥

# અધ્યાય ૭૨ મો.

## ભીમાસુર વધ.

**ब्रह्मोवाचः–कदाचित्परमो दैत्यो भीमाख्यो घोररूपधृक्।**
**पातालादागतो लोकान् पीडां कर्तुं समुद्यतः॥**

બ્રહ્મા બોલ્યાઃ–એક વખત ભીમાસુર નામનો મહાન્ દૈત્ય પાતાલમાંથી આવી લોકોને પીડા કરવા લાગ્યો. તેની સાથે કરોડો દૈત્ય સેના હતી. તે દૈત્યોમાં કેટલાકનાં મુખગજ સરખાં, કેટલાકનાં ગધેડા સરખાં તથા કેટલાકનાં સિંહ તથા વાઘના સરખાં હતાં. કેટલાક રથ વિશે બેઠા હતા અને કેટલાક નાગને વાહન કરી બેઠા હતા. ભીમાસુર દૈત્ય આયુધો ગ્રહણ કરી દેવોનું ભક્ષણ કરવા તૈયાર થયો. આ ભીમાસુર દૈત્યનું સૈન્ય ઘણાં દૈત્યોથી યુક્ત હતું. પૃથ્વી વિશે સર્વને જિતી તે દેવસ્થાન પ્રત્યે ગયો. ઈન્દ્રાદિ દેવો પણ ભીમથી ઘણું ભય પામ્યા. ત્યાં દેવો તથા દૈત્યોનો મહાન્ સંગ્રામ થયો, જે દશ વર્ષ સૂધી ચાલ્યો. આયુધથી પૃથ્વી તથા સર્વ આકાશમંડળ હાલવા લાગ્યું આ રીતે ભીમાસુર દૈત્ય પર્વત સરખા શસ્ત્રસમૂહોથી દેવોને ઘણું પીડવા લાગ્યો. સઘળા દેવોએ નાશ ભાગ કરવા માંડયું. સર્વ દેવો પૃથ્વીપર આવી દંડકારણ્ય વિશે પ્રવેશ કીધો. ગિરિની ગુપ્તાઓમાં પાન તથા ફળફૂળાદિ ખાઈ તેઓ કાળ નિર્ગમન કરવા લાગ્યા. ભીમાસુર દેવરાજ્ય વિશે રાજ્ય કરવા લાગ્યો. આ રીતે દેવોએ કેટલોક સમય કાળ નિર્ગમન કીધો. હિંગુલાદ્રિના આગલા ભાગ વિશે દધિચેય નામના મહામુનિ કરોડો તીર્થોનું આવાહન કરી ત્યાં રહ્યા હતા. તેની સમીપમાં પારાશર નામના મહામુનિએ તે પર્વતપર સ્નાન અર્થે ગંગાનું આવાહન કીધું હતું. સર્વ મુનિગણો ભીમાસુરથી પીડાયલા તે આશ્રમ પ્રત્યે આવ્યા. દધિચેય મુનિ ધ્યાનમાંથી વિરામ્યા ત્યારે તે મુનિગણોને જોઇ, તેમને કુશળ પૂછયું. દધિચેય બોલ્યાઃ–હે દેવો! તમો શિકકે મોંઢે કેમ અહીં આવો છો? તમો દુઃખપીડિત દેખાઓ છો. દેવો બોલ્યાઃ–સ્વર્ગનું રાજ્ય ભીમાસુર કરે છે, અમો તેની બીકથી આ તટ વિશે

આવ્યા છીએ. તે દૈત્ય સ્વર્ગનું રાજ્ય ભોગવે છે અને અમો દાસ બન્યા છીએ. કુબેર, અગ્નિ વિગેરે સર્વ દેવોનો ભંડાર તેણે લૂટી લીધો છે. જે રત્નો સ્વર્ગ વિશે છે, તે સર્વ તે દૈત્ય ભોગવે છે. હે મુનિશ્રેષ્ઠ! દુઃખસાગરમાં ડૂબેલા અમારું રક્ષણ કરો. જે રીતે તે દૈત્ય નાશ પામે તે ઉપાય મને કહો. દધિચેય બોલ્યા:-આ તીર્થ વિશે તમો રહી સ્નાન કરો. દેવી ચંડિકાની કૃપાથી તમારાં દુઃખ નાશ પામશે. મુનિનું વાક્ય સાંભળી આ તીર્થમાં નાહી ત્રણ વર્ષ સૂધી મુનિઓએ દુર્ગાનું ધ્યાન ધર્યું. આથી દુર્ગાદેવી પ્રસન્ન થયાં. અઢાર ભૂજાવાળાં સુવર્ણ ભૂષણથી અલંકૃત દેવીને જોઇ તેઓએ નીચા પડી નમસ્કાર કીધા તથા આંખમાં અશ્રુ લાવી બોલ્યા:-હે મહાદેવી! તમે અમારું રક્ષણ કરો. ભીમાસુર દૈત્યે અમારું સર્વસ્વ હરી લીધું છે. હે શુંભ દૈત્યને મારનારાં! તમને નમસ્કાર કરીએ છીએ, ચંડમુંડને નાશ કરનારાં, જેનાથી સ્થાવર જંગમ સઘળું વ્યાપ્ત છે તથા જેણે રક્તબીજ દૈત્યને હણ્યો છે, તે દેવીને હું નમસ્કાર કરું છું. ધૂમ્રાસુર તથા મહિ-ષાસુરના ઘાતને કરનારાં, સિંહના વાહનવાળાં, દિવ્ય આભૂષણવાળાં તથા મયૂરના વાહનવાળાં હે દેવી! તમને નમસ્કાર છે. અઢાર ભૂજાવાળાં, ચાર ભૂજાવાળાં, બે ભૂજાવાળાં, બાર ભૂજાવાળાં તથા શિવના મસ્તકને શોભાવનારાં હે દેવી! તમને નમસ્કાર છે. બ્રહ્મા, વિષ્ણુ તથા મહાદેવથી પૂજવા યોગ્ય, દારિદ્રય તથા દુઃખને નાશ કરનારાં, સંગ્રામને વિશે જય આપનારાં તથા સર્વને સુખ આપ-નારાં દેવી! તમને નમસ્કાર છે. જ્યારે દેવોએ આ રીતે સ્તુતિ કીધી, ત્યારે સંતોષ કરે એવાં વાક્યોથી તે દેવી દેવોને કહેવા લાગ્યાં. દેવી બોલ્યા:-હે દેવો! તમે ચિંતા કરો નહીં. હું થોડા સમયમાં એ ભીમાસુરને સર્વ દૈત્યો સહિત હણીશ. તમો આ કોટીતીર્થમાં આ મુનિપાસે હાલ રહો. હું હમણાં તે દૈત્યને મારવા સ્વર્ગમાં જાઉં છું. આમ કહી તે દેવી સ્વર્ગ વિશે ગયાં. ત્યાં દેવી તથા દૈત્યનું તુમુલ યુદ્ધ થયું. આ ક્રૂર દૈત્ય હણાવાથી દેવી પાછાં આ પર્વત વિશે આવ્યાં તથા દેવો પરમ સુખને પામ્યા. ઇંદ્ર સ્વર્ગ વિશે ગયો. દાનવેંદ્ર હણાયાથી પૃથ્વી વિશે સઘળા સુખી

થયા. બ્રહ્મા બોલ્યાઃ–આ પ્રમાણે કોટીતીર્થનું મહાત્મ્ય અધિક કહેવાયું છે. આ તીર્થ દેવોથી સેવન કરાયલું તથા સર્વ પાપને નાશ કરવાવાળું છે. આ મહા ગંગા પારાશર ઋષિથી નિર્માણ કરાયલી છે. તેનાં દર્શન તથા સ્પર્શથી સર્વ પાપો નાશ પામે છે. આ રીતે મુનિશ્રેષ્ઠોએ આ તીર્થનું સેવન કીધું છે. પારાશરી નદી પરમ પવિત્ર છે, જેના સેવનથી સર્વ પ્રકારનાં પાપો નષ્ટ થાય છે.

**इत्थं सुरैर्मुनिवरैः परिसेवितं तत् । तीर्थं महाभगवतां कृपयानुमुक्तं ॥**
**पाराशरी परमपुण्यतमा पवित्रा । संसेविता सकलकिल्मिशनाशकर्त्री ॥**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना प्रसिद्धीकृते गुर्ज्जरभाषान्तरे द्विसप्ततितमोऽध्यायः ॥ ७२ ॥

# અધ્યાય ૭૩ મો.

## રામતીર્થની ઉત્પત્તિ.

**कदाचित्समये भूयोऽवासीन्निर्दयताः किल ।**
**लोकाः स्वधर्मरहिताः परस्त्रीनिरताः सदा ॥**

એક વખત લોકો સ્વધર્મથી રહિત, નિર્દય તથા પરસ્ત્રીસેવન કરનારા થઇ ગયા હતા. પારકાની નિંદા કરવામાં નિપુણ તથા હિંસામાં મનવાળા થયા હતા. બ્રાહ્મણ શૂદ્ર ધર્મ પાળતા તથા ક્ષત્રીઓ ચોરી કરવા લાગ્યા. લોકો માબાપનો દ્વેષ તથા સ્રીને પૂજ્ય માની તેની સેવા કરતા હતા. સઘળા અસત્ય બોલનારા તથા નાસ્તિક બની ગયા હતા. ક્ષત્રીઓ પ્રજાપીડનમાં ઉત્સુક બન્યા હતા. આ રીતે પ્રજા દુષ્ટ ક્ષત્રીઓથી ઘણી પીડાવા લાગી. આવી રીતનો પ્રકાર જોઇ કૌશિકાદિ સર્વે ઋષિઓ વિષ્ણુ ભગવાનની આરાધના કરવા લાગ્યા. બદરીકાશ્રમનો આશ્રય કરી ત્યાં તેઓ રહેવા લાગ્યા. પૃથ્વી જન રહિત શૂન્ય થવા લાગી. ઋષિઓ દશ વર્ષ સૂધી તે આશ્રમ પ્રત્યે રહ્યા. ઋષિઓની સ્તુતિથી ભગ-

વાન્ પ્રસન્ન થયા તથા ચારભુજાવાળા ગરુડારૂઢ થઈ બદરીકાશ્રમમાં તેઓને દર્શન દઈને કહેવા લાગ્યાઃ-નારાયણ ભગવાન્ બોલ્યાઃ-હે ઋષિઓ! પાપિષ્ઠ ક્ષત્રીઓથી તમે પીડાઓ છો. ક્ષત્રીઓએ પોતાનો ધર્મ છોડી દીધો છે તથા હિંસા કરનારા થઇ ગયા છે. હું જલદી એઓનો નાશ કરીશ. તમો ચિંતા મા કરો. આમ કહી ભગવાન્ અંતર્ધ્યાન થઇ ગયા. પછી ક્ષત્રીઓનો અંત આણુવા ભગવાને અવતાર લીધો. વૈશાખવદ ત્રીજને રવીવારે જમદગ્નિ ઋષિને ત્યાં સૂર્ય સરખો પુત્ર ઉત્પન્ન થયો. આને જોઇ સર્વ લોક ઘણા હર્ષને પામ્યા. સઘળું જગત સ્વસ્થ થયું તથા સર્વ દિશાઓ નિર્મળ થઇ. જમદગ્નિ પુત્ર જ્યારે બહાર ગયો હતો ત્યારે અર્જુન નામનો રાજા નર્મદાના તીરપર ભટકતો જમદગ્નિની ગાયને હરણ કરી ગયો. રેણુકા તથા જમદગ્નિ ગાયને અર્જુન બળાત્કારે લઈ ગયલો જોઇ અત્યંત દુઃખિત થયાં. જ્યારે પુત્ર રામ આવ્યો ત્યારે તેઓના દુઃખનું કારણ પૂછ્યું. રામ બોલ્યાઃ-એવો કોણ આ પૃથ્વી વિશે છે, કે જેણે મારાં માબાપોને આવી રીતે દુભવ્યાં છે? રેણુકા તથા જમદગ્નિ કહેવા લાગ્યાંઃ-અર્જુન નામના દુષ્ટ ક્ષત્રિય રાજાએ આપની ગાયનું હરણ કીધું છે, માટે તે અધમને હે પુત્ર! હણવો જોઇએ. રામ બોલ્યાઃ—જો હું તમારો પુત્ર હોઉં તો હું ઘેર ક્યારે આવીશ કે એ અધમનો પ્રથમ નાશ કરીશ. આમ કહી તે તપ કરવા હિંગુલાદ્રિ પર્વત વિશે ગયા. ત્યાં તેણે ચોવીશ વર્ષ સૂધી ઉગ્ર તપ કીધું. શંભુનું દર્શન કરવાની ઇચ્છાવાળા તે રામ આઠ વર્ષ સૂધી પર્ણ ખાઇ રહ્યા તથા આઠ વર્ષ નિરાહાર રહ્યા અને સૂર્યનું હંમેશ દર્શન કરવા લાગ્યા. રાત્રીના જળ મધ્યે રહેતા તથા દિવસનાં અગ્નિ સળગાવી તેની વચમાં પદ્માસન વાળી બેસતા. આ રીતે બીજાં સોળ વર્ષ સૂધી તપ કીધું. આ તપના પ્રભાવથી પર્વતો, વૃક્ષો તથા નદીઓ બળવા લાગ્યાં. તેના તેજથી સઘળું વિશ્વ વ્યાપ્ત થયું તથા ઇંદ્ર ઘણું ભય પામ્યો. પૃથ્વી કંપવા લાગી તથા સૂર્ય ચંદ્ર ક્ષીણુ થવા લાગ્યા. આ રીતે રામે હિંગુલાદ્રિ વિશે તપ કરવા માંડયું. આથી મહાદેવ શંકર પ્રસન્ન થયા અને અંબા તથા ગણો સહિત તેમને દર્શન દીધાં. રામનાં

નેત્રોમાંથી હર્ષનાં આંસુ આવ્યાં, તેથી ગંગા એ નામની નદી થઇ. આ નદી પરમ પવિત્ર છે. કારણ રામનાં નેત્રથી પૃથ્વીપર આવેલી છે. એનાં દર્શન તથા સ્નાન માત્રથી માણસોનાં સર્વ પાપો નાશ પામે છે. જે માણસ મુક્તિગંગા વિશે નહાય છે, તે સર્વ પાપમાંથી મુક્ત થાય છે તથા શિવલોક વિશે જાય છે. આના તટ વિશે જે પુરુષ રહે છે તે દર્શન અથવા સ્નાન માત્રથી કાશીમાં રહેવા જેટલું ફળ મેળવે છે. આ તીરપર જે બ્રાહ્મણોને જમાડે છે અથવા પિંડનું નિર્વપણ કરે છે તો તે બ્રહ્મહત્યાના પાપથી પણ મુક્ત થાય છે. અહીં શ્રાદ્ધ કરવું, તે ગયા શ્રાદ્ધના સરખું ઉત્તમ છે. કરોડો જન્મ વિશે કીધેલાં પાપો આમાં નહાવાથી જતાં રહે છે. પશુપતિ ભગવાન્ જગદગ્નિ પુત્રને કહેવા લાગ્યાઃ—હે જામદગ્નિ! હું તારાપર પ્રસન્ન થયો છું. તું વર માંગ. તારા તપથી હું પરમ સંતોષ પામ્યો છું. રામ બોલ્યાઃ—જો તમે પ્રસન્ન થયા હો તો મને રણ વિષે જય આપો તથા આ નદીના તટપર અંબા સહિત અહીં રહો. બ્રહ્મા બોલ્યાઃ-રામને મહાદેવે શ્રેષ્ઠ વર આપ્યું કે, તારી તીક્ષ્ણ ધારોથી આ પાપી સર્વ ક્ષત્રીઓ મરશે. આ નેત્રજળવાળી નદીના કીનારાપર મારા લિંગની સ્થાપના કરો. તમારી ભક્તિથી પ્રસન્ન થઇ હું સર્વદા અહીં રહીશ. આજથી લોક વિશે આ સ્થાન રામક્ષેત્ર એ નામનું ઓળખાશે. આમ કહી શંકર અંતર્ધ્યાન થઇ ગયા. પછી જમદગ્નિ પુત્ર, પરશુરામ એ નામે ઓળખાયો. તેણે મુક્તિ ગંગાના તટપર શિવલિંગની સ્થાપના કીધી. અહીં અંબિકા સહિત શિવ હંમેશ વાસ કરે છે. કૃતયુગમાં એ બિંબેશ્વર, ત્રેતા વિશે કામદેશ્વર તથા દ્વાપર વિશે રામેશ્વર અને કલિયુગ વિશે તે સાંબેશ્વર એ નામે ઓળખાશે. આનાં દર્શન માત્રથી લોક સર્વ પ્રકારની સિદ્ધિ મેળવે છે. જે આ શિવનું પૂજન ભક્તિથી કરે છે તેનાં દુઃખો નાશ પામે છે. જ્યોતિર્લિંગો જેટલી સિદ્ધિ આપે છે તેટલી સિદ્ધિ આ બિંબેશ્વરનાં દર્શનથી થાય છે. પછી પરશુરામે ક્ષત્રિયોને હણી પૃથ્વી નિઃક્ષત્રીય કીધી. પોતાના પિતાની ગાય જે અર્જુન લઇ ગયો હતો તે પાછી લાવ્યો. આ રીતે પરશુરામે એકવીશવાર પૃથ્વી નિઃક્ષત્રીય કીધી. મુનિઓને સર્વ પૃથ્વી દાનમાં આપી તથા પોતે

તીર્થયાત્રા કરવા લાગ્યા. આ રીતે રામથી મહાતીર્થ તથા (અંગે-શ્વર ઉત્પન્ન થયાં છે. પૃથ્વીપર આ ક્ષેત્ર સિવાય સઘળું ફોકટ છે. સારસ્વત નામના ઋષિઓનું આ મોટું સ્થાન છે. સારસ્વત ઋષિઓ આ હિંગુલ પર્વતપર રહ્યા તથા દેવીનાં દર્શનની લાલસાથી તપ કરવા લાગ્યા. હિંગુલાદ્રિથી સિંધુ દેશ સૂધી જ્યાં સમુદ્ર આવે છે ત્યાંસૂધીનો પ્રદેશ હિંગુલ ક્ષેત્ર કહેવાય છે, જે મોટા ઋષિઓથી સેવાયલો છે. માટે આ સ્થાન ઘણું પવિત્ર તથા પાપને નાશ કરનારું છે.

**तावत् हिंगुलक्षेत्रं च महर्षिगणसेवितम् ।**
**नास्ति तादृशतीर्थं च पवित्रं पापनाशनम् ॥**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे त्रिसप्ततितमोऽध्यायः ॥ ७३ ॥

# અધ્યાય ૭૪ મો.

## સારસ્વત બ્રાહ્મણોની ઉત્પત્તિ.

**ऋषय ऊचुः-सूत सूत वदास्माकं सारस्वतकुलोद्भवम् ।**
**सारस्वताश्च ऋषयः कथं नाम्नाभवत्प्रभो ॥**

ઋષિઓ કહેવા લાગ્યાઃ-હે સૂત ! સારસ્વત કુલની ઉત્પત્તિ અમને કહો. સારસ્વત ઋષિઓ શું નામથી થયા છે? સરસ્વતી વિશે ઉત્પન્ન થયલો સારસ્વત ઋષિઓનો વંશ મારાપર કૃપા કરી મને કહો. સરસ્વતીના કયા પુત્રથી એ વંશ થયો છે? સરસ્વતી મહાદેવી સાક્ષાત્ વેદનું સ્વરૂપ, તેને વિશે ગર્ભોત્પત્તિ કેવી રીતે થઇ? તે મને કહો. સૂતપુરાણિક બોલ્યાઃ—આગળ એક વખત કૈલાસ પર્વતપર વૃષભધ્વજ મહાદેવને આજ પ્રશ્ન સ્વામિ કાર્તિકે પૂછ્યો હતો. કાર્તિક બોલ્યાઃ-હે લોકનું કલ્યાણ કરનારા ! જો તમારી મારાપર કૃપા હોય તો મારા હૃદય વિશે રહેલી શંકાનું સમાધાન કરો. શિવ બોલ્યાઃ-તું મને ઘણો પ્રિય છે. તારે જે પૂછવું હોય તે પૂછ. સારમાં જે સાર હોય, ગુપ્તમાં જે ગુપ્ત હોય

તે સઘળું હું તને કહેવા તૈયાર છું. આ વચનથી કાર્તિક હર્ષ પામી સારસ્વતની ઉત્પત્તિ વિશે પૂછવા લાગ્યા. સ્કંધ બોલ્યાઃ-સરસ્વતી કુલની ઉત્પત્તિ વિસ્તારથી મને કહો. સારસ્વત કેવી રીતે થયા? તથા તેઓનું કુળ પવિત્ર કેમ થયું? કયા યુગમાં, કયે નિમિત્તે, બ્રહ્મ પુત્રી ગર્ભ યુક્ત થઇ. આ સર્વ વિસ્તારથો મને કહો. આ સાંભળી શંકર હર્ષ પામી કહેવા લાગ્યા. શંકર બોલ્યાઃ-વેદવિશે પણ ગુહ્ય આ પ્રશ્ન હજુ મને કોઇએ પૂછયો નહતો. ઘણાં શાસ્ત્રો, પુરાણો, રહસ્યો, મંત્રો વિશે ઘણાએ પૂછયું હશે, પણ આ કોઇએ પૂછયું નથી. પદ્મ નામના કલ્પ વિશે અનાવૃષ્ટિ થઈ. અન્ન વિના સર્વ લોકો ક્ષયને પામ્યા. કોઈક જ ઠેકાણે પૃથ્વીપર મોટી નદી વિશે અથવા મહા સાગર વિશે જળ રહ્યું. સર્વ યજ્ઞો નાશ પામ્યા. દેવો ભ્રષ્ટ થયા. ભાગ રહિત થયલા દેવો બ્રહ્માને શરણે ગયા. દેવો બોલ્યાઃ-ભૂત પ્રાણી માત્રના ઉત્પન્ન કરનાર હે બ્રહ્મન્! યજ્ઞ રહિત પૃથ્વી વિશે અમો સર્વે ભ્રષ્ટ થયા છીએ. ઇંદ્રની ઉત્પત્તિ કરો કે જેથી વૃષ્ટિ થાય. વૃષ્ટિ થવાથી પૃથ્વી બીજ યુક્ત થાય. બીજ યુક્ત પૃથ્વી થવાથી ઋષિથી થયલા યજ્ઞ વિશે પ્રીતિ થાય. લોકોનું હિત કરવા આ કાર્ય આપને કરવું જોઇએ. દેવોનું વચન સાંભળી બ્રહ્મા બોલ્યાઃ-તમે સર્વ મર્ત્ય લોક વિશે જાઓ. ઇંદ્રોત્પત્તિ માટે સૌ સૌત્રામણિ યજ્ઞ લોક રક્ષણ માટે હું કરીશ. આ રીતે દેવોએ બ્રહ્મા સાથે વિચાર કીધો. પછી બ્રહ્મા યજ્ઞાર્થે પૃથ્વી વિશે આવ્યા. પછી સર્વ તીર્થો ઉજ્જડ થઇ ગયલાં જોઇ, તેઓ પોતાની પુત્રી જે સરસ્વતી તેના તટપર આવ્યા. સારસ્વત તીર્થ ત્રણ લોક વિશે વિશ્રુત છે. બ્રહ્મા નાહી પવિત્ર થઇ દેવ ઋષિઓ સાથે વૃષ્ટિ અર્થે યજ્ઞ કરવા લાગ્યા. યજ્ઞ લાયક સારા કુંભો તથા પાત્રો અન્નની ઇચ્છાવાળા ઋષિ માટે બ્રહ્માએ બનાવ્યાં. આ રીતે યજ્ઞસામગ્રી તૈયાર કરી બ્રહ્મા સરસ્વતીના કીનારાપર આવ્યા. બ્રહ્માને સંદેહ થયો કે, ઇંદ્ર કેવી રીતે થશે? કોણ મા, કોણ પિતા કે જેનાથી ઇંદ્રોત્પત્તિ થશે. ઇંદ્ર વિના વૃષ્ટિ પણ થાય એમ નથી. ઋષિઓ, પન્નગો, રાક્ષસો, દેવો, અપ્સરાઓ, સિદ્ધો, ગંધર્વો વૃષ્ટિ અર્થે આવેલા છે. હું લોક

હિતાર્થે હવે શું કરીશ? આ સર્વે મારા રક્ષણ તળે આવેલા છે. તેઓનું હું કેવી રીતે રક્ષણ કરીશ? બ્રહ્મા મોટા વિચારમાં પડયા. દેવો પણ વિચાર કરવા લાગ્યા. આ વખતે શરીર રહિત એક આકાશ વાણી દેવોના હિતાર્થે થઇ. વાણી બોલીઃ–ઇંદ્ર કેવી રીતે થશે તે માટે હે દેવો! હું કહું તે સાંભળો. સૂર્ય સરખા તેજસ્વી તથા સૂર્યથી જ ઉત્પન્ન થયલા અશ્વિની દેવોનો સરસ્વતી વિશે સંગમ થવાથી ઇન્દ્ર ઉત્પન્ન થશે. એક કુંભ વિશે સરસ્વતીનો ગર્ભ મૂકવામાં આવશે તથા તે કુંભમાંથી વૃષ્ટિ અર્થે પુત્રોત્પત્તિ થશે. સ્વિષ્ટ સિદ્ધિ અર્થે તમારા ભાગો તે ગર્ભને આપજો. આ રીતે કહી વાણી અલોપ થઇ ગઇ. પછી દેવસમૂહ ઘણો હર્ષ પામ્યો તથા બ્રહ્મપુત્રી સરસ્વતીની સ્તુતિ કરવા લાગ્યા. દેવો બોલ્યાઃ-તમે વેદશાસ્ત્રવાળાં, સકલ અર્થને આપનારાં, વાણી, શબ્દ તથા અર્થ વિશે પટુ છો. તમારા રૂપને આખું જગત્ ભજે છે. અમે પણ તમારું રૂપ પ્રગટ થવા તમને ભજીએ છીએ. દિવ્ય, સર્વ વેદોથી સેવાયલું, ચાર ભુજાવાળું, હંસપર બિરાજેલા એવા આપના સ્વરૂપનું અમને દર્શન કરાવો. જયારે દેવીની આ પ્રમાણે દેવોએ વેદવાણીથી સ્તુતિ કીધી ત્યારે સરસ્વતી દેવી તુરત તે તીર્થમાંથી નિકળ્યાં. દેવસ્તુતિથી સંતુષ્ટ કરાયલાં કરોડો સૂર્ય સરખા પ્રભાવાળાં તથા કરોડો ચંદ્ર સરખાં તે નિર્મળ દેવી ત્યાં પ્રકટ થયાં. સોનાનાં કુડળોથી શોભતા કાનવાળાં, દેદિપ્યમાન મુખવાળાં તથા પોતાનાથી ઉત્પન્ન થયલાં સરસ્વતીને બ્રહ્મા કહેવા લાગ્યા. બ્રહ્મા બોલ્યાઃ–આપના દર્શનથી હે દેવી! મારું મન પ્રસન્ન થયું છે. દેવના રક્ષણ સંબંધી અમારું કાર્ય પૂર્ણ કરો. આપનાં જળ વિશે સર્વ તીર્થો છે. આપને અંગે સર્વ દેવો છે. આ મનુષ્ય લોકમાં આપનાથી કોઇ અધિક નથી. બ્રહ્માનું આ વાકય સાંભળી સરસ્વતી બોલ્યાંઃ–આપનું શું કાર્ય છે તથા આપને શું દુઃખ આવી પડયું છે? મારા તીર્થપર આવેલો કોઇ પણ પુરુષ દુઃખી થતો નથી. સરસ્વતીનું આ વચન સાંભળી બ્રહ્મા કહેવા લાગ્યાઃ-યજ્ઞો નહીં થવાથી દેવો તથા મુનીંદ્રો ઘણી પીડા પામે છે. તમારાથી ઇન્દ્રોત્પત્તિ થાય એમ છે. તમારા ગર્ભથી ઉત્પન્ન થયલો ઇંદ્ર વૃષ્ટિ કરશે.

આ રીતની ગગનમાંથી વાણી થઇ છે. આ રીતનું પિતાનું વચન સાંભળી લજ્જાથી તેણે મુખ નીચું ઘાલ્યું. દેવોને હર્ષ કરનારું વચન સરસ્વતી બોલ્યાં:-તમો સ્વભાગો તથા બળ અશ્વિની દેવતા વિશે મૂકો. પછી હું ગર્ભ ધારણ કરીશ. મને પુત્ર થતાં સૂધી તમો સર્વે સુખેથી મારા તટપર રહો. આ સાંભળી સર્વે દેવો અશ્વિનીને શરણે ગયા. સ્વભાગ તથા સ્વબળ ઇષ્ટ સિદ્ધિ અર્થે અશ્વિની દેવતાને દેવો આપવા લાગ્યા. બ્રહ્માદિ સર્વે દેવોએ તથા કુબેરે પણ પોતાનો ભાગ આપ્યો. તે દેવવૈદ્યોએ સરસ્વતીનું પાણિ ગ્રહણ કીધું. આથી દેવોને ઘણો હર્ષ પ્રાપ્ત થયો.

**सरस्वत्याश्च हस्तौ तौ गृहितौ तै भिषग्वरैः ।**
**देवानां च महाहर्षो जातस्तीरे सुकोमले ॥**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना प्रसिद्धीकृते गुर्ज्जरभाषान्तरे चतुःसप्ततितमोऽध्यायः ॥ ७४ ॥

# અધ્યાય ૭૫ મો.

## સારસ્વત બ્રાહ્મણોની ઉત્પત્તિ-ચાલુ.

**स्कंद उवाचः-कथं जाता सुतोत्पत्तिः सरस्वत्यां महेश्वर ।**
**एतत्सर्बं सुखेनाशु कथयस्य सदाशिव ॥**

સ્કંદ બોલ્યા:-સરસ્વતી વિશે આ ઉત્પત્તિ કેવી રીતે થઇ? તે સર્વ મને વિસ્તારથી કહો. શિવ બોલ્યા:-દેવો, ઋષિઓ, અશ્વિનો વિગરે અમૃત, પુરોડાશ, સુરા તથા સૌત્રામણિ પોતાને હાથે દેવીને આપવા લાગ્યા. તેણે અમૃત પાન સારી રીતે કીધું. બેઉ અશ્વિન દેવતાઓ પણ પાન કરવા લાગ્યા. તેઓએ સર્વ લોકપાલોનું બળ આથી મેળવ્યું. અમૃતપાન કીધા પછી અશ્વિન દેવતાઓએ તથા દેવીએ નદી વિશે સ્નાન કીધું. યોગ્ય સમયે સરસ્વતી વિશે તેઓએ ગર્ભ સ્થાપન કીધો. ગર્ભોત્પત્તિ થવાથી દેવી ઘણા હર્ષને પામ્યાં. આ વખતે દેવોનાં દુંદુભિઓ વાગવા લાગ્યાં, અપ્સરાઓ નાચવા લાગી તથા સિદ્ધો, કિન્નરો તથા દેવો વિગેરે દેવીને જય ધ્વનિ

કરવા લાગ્યા. છ માસે તે ગર્ભ ચંદ્ર સરખો પાંડુર થયો. દૈવયોગે અકાળે તે ગર્ભ પતનને પામ્યો. ગર્ભ પતન થવાથી ત્યાં મોટો હાહાકાર થયો. સરસ્વતી દેવી આથી ઘણો ખેદ પામ્યાં. દેવો સહિત બ્રહ્માએ તે ગર્ભને ગ્રહણ કરી ઘડા વિશે નાંખ્યો. સૌત્રામણિ અમૃત, ઔષધિ તથા કુશ તે ઘડામાં નાંખ્યાં તથા તેમાં જળપૂરી દેવીના હાથ વિશે આપ્યો. આ કુંભ લઈ તેઓ જળના મધ્ય વિશે ઉભાં રહ્યાં. દેવી કુંભને વિશે ગર્ભ બે પ્રકારનો જોવા લાગ્યાં. પછી વિચારી કરી દેવી બોલ્યા કે, આ ગર્ભ જે બે માલમ પડે છે, તેમાંથી એક દેવો ગ્રહણ કરશે તથા મારી પ્રીતિ અર્થે એકને હું ગ્રહણ કરીશ. આમ મન સાથે વિચારી, દેવી પિતા બ્રહ્માને કહેવા લાગ્યાં કે, હવે ગર્ભની વૃદ્ધિ કરો. બ્રહ્મા ગંભીર વાણીથી બોલ્યાઃ– હે દેવો! કાર્યના ગૌરવપણાંમાટે તમો ગર્ભની વૃદ્ધિ યજ્ઞનાં પાત્રોથી તથા તેના ભાગો વડે કરો. બ્રહ્મા આમ કહી સુરા ગાળવાના વસ્ત્ર વડે ગર્ભમજ્જા, પુરોડાશ વડે હૃદય, અર્ઘ્યપાત્રથી હાડકાં, વરુણ વિભાગથી કૃમીઓ, સ્થાળીથી અંત્યજા નાડી, સુરા ધાન્ય વિગેરેથી માંસ તથા ચરણ ઉદર વિગેરે કરવા લાગ્યા. શિશ્નસ્થાન પ્રજાપતિથી, અશ્વિનીના તેજથી મુખ, કુમારના તેજથી લલાટ, ગોધૂમથી આંખો, સૂર્યાદિના યજ્ઞ ભાગોથી દશ પ્રકારના વાયુઓ, ચંદ્રથી તેજ, તેમ જ મુખ, દાઢી વિગેરે થયાં. અર્યમાએ કુંભ વિશે પોતાનાં કિરણો મૂકયાં. ધનંજયે શક્તિ મૂકી, પૃથ્વીએ માંસ, વાયુએ શીઘ્રગતિ, યમે કાલદંડ તથા કમંડળ, વેદોએ વાકયો, કામદુઘાએ પોતાનું દુધ, આ રીતે સર્વેએ પોતપોતાના ગુણો આપ્યા. આ રીતે ગર્ભ વૃદ્ધિને પામ્યો. કુંભ વિશે ગર્ભને નિશ્ચળ જોઇ સરસ્વતી હર્ષ પામ્યાં, સો વર્ષ સૂધી વારંવાર દેવી ગર્ભ જોવા લાગ્યાં. ત્યાર પછી કલશના બે વિભાગો થયા તથા તેમાંથી બે ગર્ભો નીકળ્યા. એક લોહિતેંદ્રને નામે ઓળખાયો. પુત્રોનું જોડકું ઉત્પન્ન થવાથી દેવો ઘણા સંશય પામ્યા કે, એક પુત્રની ઇચ્છા કીધી હતી ને બે કેવી રીતે થયા હશે? દેવોનો આ રીતનો ભાવ જાણી લઇ સરસ્વતી હર્ષ ઉત્પન્ન કરનારું વચન બોલ્યાંઃ–આ બે પુત્રોમાંથી એક મારી પ્રીતિ અર્થે હું ગ્રહણ કરીશ. બીજો પુત્ર તમોને વૃષ્ટિ વિગેરે પૂરી પાડશે તથા

સૌત્રામણિ નામે ઓળખાયો. સર્વે દેવોએ અવભૃથસ્નાન કરી યજ્ઞ પ્રદક્ષિણા કીધી. આ રીતે ઇંદ્રોત્પત્તિ થવાથી પૃથ્વીપર અલૌકિક વૃષ્ટિ થઇ. ધન, ધાન્ય, રત્નો, મોતીઓ, દુધ, દહિ તથા નાના પ્રકારનો રસો સરસ્વતીના પ્રભાવથી ઉત્પન્ન થયા. દધિચેયને પોતે ગ્રહણ કરી સરસ્વતી તેને ઉછેરવા લાગ્યાં. આ બેઉ પુત્રો સર્વ વિદ્યા વિશે કુશળ થયા. દેવો પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા તથા દુંદુભિ વાગવા લાગ્યાં. તે પુત્રોને માના દુધપાનથી પૂર્ણપણાંને પામેલા જોઇ રુદ્રક, ક્ષેત્રપાળ, સુસિદ્ધ, અપર, પર, ધર્મ, અપ્સરાઓ, દેવો, ઋષિ સમૂહો ઘણા હર્ષ પામ્યા.

બ્રહ્મા દેવોને કહેવા લાગ્યાઃ–આ ઇંદ્ર સ્વર્ગનું રક્ષણ કરશે તથા આ દધિચેય સારસ્વત કુલનો અધિપ તથા મૃત્યુલોકમાં ઋષિઓનાં કુળનું રક્ષણ કરનાર થશે. સર્વ શાસ્ત્ર, વેદ તથા પુરાણ વિશે એ કુશળ થશે. પછી આ બે દૌહિત્રોનું વ્રત બંધન, તેમજ ઋષિ કુળ પ્રમાણે વિવાહ કરવા માટે બ્રહ્મા વિચાર કરવા લાગ્યા. અશ્વિનીએ કમંડલુ, છત્ર, પાદુકા, મૃગચર્મ તથા કુશ વિગેરે આપ્યાં. સોમે દંડ આપ્યો. બ્રહ્માએ વેદો આપ્યા તથા સરસ્વતીએ ભિક્ષા આપી. આ રીતે ઉપનયન થયા પછી તેઓ બાર વર્ષ સૂધી બ્રહ્મચર્યપણું પાળવા લાગ્યા. તેટલા વખત સૂધી બ્રહ્મા પણ ત્યાં રહ્યા. બ્રહ્મચર્ય વ્રત પૂરું થયા પછી જાતુકર્ણની પુત્રી વેદમતી દધિચેય સાથે પરણાવી તથા શચીને લોહિતક સાથે પરણાવી. શચીને ગ્રહણ કરી ઇંદ્ર સ્વર્ગપ્રત્યે ગયો. સારસ્વત વેદમતીને ગ્રહણ કરી તે તટ વિશે રહ્યો. પછી બ્રહ્મા પોતાના સ્થાનપ્રત્યે ગયા.

ઋષિઓ બોલ્યાઃ–સરસ્વતીપુત્રનો વંશ વધારે પ્રખ્યાતિને પામ્યો તેનું શું કારણ? દધિચેય કુળની સંતતિ અમને વિસ્તારથી કહો, જે વંશ સાંભળવાથી બ્રહ્મલોક પ્રત્યે જવાય છે. દધીચેય તથા વેદમતીથી ઘણા ઋષિઓ થયા, જેની ગણના થઇ શકે એમ નથી. ૮૮ નામો તે ઋષિઓનાં થયાં. સારસ્વતથી થયલા ઋષિઓનાં નામો સાભળોઃ– પુત્રસ્વરૂપ, બ્રહ્મ, દાલભ્ય, જૈમિની, તાંડવ, દિક્પાલ, દક્ષ, પ્રાવિટ, કણ્વ, દાક્ષાયણ, ગોપાલ, શંખપાળ, શાકિની, શાંભવ, તમાલાશ, શક્તિ, પાતંજલિ, પાલાશી, ગોમય, દીપદેવ, નિષ્ઠુક,

નારાયણ, તિમિર, ધર્મી, તૈતિર, દુર્ધર, જમદગ્નિજય, કપાલી, સભ્યક, સુદર્શ, શુશુયારક, ચ્યવન, શુષ્કચંદ્ર. આક્રંદક, આનંદ, માનક, ચંપક, વ્યાસ, પિપ્પલાદ, અધાતુક, દેવલ, ધૃતકૌશ્ય, સૂર્ય, મર્ક, ભૈરવ, કૃષ્ણ, અત્રિ, વિશ્વપાલ, નરપાલ, તુંબરુ, તુલસી, વામદેવ, વામનાકર, બ્રહ્માચારી, મહાભૈરવ, નરપાલક, બકદાલ્ભ્ય, કપિ, સંકૃતિથી થયલા જે ગાર્ગ્યો તે ક્ષત્રને નામે ઓળખાયા. અંગરથી બૃહતક્ષત્ર થયો. બૃહતૂક્ષત્રનો પુત્ર સુહોતા પરમ ધાર્મિક હતો. સુહોત્રનો બૃહત્પુત્ર, જે સારસ્વત વંશ વિશે શ્રેષ્ઠ હતો. માલિની, કેશીની, ધૂમિની, વરાંગના આટલી વેદમતી વિશે કન્યાઓ થઈ હતી. આ રીતે વંશોના વંશો થયા. જે બ્રહ્માથી પણ ગણવા અશકય છે. આ રીતે સારસ્વતનો વંશ કહ્યો. આ સારસ્વત બ્રહ્મક્ષત્રનું હંમેશ રક્ષણ કરશે. જે આ સાંભળે છે તથા કહે છે તો તે અશ્વમેધ જેટલું પુણ્ય મેળવે છે. ત્રણવાર જે નર અથવા નારી આ સાંભળે છે તો તેનું વાઝીયાપણું ટળી જાય છે. આ રીતે મેં તમને સારસ્વત કુળની ઉત્પત્તિ કહી. હવે બીજું શું સાંભળવા ઇચ્છો છો? જ્યારે પરશુરામે પૃથ્વી નિઃક્ષત્રિય કીધી ત્યારે સારસ્વત ઋષિએ ક્ષત્ર કુળનું રક્ષણ કીધું છે.

**सारस्वतेन ऋषिणा रक्षितं क्षत्रजं कुलम् ।**
**निक्षत्रीकरणे काले रामात्क्षत्रकुलांतकात् ॥**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना
प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे पंचसप्ततितमोऽध्यायः ॥ ७५ ॥



# અધ્યાય ૭૬ મો.

## સહસ્રાર્જુનથી કામધેનુહરણ.

ऋषय ऊचुः-कथं रामेण तत्क्षेत्रं नाशितं वद विस्तरात् ।
कृतं किमपराधस्ते भार्गवस्य महामते ॥

ઋષિઓ બોલ્યાઃ-રામે તે ક્ષેત્રનો કેમ નાશ કીધો ? ભાર્ગવ પરશુરામનો શું અપરાધ કરવામાં આવ્યો હતો ? સૂતપુરાણિક બોલ્યઃ-આ સ્થળે હું તમને એક પુરાતન ઇતિહાસ કહું તે સાંભળો, જેના શ્રવણમાત્રથી મનુષ્ય સ્વર્ગ લોકપ્રત્યે જાય છે. પહેલાં પૃથ્વીપર કાર્તવીર્ય નામે રાજા રહેતો હતો, જેને હજાર બાહુઓ હતા. આ રાજાને આઠ અચ્યુત સ્ત્રીઓ હતી. બ્રાહ્મણોને પુષ્કળ દાન આપતો હતો તથા દયાવાન્ હતો. તે હંમેશ ગુરુનું પૂજન કરતો હતો તથા સાત દ્વીપવાળી આખી પૃથ્વીનું તે રાજ્ય કરતો હતો. જ્યારે તે રાજ્ય કરતો હતો ત્યારે સર્વત્ર સુવૃષ્ટિ થતી હતી. નદી માતૃક, તેમ જ દેવમાતૃક સર્વ દેશો ધન્ય ધાન્યરૂપી સમૃદ્ધિથી ભરપૂર હતા. ગાયને ચરવાનાં ઘાસ, કેળનાં વૃક્ષો, આંબો, ચંપક તથા મંદાર વિગેરેનાં વૃક્ષો, તેમ જ ગાયો, ભેંસો, અશ્વો તથા ગજો વિગેરે સર્વ દેશો વિશે ભરપૂર હતા. સર્વ મનુષ્યો સર્વ પ્રકારના વ્યાધિથી મુક્ત રહેતા હતા. બ્રાહ્મણો વેદ વિશે કુશળ તથા શાસ્ત્રને જાણનારા હતા. ક્ષત્રિયો પોતાનો ક્ષાત્ર ધર્મ બરાબર પાળતા હતા, તેમ જ વૈશ્યો પોતાનો ધર્મ બજાવતા હતા તથા શૂદ્રો બ્રાહ્મણોની સેવા કરવામાં તત્પર રહેતા હતા. બીજા પણ સર્વ લોકો પોતપોતાનો ધર્મ પૂર્ણ રીતે પાળતા હતા. સૂતપુરાણિક બોલ્યાઃ-આ અર્જુન રાજાએ, જમદગ્નિ ઋષિથી પોતાના આશ્રમ વિશે ઉછેરાયલી ઘણી જ સુંદર કન્યાઓ વિશે સાંભળ્યું. તેથી સઘળા સૈન્ય સહિત તે વનપ્રતિ ગયો તથા આશ્રમ વિશે ઋષિશ્રેષ્ઠ એવા જમદગ્નિને જોયા. રાજાએ બ્રાહ્મણને નમસ્કાર કીધા તથા ઋષિએ સામા નમસ્કાર કીધા, પછી આગતા સ્વાગતા

કીધા પછી રાજાને તે બ્રાહ્મણે આવવાનું કારણ પૂછયું. રાજાએ પોતાના આગમનનું કારણ કહ્યું. રાજા બોલ્યોઃ-આપના આશ્રમ વિશે મેંચાર કન્યાઓ સાંભળી છે, જેને આપે સારી પાળી મોટી કીધી છે. ઉર્વશી, રંભા, મેનકા તથા માલપચી નામની અપ્સરાઓ વિશે વિશ્વામિત્ર ઋષિથી ઉત્પન્ન થયલી ચાર કન્યાઓ જે રાજાઓને લાયક છે, તેને આપ મને પાણિગ્રહણ વિશે આપો, જેથી હું કૃતકૃત્ય થઇ મારા ગૃહપતિ જાઉં. જમદગ્નિ બોલ્યાઃ-હું તમને ચારે કન્યાઓ આપવા તૈયાર છું, માટે જલદી વિહાર સામગ્રી તૈયાર કરો. પછી રાજાએ તે ચારે કન્યાનું પાણિગ્રહણ કીધું તથા વિધિ પ્રમાણે બ્રાહ્મણોનું પૂજન કીધું તથા તેઓને ઘણાં દાનો આપ્યાં. શ્વેતાક્ષિ, શ્વેતમાલા, ચંદ્રા તથા ચંદ્રિકા નામની કન્યાઓનું પાણિગ્રહણ કરી તેઓની સાથે રાજા અનેક પ્રકારના ભોગો ભોગવવા લાગ્યો. તેણે આખી પૃથ્વી જિતી લીધી હતી. તેણે લાખો રાજાઓને યુદ્ધ વિશે હણ્યા હતા. એક સમય એ રાજા અરણ્ય વિશે દાખલ થયો. ઘણા રાજા તથા સૈન્ય, પ્રધાન વિગેરેથી યુક્ત તે રાજાએ વન વિશે ઘણાં પશુઓનો શિકાર કીધો. આ રીતે ભટકતાં ભટકતાં તેણે એક સુંદર આશ્રમ જોયો તથા ત્યાં જવા નિકળ્યો. આ આશ્રમ જમદગ્નિ ઋષિનો હતો, જે વેદઘોષથી ગાજી રહેલો હતો. આંબા, ચંપક, પુંનાગ તથા પાટલ વૃક્ષોથી તે શોભી રહેલો હતો. ત્યાં નગોડ, ફણસ, પારિજાતક, અશોક, બકુલ તથા કુરબકનાં ઝાડો આવી રહેલાં હતાં. સર્વ સ્થળે પુષ્પોનો વાસ બહેકી રહ્યો હતો. મુનિના આશ્રમથી દૂર પોતાનું લશ્કર રાખી થોડા ચાકરો લઇ તે રાજા આશ્રમ પ્રતિ ગયો. રાજાએ ત્યાં એક બ્રાહ્મણને જોયો. રાજાએ તેને વંદન કીધું તથા જમદગ્નિને જણાવવા કહ્યું. બ્રાહ્મણે રેણુકા પાસે જઇ કહ્યું કે માહિષ્મતીના રાજા આપના આશ્રમ આગળ આવી ઉભેલા છે, તે વાત ઋષિને જણાવો. રેણુકા જમદગ્નિ પાસે ગઇ અને પોતાના સ્વામીને કહ્યું કે, માહિષ્મતીનાં રાજા અત્રે આવેલો છે, માટે જેમ ગૃહસ્થાશ્રમીઓ આગતા સ્વાગતા કરે છે તેમ આપણે શા માટે કરવી ન જોઇએ? જમદગ્નિ બોલ્યાઃ-હે ભદ્રે! તેમને તેડવા માટે સામગ્રી તૈયાર કરો. આ પ્રમાણે રેણુકાને કહ્યા

પછી તેણે એક મુનિને રાજા પાસે મોકલ્યો અને કહ્યું કે તે રાજાને અત્રે જલદી તેડી લાવો. જમદગ્નિથી મોકલાયલો તે મુનિ રાજા પાસે જઇ કહેવા લાગ્યો. બ્રાહ્મણ બોલ્યોઃ-હે રાજેંદ્ર! આપને તથા આપના સેવક વર્ગને રાજાએ તેડવા મોકલ્યું છે. તે બ્રાહ્મણનું વચન સાંભળી સચિવોને સાથે લઇ તે આશ્રમમાં ગયો. ત્યાં તેણે સ્વાહાથી યુક્ત વન્હિ સરખા ઋષિને પત્ની સહિત બેઠેલા જોયા. ઋષિ પાસે જઇ રાજા ઋષિને તથા રેણુકાને વારંવાર નમસ્કાર કરવા લાગ્યો. તે ઋષિ તથા તેમની પત્નીએ રાજાને આશીર્વાદ આપ્યા તથા રાજાએ ઘણાં પ્રકારનાં રત્નો ભેટ આપ્યાં. જમદગ્નિ બોલ્યાઃ-હે મહારાજ! તમે ભલે પધાર્યા, તમે ઘણે વખતે દેખાયા. તમે સર્વ રીતે કુશળ તો છો ને? પુત્ર, કલત્ર, મિત્ર, ભૃત્ય વર્ગ વિગેરે સર્વ કુશળ તો છે ને? તમે અત્રે આવી મારા સ્થાનને સફળ કીધું છે. તમો સાધુનું રક્ષણ કરો છો તથા દુષ્ટોનો નાશ કરો છો, જેથી પૃથ્વી તમારે લીધે સનાથા છે. તેમ જ તમે અહીં આવી મારો આશ્રમ સનાથ કીધો છે. છતાં મને પૂછવાની જિજ્ઞાસા થાય છે કે, આપના આગમનનું શું પ્રયોજન છે? રાજા બોલ્યાઃ-મને તથા સર્વ રાજ્યને કુશળ છે. સઘળા રાજાઓ મારે વશ છે તથા તેઓ હંમેશ મારા દ્વાર વિશે રહે છે. જનાનખાના વિશે શ્વેતાક્ષી વિગેરે સર્વે આનંદમાં રહે છે. માર્ગ વિશે વ્યાઘ્રાદિ પશુઓનો કોઇ રીતનો ભય છે નહિં. મારી પ્રજા વિશે સર્વ ક્ષેમકુશળ છે. પછી ઋષિએ અર્ઘ્ય પાદ્યાદિકથી પૂજા કરી તે રાજાને જવાની રજા આપી. રાજા ગયા પછી રેણુકા જમદગ્નિને કહેવા લાગીઃ-આવા મોટા પ્રભાવવાળા રાજા આપણે ત્યાં ક્યાંથી આવવાના હતા? વળી કોઇ વિપ્ર અથવા રાજા આપણે ઘેર આવે તો આપણે તેનું આતિથ્ય કરવું જોઇએ. આપણું સાફલ્ય ક્યારે કે જ્યારે લાયકની બરાબર બરદાસ્ત થાય. જમદગ્નિ બોલ્યાઃ-જે તેં કહ્યું તે જે ગૃહસ્થાશ્રમીઓ દેવ માફક સર્વ વાતે પૂર્ણ હોય છે તેઓને કરવાનું છે. જેથી તેઓનું સુખ તથા કલ્યાણ થાય છે. આપણે દુર્બળ બ્રાહ્મણો ક્યાં અને આ રાજા ક્યાં? છતાં જેમાં યશ, ગૌરવ અને શ્રેય રહ્યું હોય એવું કાર્ય વિદ્વાને સદા

કરવું. રેણુકા બોલીઃ-તમે જે કહ્યું તે અન્યથા થઇ શકે તેમ નથી. પરંતુ એમને એમના મિત્ર મંડળ સહિત આપણે જમાડવા જોઇએ. કારણ એ આપણા જમાઈરૂપ છે તથા આપણ સર્વ વિપ્રોના એ સેવક છે. જમદગ્નિ બોલ્યાઃ-તું જે કહે છે તે સત્ય છે. આપણે સર્વને માટે ભોજન કરાવવું જોઇએ. તું પ્રથમ ખબર કાઢ કે, એ આપણા આશ્રમ આગળ કેટલું લશ્કર લઇ આવ્યા છે? રેણુકા બોલીઃ-ગમે તેટલું માણસ હશે પણ તપસ્વી પુરુષોને કાંઇ પણ અશક્ય નથી. આપણા આશ્રમમાં તમારા ચરણકમળના પ્રસાદથી રાજાને યુક્ત સર્વ ઉપચારો તૈયાર છે. આપણા આશ્રમમાં સુરધેનુ છે, તે આપણા સર્વ મનોરથો પૂરનારી છે. માટે તમે તે રાજાને નિમંત્રણ કરવા જાઓ તથા નિમંત્રણ કરી જલદી અહીં આવો. જ્યારે દેવી રેણુકાએ આ પ્રમાણે કહ્યું ત્યારે જમદગ્નિ પોતાના શિષ્યોને લઇ જ્યાં રાજા હતો ત્યાં આવ્યા અને દ્વારપાળ સાથે રાજાને કહાવ્યું કે, તમને ઋષિ જોવા ઇચ્છે છે. રાજાએ ઋષિવર્ય આવ્યા સાંભળી એકદમ ઉઠી ઋષિ પાસે આવી, તેમનાં ચરણને નમસ્કાર કીધા. રાજા બોલ્યોઃ-આપને એવું તે શું કામ પડયું કે, આપને જાતે આવવું પડયું? મારા સૈન્યથી તો કાંઇ આપના આશ્રમને પીડા નથી થઇ? આપણા આશ્રમમાં તો સર્વ કુશળ છે ને? શું કાંઇ જંગલી પ્રાણીઓથી પીડા તો થઇ નથી ને? તમારું સહસા આગમન થવાથી મારા મનમાં સંશય વર્તે છે. જમદગ્નિ બોલ્યાઃ-મારા આશ્રમમાં સર્વત્ર કુશળ છે. જંગલી પ્રાણીઓથી મારા આશ્રમમાં કાંઇ નુકશાન થયું નથી. છતાં હે રાજેન્દ્ર! મારા આગમનનું કારણ હું કહું તે તું સાંભળ. આજે તમારે તમારા મિત્રો, રાજાઓ, અમાત્યો તથા સૈન્યો સહિત અમારે ત્યાં કંદ મૂલાદિનું ભોજન કરવા પધારવું. રાજા બોલ્યોઃ-સપ્તદ્વીપવાળી સર્વ પૃથ્વી હું ભોગવું છું, પણ આજે હું સુખને અર્થે આપને ત્યાં ભોજન કરીશ. આપ પધારો, હું આપની પાછળ જ આવું છું. સૂતપુરાણિક બોલ્યાઃ-આમ કહી ઋષિને મોકલી દીધા. પછી જ્યારે ઋષિ આશ્રમમાં પધાર્યા ત્યારે તે ઘણા વિસ્મય પામ્યા. પ્રથમ આ આશ્રમ સાલ તથા તાલવૃક્ષોથી ભરપૂર હતો. પણ હાલમાં સ્વર્ગની માફક સુવર્ણનાં

ગૃહોથી તે શોભતો હતો. તે ગૃહો વિશે ચુનાની મોટી દિવાલો તથા બારણાં પર તોરણો, તેમ જ સભા, શાળા, મહાશાળા, જળાશય, રસોડાં, હસ્તિશાળા, અશ્વશાળા તથા શસ્ત્રશાળા વિગેરેથી તે મહેલો ઘણા શોભતા હતા. આ સર્વ જોઈ ઋષિ વિસ્મય પામ્યા. તેણે સર્વ સ્થળ શિષ્યોથી ભરપૂર જોયું. પોતાની સ્ત્રી રેણુકાને આ સઘળા વૈભવનું કારણ પૂછ્યું ત્યારે તેણે કહ્યું કે, આ સર્વ તમે જુવો છે તે આપણી સુરભિનો પ્રભાવ છે. રાજાને આપણે ત્યાં નિમંત્રણ કરવામાં આવ્યું છે, માટે તેના લાયક આ સઘળું બનાવવામાં આવ્યું છે. મધ્યાન્હિક કર્મ સમાપ્ત કરી ઋષિ રાજાના આગમનની વાટ જોતા હતા, તેવામાં તેઓના સાંભળવામાં ઢોલ, નગારાં, તાલ, મૃદંગ તથા શંખ વિગેરેનો ધ્વનિ સાંભળવામાં આવ્યો. રથોનો મહાન્ ઘોષ, ઘોડાનું ખોંખારવું તથા હસ્થીઓના ગર્જવાથી આખું આકાશ વ્યાપ્ત થયું. સ્તુતિ કરનારા ભાટ ચારણો રાજાની સ્તુતિ કરતા હતા. આ સર્વ ચિન્હોથી જમદગ્નિએ જાણ્યું કે, રાજાની સ્વારી આવી. રાજા આશ્રમમાં આવ્યો ત્યારે સર્વ વૈભવ જોઈ ઘણો વિસ્મય પામ્યો અને રેણુકાને વંદન કીધું. રેણુકાએ તેની દીપવડે આરતિ ઉતારી તથા રાજા રેણુકાને ઘણાં રત્નો આપવા લાગ્યો. ભોજનશાળા વિશે પણ મહાન્ સભારંભ થઈ રહ્યો હતો. એક, પાંચ, સાત, દશ તથા એકવીશ પ્રકારની રત્ન દીપિકાઓ ત્યાં આવી રહેલી હતી. સારાં સારાં પકવાન્નોથી ભરપૂર સુવર્ણનાં પાત્રો ત્યાં ગોઠવેલાં હતાં. પછી સર્વ રાજાઓને તેઓની વૃદ્ધતા પ્રમાણે ક્રમે કરીને હૈહય રાજા તેઓને બેસાડવા લાગ્યો તથા સર્વ સૈન્યને પણ ક્રમ પ્રમાણે આસનો ઉપર બેસાડવામાં આવ્યું. જ્યારે સઘળાઓએ જમવા માંડયું ત્યાર પછી રાજાએ આ સર્વ વૈભવનું કારણ પૂછ્યું. ત્યારે મુનિ બોલ્યા કે, તમે ખાધા પછી આ સર્વ વૈભવનું કારણ પૂછો છો. પણ એ તો તમારે ખાતાં પહેલાં જ સર્વ પૂછવું જોઈએ. હવે પછી પૂછવાથી શું ફાયદો ? રાજા બોલ્યોઃ—તાપસોનો આશ્રમ શાન્ત કહેવાય છે, છતાં દેવોને પણ દુર્લભ એવો આ વૈભવ આપને ત્યાં ક્યાંથી ? મેં નારદ, બ્રહ્મા, ઇન્દ્ર, યમ, વરુણ તથા કુબેર વિગેરેનો વૈભવ સાંભળ્યો છે, પણ

આ પૃથ્વી પર કોઇનો વૈભવ આના સરખો નહી જ હોય. ભગવાનનો વૈભવ પણ આ કરતાં શ્રેષ્ઠ ભાગ્યે જ હશે. કયા પુણ્યના ફળથી તથા કોના પ્રભાવથી આપ બ્રહ્મયોગીએ આ નગરી આવી રીતે એકદમ રચી? જો આ તપનો પ્રભાવ હોય તો ઘણા તાપસો પૃથ્વી પર ફળ મૂળાદિ ખાઇ ફરતા ફરે છે, છતાં તેઓથી આટલું થઇ શકતું નથી. વસિષ્ઠ, અત્રિ, ભરદ્વાજ તથા કશ્યપ વિગેરે મહાન્ વ્રતધારીઓ ઝુંપડાં વિશે રહેનારા છે. તેમ જ તાપસોના ગૃહ વિશે અનુસૂયા, અરુંધતી તથા રોહિણી વિગેરે ઘણી તપસ્વિની સતીઓ છે. છતાં મને વિસ્મય પ્રાપ્ત થાય છે કે, આવું સરસ નગર કેવી રીતે એકદમ ઉત્પન્ન થયું? આ સ્થળમાં જે રચના કીધી છે, તેવી રચના સ્વપ્ન વિશે કોઇ શિલ્પ શાસ્ત્રીઓથી પણ કરાયલી મેં જોઇ નથી.

જમદગ્નિ બોલ્યાઃ–આ સર્વ સંપદનું કારણ હે રાજન્! હું તમને કહું તે સાંભળો. મહાત્મા રેણુ રાજર્ષિની પુત્રી અર્થાત્ મારી પત્નીએ, જે પુત્રોનો જન્મ આપ્યો છે તેમાં જે સૌથી નાનો શુભ લક્ષણવાળો છે, તેનું નામ રામ છે. તેને માટે ઇંદ્રે સર્વ ગાયોની માતારૂપ આ કામધેનુ પયઃપાન અર્થે મોકલી છે. તે પુત્ર મારી પાસેથી પૂર્ણ રીતે અભ્યાસ કર્યા પછી શંકર પાસે ધનુર્વિદ્યા શિખવા ગયો છે. છતરીશ પ્રકારના દંડો તથા આયુધો તથા સર્વ પ્રકારનાં સંહારોનું એણે અધ્યયન કીધું છે. તે નિયંત્રિત આહાર કરનાર તથા નીતિમાન્ છે. તે અભિમાની તથા અસત્ પુરુષોના ગર્વને ઉતારનાર છે. તે હજુ પણ બ્રહ્મચર્ય વ્રતપાળી ગુરુને ત્યાં રહે છે. આ પુત્રને માટે આ કામધેનુ ગાય આવી છે અને આ સર્વ તેના પ્રભાવથી થયું છે. સૂતપુરાણિક બોલ્યાઃ–મુનિનું આ રીતનું વચન સાંભળી ભોજન કીધા પછી તેણે જમદગ્નિ પાસે તે ગાયની યાચના કીધી. હે વિપ્રેંદ્ર! મારા સરખો પૃથ્વીપર બીજો કોઇ યાચક મળશે નહીં. હું આપને આ ગાયના બદલામાં બીજી ઘણી એક ગાયો વધારે દુધ દેનારી આપું છું. આ ગાય અર્થે સુવર્ણ તથા રૌપ્યનો સમૂહ હું આપને આપું છું. જમદગ્નિ બોલ્યાઃ–હું એક વર્ષ વીતતાં રામ આવ્યા પછી એ ગાય તમને આપીશ, માટે

હાલ તમે ગાયને લઇ જવાનો આગ્રહ છોડી દ્યો. તમે હમણાં માહિષ્મતી જાઓ તથા સર્વ પ્રજાને સુખ અને ધન આપનારા થાઓ. મુનિનું આ રીતનું વચન સાંભળી રાજા ક્રોધે ભરાયો તથા તે ગાયને બળાત્કારે લઈ જવા પોતાના સેવકોને હુકમ કીધો. પછી સેવકો તે ગાયને પકડવા આવ્યા. મુનિ પાસે રહેલી ગાયે હાથમાં દોરડી લઈ આવતા માણસોને જોયા કે, સર્વ સૈનિકને મારતાં મારતાં તેણે આશ્રમ આગળથી ચાલવા માંડયું. કેટલાકને શિંગડાં મારી નીચે નાંખ્યા, કેટલાકને પુંછડી મારી નીચે નાંખ્યા. આ રીતે સૈન્યનો નાશ કરતી જોઇ, બીજા સર્વે રાજાઓ હૈહયને વારવા લાગ્યા. રાજાઓ બોલ્યાઃ-હે દેવ! તમે સાહસ મા કરો. આ ચંડ પરાક્રમ-વાળી ગૌરી છે. તમે બ્રાહ્મણો તેમ જ ગાયોના પ્રતિપાલક છો. તમારે તો બ્રાહ્મણોને ગાયોનાં ટોળાં આપવાં જોઇએ. છતાં બ્રાહ્મ-ણની ગાય હરણ કરવી, તે દોષયુક્ત છે. જ્યારે સર્વ રાજાઓએ આ રીતે કહ્યું ત્યારે હૈહય ક્રોધે ભરાયો તથા સર્વ રાજાને ઈર્ષાથી કહેવા લાગ્યો કે, આ ગાયને એકદમ પકડો. આથી તે સર્વે યોદ્ધાઓ હાથમાં દોરડાં લઇ ત્યાં આવ્યા. તે ગાયને પકડવા વાસ્તે લાકડી તથા લોખડના સળીઆથી તેઓ મારવા લાગ્યા. આ સમયે ગાયનાં શિંગડાં, નેત્ર, મુખ, ગ્રીવા, કર્ણ, નાસિકા, લલાટ, ખરી તથા પૂંછડીમાંથી ઘણા યોદ્ધાઓ નિકળ્યા તથા રાજાના લશ્કર સાથે લડવા લાગ્યા. આ બે લશ્કરો વચ્ચે, પટ્ટિશ, તોમર, ખડ્ગ, ભુશુંડી, મુશલ, હલ, સાયક, બાણસમૂહ, ભિંદિપાલ, અંકુશ, ચક્ર, પરશ્વધ વિગેરેથી ભયંકર યુદ્ધ ચાલવા માંડયું. સુરભિથી ઉત્પન્ન થયલી સેના મરાયલી જોઈ, રાજાએ પોતાના માણસોને ગાયને પકડવા હુકમ કીધો. તે માણસો આગળ પાછળ સર્વ બાજૂથી તેને વિંટાઇ વળ્યા. ગાય આ જોઇ પોતાના તેજથી રાજાના સૈન્યને બાળવા લાગી. આ રીતે સર્વ સૈન્ય બળી ભસ્મ થવાથી રાજા જાતે તેને હણવા આવ્યો. રાજા ગાયને મારી નાંખવા ઉધુ-ક્ત થયલો જોઈ જમદગ્નિ વચમાં પડયા. રાજાએ ક્રોધે ભરાઇ તે મુનિને બાણ માર્યું. રેણુકા સતી, મુનિને પીડા થતી જોઈ, રડતી રડતી પોતાના પતિ પાસે આવી. રાજાએ એક બાણ

તેનાપર ફેંક્યું. આ રીતે બેઉનાં શરીરો તેણે જર્જરિત કરી નાંખ્યાં તથા ગાયને પકડી પોતાના નગર તરફ ઘસડી ગયો. બાકી રહેલું સર્વ સૈન્ય ઉત્સાહ રહિત તેની પાછળ પાછળ આવવા લાગ્યું.

उद्धृत्य बाहुभिर्धेनुं निनाय स्वपुरं प्रति ।
अवशिष्टं च सैन्यं च निरुत्साहं तमन्वगात् ॥

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे षट्सप्ततितमोऽध्यायः ॥ ७६ ॥

# અધ્યાય ૭૭ મો.

## પરશુરામ ક્રોધ.

शौनक उवाचः–ततः किमभवत् सुत नीतायां तु महागवि ।
अवस्था का तयोरासी द्दंपत्योः प्रहरार्तयोः ॥

શૌનક બોલ્યાઃ–ગાયને જ્યારે અર્જુન બળાત્કારથી લઇ ગયો ત્યાર પછી પ્રહારથી દુઃખિત થયેલા ઋષિ તથા ઋષિપત્નીનું શું થયું? તથા રામે શું પરાક્રમ કીધું? તે સર્વ અમને કહો. આ સર્વ વૃત્તાંત ભગવાન્ રામે નારદ મુનિના મુખથી સાંભળ્યું. પછી રામે શંકર તથા ગૌરીની પ્રદક્ષિણા કરી તેઓને નમન કરી જવાની આજ્ઞા માંગી. તેઓએ તારો જય થાઓ, એ રીતે આશીશ આપી જવાની આજ્ઞા આપી. તેમણે સ્કંધપર કુહાડો તથા ધનુષ્ય, શરીરે મૃગચર્મ, દંડ તથા સુંદર મૌંજી વિગેરે ધારણ કીધેલાં હતાં. તે આંખમાં આંસુ રહિત પોતાના આશ્રમ આગળ આવ્યા. પોતાના માતપિતાને ઘણી જ દુઃખી અવસ્થામાં જોઇ તે મનમાં ઘણા ખિન્ન થયા તથા માતપિતાના ચરણ આગળ લોટવા લાગ્યા. રેણુકા બોલીઃ–પિતાના શોકને વધારનારું બાયલાપણું ધારણ કરવાથી કાંઇ લાભ નથી. હું તને આ સર્વ વૃત્તાંત કહું તે સાંભળ. માહિ-

ષ્મતીનો રાજા હૈહય અત્રે મૃગયા રમવા આ વન વિશે આવ્યો હતો. આપણા આશ્રમ સમીપ આવેલો હોવાથી, અમે તેનો આતિથ્યસત્કાર કીધો. પછી સત્કાર કરવામાં કામધેનુથી ઉત્પન્ન થયેલી સમૃદ્ધિ જોઇ, રાજાએ તે ગાયને લઇ જવા મહાન્ પ્રયત્ન આરંભ્યો. હું તથા તારા પિતા ગાયને છોડવવા વચમાં પડ્યા ત્યારે તારા પિતાને તેણે બાણ માર્યું તથા મને પણ બાણથી વિંધી નાંખી. મને કહેવાથી ઘણો શ્રમ થાય છે. હવે વિકલ્લવ અને તૃષાથી દુઃખિત એવી મારી કોણ ચાકરી કરશે? રામ બોલ્યાઃ–હે માત! તું ધૈર્ય રાખ તથા બોલવું બંધ કર. ગંગા નદીનું જળ લાવવામાં જેટલો સમય નહિ જાય એટલા સમયમાં હું એને હણીશ તથા એ લોકોને લોહીલુવાણ કરી નાંખીશ. તે રાજાના પુત્રો, પૌત્રો તથા બીજા સર્વ રાજાઓનાં કુળોને સંગ્રામ વિશે હું મારી નાંખીશ. તેઓનાં લોહીરૂપી જળથી હે માતા! તને તેમ જ પિતાને હું તૃપ્ત કરીશ. જો હું ખરેખર જમદગ્નિથી ઉત્પન્ન થયો હોઇશ તો હું, પણ લઇને કહું છું કે, હું તે પ્રમાણે કર્યા વગર રહીશ નહિં. હું તે રાજાના પુત્રોને, પૌત્રોને તેમ જ બીજા રાજાઓના કુળનું નિકંદન કાઢીશ. ક્ષત્રિય વીર્યથી ઉત્પન્ન થયલા બીજા ગર્ભોનું પણ હું છેદન કરીશ. તે સર્વના લોહીની અંજલિથી હે માતા! હું તને તથા પિતાને તૃપ્ત કર્યા વગર રહીશ નહિં. જો હું ખરેખર તારા પેટથી જ થયલો હઇશ તો જે હું આ કહું છું તે સત્ય કરીશ. રેણુકા બોલીઃ–હે રામ! જે બનવાનું હતું તે બની ગયું. હે મહામતે! હું કહું તે સાંભળ. તું પૃથ્વીને ક્ષત્રિય બીજ રહિત કર તથા પૃથ્વી બ્રાહ્મણને દાનમાં આપ. શિવપર ભક્તિ રાખ તથા હમ્મેશ વેદાધ્યયન કર. બ્રાહ્મણોને વિદ્યા ભણાવ તથા સર્વ તીર્થોનું અટન કર. પૃથ્વીને પાપરહિત કર્યાં પછી અમારી દહન ક્રિયા કરજે. રામ બોલ્યાઃ–હે માતા! પૃથ્વી કોને આપવી? તથા પાપ રહિત પૃથ્વી કેવી રીતે થાય? શંકર વિશે ભક્તિ કેવી રીતે કરવી? તે સર્વ મને વિસ્તારથી કહો. કયા સમયે મારે પઠન કરવું? વિદ્યા કોને આપવી? તથા યાત્રા કેવી રીતે કરવી? પાપ રહિત પૃથ્વી કયાં છે? કેવું કર્મ કરવાથી તમારું સુખ થશે? તે સર્વ વિસ્તારથી કહો. રેણુકા બોલીઃ–હે રણ વિશા-

રદ! દુર્વૃત્ત એવા ક્ષત્રિયોની રણ વિશે હિંસા કર. પૃથ્વીનું બ્રાહ્મણને દાન કર. જે બ્રાહ્મણો સર્વ લક્ષણોથી યુક્ત હોય તેને વાણીનું દાન કર. મન, વચન તથા કાયાવડે સાધુ પુરુષનું સેવન કર. સર્વ પૃથ્વીને પાપ રહિત કર. જમદગ્નિ બોલ્યાઃ–હે ભૃગુદ્વહ! તારા પિતાને–મને ભેટી લે તથા સાવચેતીથી તારી માનું કહેવું સર્વ કર. હે સુવ્રત! મન, વાણી તથા કાયાવડે બ્રાહ્મણોનું પાલન કર. તું ચિરાયુ થા તથા સર્વ પૂર્વજોનું તર્પણ કર. બ્રાહ્મણને તેમ જ પિતૃઓને સંતુષ્ટ કરવાથી કુલ તથા સંતાનની વૃદ્ધિ થાય છે તથા ધનધાન્યાદિ આવી મળે છે. સૂતપુરાણિક બોલ્યાઃ–આ રીતે કહી મુનિશ્રેષ્ઠ જમદગ્નિ તથા તપસ્વિની રેણુકા દેહત્યાગ કરી બ્રહ્મસાદૃશ્યને પામ્યાં. રામ પોતાનાં માબાપોને આવી સ્થિતિએ પહોંચેલાં જોઇ શોકથી સંતપ્ત થયલા આક્રંદ કરવા લાગ્યા. પોતાના માબાપોનાં કલેવરો ત્યાં સારીરીતે ગોઠવી, તેઓ સહ્યાદ્રિ આગળ ગયા તથા ત્યાં દત્તાત્રેય નામના મહામુનિની શોધ કરવા લાગ્યા. સહ્યના દક્ષિણ ભાગ વિશે મુનિને બેઠેલા જોઈ રામ ત્યાં ગયા. રામ બોલ્યાઃ–હું જમદગ્નિનો પુત્ર રામ છું. હે દેવેશ! હું આપના આશ્રય નીચે આવ્યો છું. દુરાત્મા હૈહયે મારાં માતપિતાને મારી નાંખ્યાં છે. આમ કહી તે મુનિને સર્વ વૃત્તાંત રામે નિવેદન કીધું તથા પોતાની સાથે આવવા આત્રેય ઋષિની પ્રાર્થના કીધી. રામની પ્રાર્થનાથી તે મુનિ તેની સાથે ગયા. સહ્યાદ્રિના પશ્ચિમ ભાગ વિશે જમદગ્નિ તથા રેણુકા નિષ્ચેષ્ટિત પડેલાં હતાં. પછી દત્તાત્રેયે રામને અભિષેક કીધો. અભિષેક કર્યા પછી રામને એક કોદંડ, ડાબા ખભાપર એક કુવાડી તથા ધનુષ્ય અને બાણસમુહ વિગેરે આપ્યાં. મુનિને નમસ્કાર કરી માબાપોનું સ્મરણ કરતા તે, સર્વ આયુધો લઈ માહિષ્મતી નામની નગરી તરફ ગયા. રામ ત્રીજે દિવસે માહિષ્મતી નગરી પહોંચ્યા. ત્યાં નર્મદાના જળવડે સ્નાન કરી પોતાનું મધ્યાહ્નિક કર્મ આટોપી લીધું. પછી કોદંડ નામના ચાપપર દોરી ચઢાવી પુરવાસી જનોમાં ભાંગફોડ કરવા લાગ્યા. જેઓ ત્યાં જળ લેવા આવ્યા તેઓ આ પ્રકાર જોઈ આમ તેમ નાશભાગ કરવા લાગ્યા. રામ પથ્થરોવડે તેઓના ઘઢાઓને ફોડવા લાગ્યા.

પાણી પીવા આવતા ઘોડાઓને તથા અશ્વોને તેઓ મારવા લાગ્યા. આ પ્રમાણે સર્વ લોકમાં ઘણો ત્રાસ રામે ઉત્પન્ન કીધો. રામ બોલ્યાઃ-હે પુરવાસીઓ! તમો હૈહય રાજાના નગરમાં રહો નહિ. મોહવાળા એ રાજાને આજે હું હણીશ. તમે બ્રાહ્મણ તથા ગાયો સહિત અહિંથી ચાલ્યા જાઓ. હું શરવડે સઘળી નગરીને છિન્નભિન્ન કરી નાંખીશ. અથવા તમો નગરમાં જઇ રાજાને મારું સર્વ વૃત્તાંત જણાવો. મારું વૃત્તાંત રાજાને સંભળાવ્યા પછી તમો બીજા વન પ્રતિ ચાલ્યા જાઓ. આ રીતનું રામનું વચન સાંભળી નગરવાસી જનો રડતા રડતા રાજા પાસે ગયા તથા તેને સર્વ વાર્તા હાથ જોડી કહેવા લાગ્યા. હે દેવ! રેવાતટ સમીપ એક બ્રાહ્મણ આવેલો છે. તેણે જળ ભરી જતા લોકોના કુમ્ભો ફોડી નાંખ્યા છે તથા પાણી પીવા આવતા ગજ તથા અશ્વને નસાડી મૂકયા છે. તે કહે છે કે, તમો માહિષ્મતી નગરીમાં રહો નહિ, પણ ત્યાંથી નાશી જાઓ. બ્રાહ્મણ તથા ગાય વિના સર્વ નગરને આજે હું હણીશ. તમને આ સર્વ વૃત્તાંત કહેવા અમે અહીં આવ્યા છીએ. આ ભયમાંથી બચાવી આપ માહિષ્મતીનું રક્ષણ કરો. અથવા તો જે કારણસર બ્રાહ્મણ આવેલો છે તેની ગાય તેને સ્વાધીન કરો. રાજા પુરવાસીઓને ઈર્ષા સહિત કહેવા લાગ્યોઃ—માર્ગના કંટકથી બીનારા પુરુષોનું ક્ષત્રિય સાથે યુદ્ધ ફોકટ જાણવું. મુનિપુત્ર હોય તો તેને આવો ક્રોધ હોય નહિ. પણ કોઇ ભિક્ષુકનો ઉદ્યમ રાજ્ય લેવા અર્થે છે, નહિ તો એકાકી આવી મોટી સેનાની સાથે લડવા કેવી રીતે આવી શકે? બ્રાહ્મણોનું ચપળપણું કુદરતી છે, તેમાં આ બાળ હઠ છે. જો તે ગાય માંગશે તો હજારો ગાયો આપી હું તેને સંતુષ્ટ કરીશ. આ રીતે કહી રાજા પોતાના આસન પરથી ઉભો થયો અને જ્યાં તે રામ હતા ત્યાં તે ગયો. બાળચંદ્રની આકારવાળી પરશુ તથા ધનુષ્યને ધારણ કરનાર, કેડવિશે વલ્કલ વસ્ત્ર પહેરનાર, પીત વસ્ત્ર ધારણ કરનાર, તપેલા સુવર્ણના સરખા, શરીરપર ભસ્મ ધારણ કરનાર, જાણે મૃગચર્મ મસ્તકપર ધારણ કરી જાણે કૃત્તિવાસ-મહાદેવ હોય તેવા, કોપમાં કાળાગ્નિ સમાન, તેજમાં ચંડાગ્નિ જેવા, વેગમાં પવન સદૃશ, ફાળમાં સિંહસમાન, રૂપમાં કામદેવ સરખા,

તથા ગંભીરપણામાં સિંધુ સરખા તેઓ શોભતા હતા. રાજાને નગરવાસીઓ તે વિપ્ર પાસે લઈ ગયા. હે મહાબાહુ ! તે બ્રાહ્મણ આ રહ્યા, કે જેણે આ અપ્રિય કાર્ય કર્યું છે. એ વન્હિ સરખા તથા ધૂમકેતુ સરખા દેખાય છે. સહસ્રાર્જુન બોલ્યાઃ–રેણુકા સાધવીને ધન્ય છે કે જેણે આવા પુત્રરત્નને જન્મ આપ્યો છે. ભૃગુવંશને ધન્ય છે કે જેમાં આના સરખા તેજસ્વી પુરુષ ઉત્પન્ન થયા છે. એ મૂર્તિમાન્ વેદો હોય તેવા દેખાય છે તથા સર્વ ધનુર્વિદ્યા વિશે કુશળ જણાય છે. એ સાક્ષાત્ શિવ હોય તેવા લાગે છે. માટે હે બ્રાહ્મણો ! તમે સૌ એની પાસે જઇ પૂછો કે, એમના આગમનનું શું કારણ છે ? સૂતપુરાણિક બોલ્યાઃ–પછી સર્વ બ્રાહ્મણો રાજાની આજ્ઞા લઇ તેની પાસે ગયા તથા સ્વસ્તિવાચન આપવા લાગ્યા. રામે બ્રાહ્મણોને નમસ્કાર કીધા તથા તેઓને ઠપકો દેવા લાગ્યા. રામ બોલ્યાઃ–આ રાજા મારાં માતપિતાને હણી ગાયનું હરણ કરી લાવ્યો છે, તથા તેનાવડે સ્વર્ગના સરખું સુખ ભોગવવા ઇચ્છે છે. હું ભૃગુકુળમાં ઉત્પન્ન થયેલો રેણુકાનો પુત્ર છું. જે ગાયને મારી માએ ઉછેરી હતી તે ગાયને આ રાજા મારી માનો વધ કરી લઇ આવ્યો છે. આ કારણથી હું અહીં આવ્યો છું. મારું નામ રામ છે. અત્રિનંદને જે એને હજાર હાથો આપ્યા છે, તે સર્વનું હું આ પરશુથી છેદન કરીશ. ક્ષત્રિયના લોહીપ્રવાહવડે હું સુરગંગાનું તળાવ કરીશ તથા તેવડે મારા પિતૃઓનું તર્પણ કરીશ. બ્રાહ્મણ, શૂદ્ર અથવા વૈશ્ય વિશે મને કોઇ રીતનો ક્રોધ નથી. ક્ષત્રિય શિવાય સર્વે પ્રાણી સુખથી રહો. હું સર્વ ક્ષત્રીઓને હણીશ. કૃતઘ્નો એવા રાજાઓના ગર્ભોને પણ હું મારીશ. તમે રાજા પાસે જાઓ અને આ સર્વ વાત નિવેદન કરો. રામે જે કહ્યું તે સર્વ તે બ્રાહ્મણો રાજાને કહેવા લાગ્યા. બ્રાહ્મણો બોલ્યાઃ–જે કામને માટે તમે અમને મોકલ્યા હતા, તે કારણ અમે કહીએ છીએ, તે તમે સાંભળો. આ વિપ્ર જમદગ્નિનો પુત્ર થાય છે, મહાદેવનો શિષ્ય છે તથા સર્વ ધનુર્વિદ્યા વિશે નિપુણ છે. મહાદેવના પ્રતાપથી કુટવિદ્યા તથા સઘળાં અંગો તે શિખ્યો છે. ગણપતિએ તેને શક્તિ આપેલી છે. વાયુથી ચંચળપણું મેળવ્યું છે તથા

સૂર્યની માફક એણે અત્યંત બળ મેળવ્યું છે. એ પરાક્રમી, સાહસિક, ધીર, મહાન્ ક્રોધવાળો, પ્રતાપવાળો તથા સર્વ ગુણ યુક્ત છે. નઠારું કાર્ય કરનારા તમે તેનાં માતપિતાને મારી નાંખ્યાં તથા તેઓની ગાયનું હરણ કરી લાવ્યા. તમારો દાદો કૃતવીર્ય એક વીર, મહાન્ ભુજાવાળો, સર્વ લોકમાં અભય આપનારો, બ્રાહ્મણપર દયા રાખનારો તથા મહા પુણ્યશાળી હતો. તેનો પુત્ર કાર્તવીર્ય તેના જ સરખો બળવાળો તથા વેદ શાસ્ત્ર વિશે નિપુણ હતો. તમે તેના પુત્ર થાઓ છો. તમે દત્તાત્રેયના પ્રસાદથી રાજ્ય તથા હજાર હાથ મેળવ્યા છે. આ સઘળું બ્રાહ્મણના પ્રસાદથી જ મળવાથી તમારે બ્રાહ્મણોનું હંમેશ પૂજન કરવું જોઈએ. ગુરુનું પૂજન કરવાથી શ્રેય, લાંબુ આયુષ્ય તથા પાપનો નાશ થાય છે, તે આપ ભૂલી કેમ ગયા! માટે હવે તમે તે બ્રાહ્મણ પાસે જઈ તેની ક્ષમા માગો. તેની ગાય પાછી આપો તથા તેનું પૂજન કરો. બ્રાહ્મણનું આ રીતનું બોલવું સાંભળી રાજા ગુસ્સે થયો તથા ક્રોધવડે રક્ત આંખ સહિત તે બોલ્યોઃ-તમે તમારી જાતિ અભિમાનથી આવું બોલો છો. આ એકલાથી બીને હું કેવી રીતે ગાય પાછી આપી દઉં? તેમ જ વિત્ત હરણ કરવાથી તથા તેના પિતાનો વધ થવાથી નમસ્કારવડે આ બાળક કેવી રીતે સંતુષ્ટ થશે? એઉના મન વિશે ઘણો ક્રોધ છે. આ સમયે વિનયનો તો ત્યાગ જ કરવો ઉચિત છે. આમ કહી રાજા પોતાના ગૃહપ્રતિ ચાલ્યો ગયો. તે, સંજ્ઞાવડે સઘળા બ્રાહ્મણો વિગેરેને છોડી જવા કહી, પોતાનાં દુષ્કૃત વિશે વિચાર કરતો પોતાના મંદિરમાં ગયો.

**संज्ञयैव ततो लोकान् विप्रमुख्यान् विससर्ज सः**
**स्मरन् दुष्कृतमात्मीयं विवेश निजमंदिरम् ॥**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना
प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे सप्तसप्ततितमोऽध्यायः ॥ ७७ ॥

# અધ્યાય ૭૮ મો.

## રામ તથા અર્જુનનું યુદ્ધ.

**शौनक उवाचः-ततः किमभवत्सूत निर्गते हैहये गृहात्।**
**किमकारी तदा तेन रामेण युद्धमिच्छता ॥**

શૌનક બોલ્યાઃ-હૈહયે ઘરમાંથી નિકળ્યા પછી શું કીધું? તથા યુદ્ધની ઇચ્છાવાળા રામે શું કીધું? તથા તેઓ વચ્ચે કેવા પ્રકારનું યુદ્ધ થયું? તે સર્વ મને વિસ્તારથી કહો. આ વિશે મને મોટો સંશય છે. સૂત પુરાણિક બોલ્યાઃ—કાર્તવીર્ય પુત્ર ગયા પછી રામ ધનુષ્યની દોરી ક્રોધથી ચઢાવતો હતો તેવામાં તેણે અંતરિક્ષમાંથી ઉતરતા નારદ મુનિને જોયા. ભસ્મ જેને શરીરે ચોપડી છે તથા શ્વેત પુષ્પ સરખા ગૌરવર્ણવાળા નારદ મુનિને જોઇ ધનુષ્ય સાથે રામ તેને વંદન કરવા લાગ્યા. નારદ મુનિએ કહ્યું કે, તમે એકાકી શત્રુના સમીપમાં કેમ ઉભા છો? તમે હાથમાં ધનુષ્ય રાખી મુનિને કેમ પ્રણામ કરો છો? એ મને ઘણું વિચિત્ર લાગે છે.

રામ બોલ્યાઃ—મેં અશેષ ક્ષત્રિયોનો અંત લાવવા ધાર્યું છે. તેથી હાથમાં ધનુષ્ય પકડેલું મારાથી હાલ મૂકાય એમ નથી. આ રાજાએ મારાં માબાપોને હણી બળાત્કારે ગાયને પકડી આણી છે, તથા જેમ સર્પ રાફડામાં ભરાઇ બેસે તેમ ઘરમાં બેસી રહ્યો છે. હું તેનો વધ કરી કામધેનુને છૂટી કરીશ. આ રીતનો મારો ઉદ્યોગ છે. હું માત પિતાથી વિયોગી થયો છું અને એકાકી છું, પણ તમારા સરખાના આગમનથી હું સહાયવાળો થયો છું. આપ સરખાનાં દર્શન માત્રથી જ પ્રાણી દુઃખમાંથી મુક્ત થાય છે તથા ઇચ્છિત ફળ મેળવે છે.

નારદ બોલ્યાઃ—તમે ભાગ્યશાળી છો તથા ત્રણ જગતના પ્રભુ છો. હે રામ! તમારા નામસ્મરણ માત્રથી પ્રાણી દુઃખથી મુક્ત થાય છે. હું હૈહય પાસે જઇ પાછો આવું ત્યાંસૂધી આપે અત્રે જ રહેવું. આ પ્રમાણે રામને કહીને તથા પ્રદક્ષિણા કરીને

બુદ્ધિમાન્ નારદ મુનિ ચાલતા હૈહય પાસે ગયા. રાજાએ મુનિને દૂરથી આવતા જોઇ આસનપરથી ઉભા થઇ તેમને વંદન કીધું. કામ ક્રોધથી રહિત સત્યયુક્ત વચન મુનિ કહેવા લાગ્યાઃ–હે ધરાધીશ ! તું તપસ્વીઓના સરખો શ્રેષ્ઠ નથી તથા તેઓની ગતિને તું પામ્યો નથી. તું પુરુરવના કુળ વિશે પૂજ્ય એવો ઉત્પન્ન થયો છે. છતાં આવી બુદ્ધિ તને કેમ સૂઝી કે, તેં આવું અનિષ્ટ કર્મ કીધું ? અગ્નિનો ગુણ અન્ન પકવવાનો છે તથા સૂર્યનો ગુણ પ્રકાશ આપવાનો છે. આ બે રીતના ગુણોથી પણ અધિક હરિ, હર તથા બ્રહ્મા સદૃશ જમદગ્નિ તથા લક્ષ્મી, ગૌરી તથા સાવિત્રી સરખી પતિવ્રતા રેણુકા તે બેઉની તેં હત્યા કીધી, એ ઘણું જ દુષ્કૃત કર્મ કીધું છે. સર્વ વેદ તથા તેના અંગને જાણનાર, પોતાના ધર્મ વિશે રક્ત, દોષરહિત એવા બ્રાહ્મણને મારવાથી તેં બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત્ત કીધું છે. મોટા પાપનિવારણ અર્થે મુખ્ય ધર્મ એ છે કે, બ્રાહ્મણનું તથા ગાયોનું રક્ષણ કરવું. આ રીતનું મન્વાદિ કહી ગયા છે, પણ તમે આ સર્વથી વિપરીત કર્મ કીધું છે. અપૂજનીય એવી સ્ત્રીની હત્યા કરવાથી તે માણસ આ લોકને વિશે તેમ જ પર લોકને વિશે સુખ મેળવતો નથી તો જન્મથી જ શ્રેષ્ઠ એવી રેણુકા પતિવ્રતાની હત્યા કરવાથી સેંકડો બ્રહ્મહત્યા જેટલું તને પ્રાયશ્ચિત્ત લાગ્યું છે. અત્રિગોત્ર વિશે પૃથ્વીપર રેણુ નામના રાજાથી ઉત્પન્ન થયલી આ રેણુકા હતી. હે હૈહયેશ્વર ! આ રેણુકાનો તથા જમદગ્નિ જેવા ઋષિનો નાશ કરવાથી તારા શરીરનો જલદી નાશ થશે. બ્રાહ્મણનો ઝેરરૂપી અગ્નિ તારો તથા તારાં સ્ત્રી પુત્રાદિ સર્વનો નાશ કરશે. કારણ મહાન્ પુરુષોનો કોપ એકદમ શાંત થતો નથી. તું તારા પુત્ર પૌત્રાદિક સહિત રામને શરણે જા. મોટા પુરુષનો કોપ નિષ્કલંક ભાવથી શાંત થાય છે.

સૂતપુરાણિક બોલ્યાઃ–નારદમુનિનું બોલવું સાંભળીને હૈહય ઘણો ક્રોધે ભરાયો તથા મુનિને છોડી દઇ પોતાના ઘરમાં ચાલ્યો ગયો. નારદમુનિ તે રાજાનું આવું વિલક્ષણપણું જોઈ ઘણા ક્રોધે ભરાયા તથા પરશુરામની પાસે જઇ તેને આ રાજાનું સર્વ ચેષ્ટિત નિવેદન કીધું તથા શિવ, ગણપતિને પ્રસન્ન કરવા સંબંધી સર્વ વિદ્યા

રામને શિખવી. શંકર તથા ગણુપતિ પ્રસન્ન થવાથી ત્યાં પ્રકટ થયા અને રામને શંકર નીચે પ્રમાણે કહેવા લાગ્યા કે તને હુંમેશ વિજય થાવો અને હું તારા ભુજ વિશે આશ્રય કરી રહીશ.

ગણુપતિ બોલ્યાઃ-તારી પરશુવડે તું સર્વ શત્રુને જિતીશ. આ પરશુથી તું અર્જુનના હજાર હાથ કાપી નાંખજે. તારાં સર્વ અંગો કુશળ રહેશે. બ્રાહ્મણુની જ્યાં સૂધી તું સેવા કરીશ ત્યાં સૂધી હું તને સહાય કરીશ. તું દુરાત્મા હૈહય સાથે યુદ્ધ કર. બ્રાહ્મણનો દ્વેશ કરનારા નિઃશેષ સર્વ ક્ષત્રિયનો તું સંહાર કર. આ પ્રમાણે કહી શંકર તથા ગણુપતિ અન્તર્ધ્યાન થયા. રામ હાથ વિશે ધનુષ્ય લઈ દોરી વિશે બાણો યોજવા લાગ્યા. સ્કંધપર કુહાડો લઇ કેળના સ્તંભો તથા નાળિએરીનાં વૃક્ષો પણ છેદવા લાગ્યા. શાલ, તમાલ વિગેરે હજારો વૃક્ષોને શરસમૂહથી કાપવા લાગ્યા. ગોપુરનું છેદન કરવા લાગ્યા. પવિત્ર રાજમાર્ગો વિશે નવા નવા મહેલોમાં આગ લગાડવા માંડી. આ રીતે રામે નગરને પીડવા માંડયું. સર્વ સચિવો આ પ્રકાર જોઈ રામને સર્વ વૃત્તાંત કહેવા લાગ્યા. સચિવો બોલ્યાઃ-જલયંત્ર તથા સર્વ ઉદ્યાન શરસમૂહથી એણે છેદી નાંખ્યાં છે. હે પૃથ્વીપાલ! રામે સર્વ પૃથ્વીને ઘેરી લીધી છે. ગોપુરોને ભાંગી નાંખ્યાં છે તથા દુકાનો બાળી નાંખી છે. જે સૈન્ય એને જિતવા આવ્યું તે સર્વને એણે ભગાડી મૂકયું છે. પૌરજનો સ્ત્રી સહિત દિશાઓમાં નાશ ભાગ કરે છે. ભાર્ગવ એક છે છતાં તે અનેક પ્રકારનો લાગે છે. સૂર્ય જેમ એક છે છતાં સર્વ સ્થળે તપે છે તેમ તે એક છે છતાં બધાને ધ્રુજાવી મૂકે છે. સામ, દામ, ભેદ અથવા દંડ એમાંના કોઇ પણ ઉપાયથી એને શાંત કરવા જોઇએ.

રાજા બોલ્યાઃ-મોટા કુવાડાથી ઝાડનું છેદન કીધું, તેથી શું થયું? ભાલાથી નગરને છિન્નભિન્ન કીધું, તેથી શું થયું? પડવા યોગ્ય સ્તંભો પડયા હશે, તેથી શું થયું? તથા સુખી ભીરુ લોકો વગર વિચારે નાશી જાય છે. કયાં મારા હજાર હાથો અને કયાં તે મુનિના બે હાથો? ભીરુ લોકોનું કેવું અવિવેકપણું છે? એકે આકાશ વિશે એક લતા જોઇ, બીજાએ તેપર પુષ્પ જોયું તથા

અન્ય લોકોએ આ વાત ખરી માની. ભ્રમિત દૃષ્ટિવાળા એકે સેંકડો ચંદ્ર દીઠા તથા મૂર્છિત એવા અન્ય લોકોએ તે વાત ખરી માની. એ ભિક્ષુક મુનિ ક્યાં અને ચક્રવર્તી એવો હું રાજા ક્યાં? રામ સાથે મારે લઢવું, એ લજ્જાસ્પદ છે. કારણ સિંહ સસલા સાથે લડે છે તે યોગ્ય ગણાય નહિ. સિંહ તથા સસલાના યુદ્ધથી જેમ હાંસી થાય, તેમ મારું તથા એનું યુદ્ધ હાસ્યને પાત્ર છે. મોટા ક્ષત્રિયના સમક્ષમાં પોતાના માણસથી અથવા પારકાથી લોકપીડા થાય તો તેમાં તે ક્ષત્રિયના યશને હાનિ પહોંચે છે. માટે લોકને પીડા કરનાર રામ સાથે હું યુદ્ધ કરીશ. સૂતપુરાણિક બોલ્યા:-તે રાજા રથમાં બેસી યુદ્ધની ઇચ્છાથી નિકળ્યો. હું રામને રણમાંથી શરવડે નશાડી મૂકીશ, એમ કહી બંદીથી સ્તુતિ કરાયલો તે સૈન્ય સહિત તટપર જ્યાં રામ હતા ત્યાં આવ્યો. ત્યાં ઉદ્યાન તથા લોકોને શરવડે હણુતા એવા રામને તેણે જોયા.

રાજા બોલ્યો:-હે વિપ્રર્ષિ! તું કોપ શાંત કર. મારી સમીપ સ્થીર ઉભો રહે, તથા તારા મનમાં જે ઇચ્છિત હોય તે મને કહે. રામ બોલ્યા:-જે માણસના માતપિતાને માર્યાં તથા ગાયનું હરણ કીધું તે હું રામ જમદગ્નિ તથા રેણુકાનો પુત્ર થાઉં છું. તું જો ગાયને મુક્ત નહિં કરીશ તો હું તારા કુળનો સંહાર કરીશ. હે પૃથિવીપતે! આ સિવાય બીજી કાંઇ પણ ઇચ્છા મને નથી. જે હસ્તથી તું ભોગ આરોગે છે તે હસ્તવિશે શસ્ત્ર પકડ નહિં. પણ જે હાથથી તેં રેણુકાને હણી તથા ગાયનું હરણ કીધું, તે હાથથી મારી સાથે યુદ્ધ કર. જે હાથથી ગાયને ખજવાળે છે જેથી બ્રાહ્મણોને અભિવંદન દે છે તથા તું દાનાનિક કરે છે તે હાથને તું આગળ ધર.

રાજા બોલ્યો:-હે રામ! તારી માતપિતાપર પ્રીતિ જોઇ હું પ્રસન્ન થયો છું. સર્વ જણે ઉચિત સાથે યુદ્ધ કરવું, પણ પોતાથી બળિયા સાથે યુદ્ધ કરવું નહિ. આથી તો જણાઈ આવે છે કે તું મૂઢ પ્રકૃતિવાળો છે. હે બાલ! હવે તું ચાલ્યો જા. મેં તારું શૂરપણું જોયું. ગંગાના જળથી સ્નાન કરી તું તારા પિતાનું તર્પણ કર. રાજા શસ્ત્રવડે શૌર્ય બતાવે છે અને બ્રાહ્મણ વાણીથી શૌર્ય બતાવે છે.

રામ બોલ્યાઃ-તું હસવા અથવા બબડવા જેવું વચન બોલ નહિ. હે રાજા! તેં મને કહ્યું કે પૂર્વજોનું તર્પણ ગંગાજળથી કર. પણ મારો નિયમ એ છે કે, ક્ષત્રિય સર્વ કુળનો સંહાર કરી, તેનાં પાંચ ખાબોચિયાં બનાવી તેને ગંગાજળ સાથે મેળવ્યા પછી હું મારા પિતૃઓનું તર્પણ કરીશ. આ રીતનો મારો દૃઢ નિશ્ચય છે. આ રીતે કહી ભાર્ગવે સાત બાણો લઇ તેને કર્ણપર્યંત ખેંચી રાજાને માર્યાં. રાજા પણ બાણસમૂહથી તેને હણવા લાગ્યો. ભાર્ગવ હસ્ત ચાપલ્યથી તેનાં બાણોનું છેદન કરવા લાગ્યો. હૈહય તથા રામના બાણુથી આકાશ વિશે જાણે પતંગીઆં ઉડી રહ્યાં હોય તેમ આકાશ વ્યાપ્ત થવાથી સૂર્ય ઢંકાઇ ગયો. ભાર્ગવ પગે ચાલતો હતો તથા રાજા રથપર બેસી યુદ્ધ કરતો હતો. આ રીતે વિષમ યુદ્ધ હતું છતાં યુદ્ધ ઘણા ઘોર પ્રકારનું ચાલ્યું. રામે રાજાની છાતીમાં દશ બાણ માર્યાં તથા રાજાએ દશ બાણ તેનાપર છોડયાં. રામે સો બાણથી રાજાની જંઘા, ઉરુ, નાભિ તથા હૃદયને વિંધી નાંખ્યાં. ઘણા જ ક્રોધથી તેઓ લઢવા લાગ્યા. આ રીતે સાત દિવસ સૂધી યુદ્ધ ચાલ્યું. એકબીજાને જયની ઇચ્છાવાળા કોઇ પણ નમ્યા નહિં. પછી રાજાએ હાથમાં ખડ્ગ લઇ રામને હણવા તેના ખભાપર માર્યું. રામે તે ખડ્ગના શસ્ત્રની ધારથી સેંકડો કટકા કરી નાંખ્યા. હૈહયે રામને સો બાણ માર્યાં પણ રામે સામાં બાણ મારી તેને છેદી નાંખ્યાં. રાજાએ ગદા ફેંકી પણ રામે બાણ મારી તેને છેદી નાંખી. રાજાએ રામને સો, હજાર તથા કરોડો બાણથી ઢાંકી દીધા. આ બાણ સમૂહથી ભાર્ગવ ઢંકાઇ ગયો. પણ જરા વારમાં તે શરજાળનું તેણે છેદન કીધું. રામે રાજાને મોહજાળની માફક બાણોથી ઢાંકી દીધો. રાજા આથી ઘણો સંતાપને પામ્યો. પણ થોડી વારમાં તેણે શરવડે તેનું છેદન કીધું. યુદ્ધમાં શર નાંખવું, અંગનું રક્ષણ કરવું, છટકી જવું, લઘુપણું, મૃદુપણું તથા ધૈર્યપણું રામ સરખું બીજા કોઈ વિશે હતું નહિ. સર્વ જનો પૃથ્વીપર રહેલા સર્વ યોદ્ધાઓને જિતનાર રામને માનવા લાગ્યા, તથા વિચારવા લાગ્યા કે આ કોઈ રામ નામનો વિપ્ર નથી પણ જાતે વિષ્ણુ ભગવાન્ હોય એમ લાગે છે. પછી રામે તીક્ષ્ણ મુખવાળાં અર્ધચંદ્ર સાત બાણો મૂકયાં. આમાંના એક

બાણથી સારથિને માર્યો, બીજાથી રથધ્વજને પાડી નાંખ્યો, ત્રીજાથી મુકુટ ઉરાડી દીધો તથા બાકી રહેલાં બાણોથી ઘોડાઓને પાડયા. પછી રોષથી સંતપ્ત થયલા હૈહયે જમદગ્નિને શક્તિ મારી. આ શક્તિ વાગવાથી ભાર્ગવ પૃથ્વીપર પડયો. તેણે શિવે કહેલી સંજીવિની મંત્ર યાદ કીધો, જેથી એક ક્ષણમાં રામે પોતાનું જીવિત પાછું મેળવ્યું. જ્યારે રામ ઉઠયા ત્યારે તેણે રાજાને ધનુષ્ય સહિત ઉભેલો જોયો તથા રામે ક્રોધથી એક અર્ધચંદ્ર બાણ ફેંકયું, જેના રાજાએ બે કટકા કરી નાંખ્યા. પછી અર્જુન ઘણો કોપાયમાન થયો અને ધનુષ્ય વિશે સો બાણ ચઢાવી રામને માર્યાં. રામે ચપળતાથી તે બાણનું છેદન કીધું. પછી હૈહયે રામને અગ્ન્યાસ્ત્ર મૂકયું. આ અગ્ન્યાસ્ત્ર આવતું જોઇ રામે પર્જન્યાસ્ત્ર મૂકયું, આથી રાજાનું સઘળું સૈન્ય પરાભવ પામ્યું. પછી રાજાએ મેઘાસ્ત્ર મૂકયું, પણ રામે પવનાસ્ત્રવડે તે મેઘાસ્ત્રને છિન્નભિન્ન કરી નાંખ્યું. પછી રામે નાગાસ્ત્ર મૂકયું. નાગાસ્ત્રથી પીડાયલો રાજા ગરુડાસ્ત્ર મૂકી છૂટો થયો, તેવામાં પરશુરામે નારાયણાસ્ત્ર છોડયું. આ નારાયણાસ્ત્ર સર્વ દિશાઓને જાજ્વલ્યમાન કરતું રાજા પાસે ગયું. આથી રાજા ઘણો બીવા લાગ્યો. ગરુડો નારાયણને અસ્ત્રરૂપે આવેલા જોઈ હાથો જોડી, હે ગોવિંદ! તમારો જય થાઓ, હે વૈષ્ણવાસ્ત્ર! તમને નમસ્કાર છે. અમો ગરુડો મંત્રાધીન છીએ, માટે અમે સર્પ ભક્ષણ કીધા. પણ તમારા અસ્ત્રને સઘળું સંસારચક્ર વશ છે. આમ કહી ગરુડાસ્ત્ર આકાશ વિશે લુપ્ત થઇ ગયું. આથી બીધેલા રાજાએ એકાદશ રુદ્રના રૂપવાળું રુદ્રાસ્ત્ર નાંખ્યું. આ રુદ્રાસ્ત્રના દર્શનથી વૈષ્ણવાસ્ત્ર નાશી ગયું. પછી રામે ડાબા હાથમાં પરશુ લઇ રાજાના ખભાપર મારી. એક, બે અને ત્રણવાર મારીને રામે રાજાના બધા હાથોનું છેદન કીધું. પણ સાત મુહૂર્તમાં રાજાએ પાછા બે બાહુ ઉત્પન્ન કીધા. પછી રામે રક્ષણ કરતા સારથિ, ધ્વજ તથા પૃષ્ટપાલને બાણ મારી હણ્યા. સારથિ મરવાથી તથા રથ ભાંગી જવાથી પૃથ્વીપર ઉભેલો રાજા પોતાના હજાર હાથો કપાઇ જવાથી જાણે શિવ ઉભા હોય એવો શોભતો હતો. પછી હૈહયે અનુસૂયા પુત્રનું સ્મરણ કીધું, જેથી તેના હજાર હાથો

પાછા ઉત્પન્ન થયા. પછી રામે ફરી કુવાડાથી રાજાના હજાર હાથ કાપી નાંખ્યા. આ રીતે રામે ઘણીવાર રાજાના હાથો કાપી નાંખવા છતાં તે હાથો ફરી ઉત્પન્ન થવાથી રામને ઘણો શ્રમ પ્રાપ્ત થયો. આ સમયે ભક્તવત્સલ ગણપતિ ત્યાં આગળ પ્રકટ થયા. રામને અભિષેક કરી મર્મવાળું વચન ગણપતિ બોલ્યા.

ગણેશ બોલ્યાઃ—આ રાજાનો દેહ ફરી ફરી ઉત્પન્ન થાય એમ છે. આ રાજાના હાથો ફરીથી જન્મવાનું કારણ હું કહું તે સાંભળ. એના હૃદય વિશે અમૃત કુપ છે તેથી એનું મરણ થાય એમ નથી. તું કુવાડાથી એનું હૃદય છેદ. આ કર્મ કરવાથી તું તારી સિદ્ધિ મેળવીશ. આમ કહી ગણપતિ ત્યાંથી અંતર્ધ્યાન થઇ ગયા. રામે કુવાડાથી તેનું હૃદય છેદી નાંખ્યું. રામે જેવું તેનું હૃદય ચીર્યું કે તે રાજા પૃથ્વીપર પડયો. કાર્તવીર્ય પુત્ર હૈહય વજ્રપાત થવાથી જેમ ગિરિ ઢળી પડે તેમ ઢળી પડયો. આ રાજા પડવાથી તેના અંદરથી તેજ હતું તે નિકળી ભાર્ગવ વિશે દાખલ થયું. હૈહયને માર્યા પછી રામે બીજા સાત દિવસમાં તેના સર્વ લશ્કરને કાપી નાંખ્યું. સત્યસંઘ એવા રામના મસ્તકપર દેવો પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. પછી ભાર્ગવ પુરવિશે દાખલ થયો તથા રાજાના ઘરમાં બાંધેલી સુરભિને છોડી નાંખી. પછી કોદંડપરથી મૌર્વી—દોરીને તેણે ઢીલી કીધી, અને રેવા નદી વિશે સ્નાન કરી પિતૃતર્પણનો આરંભ કીધો.

**अवातरत्ततो मौर्वीं कोदण्डात्स भृगुद्वहः ।**
**स्नात्वा रेवाजले रम्ये प्रारभ्य पितृतर्पणम् ॥**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना प्रसिद्धीकृते गुर्ज्जरभाषान्तरे अष्टसप्ततितमोऽध्यायः ॥ ७८ ॥



# અધ્યાય ૭૯ મો.

## રત્નસેન આખ્યાન.

ऋषयऊचुः-हैहये निहते सूत रामेणानंतमूर्तिना ।
कथं निःक्षत्रिया भूमिः कृता तेन च विष्णुना ॥

ઋષિઓ બોલ્યાઃ-હૈહયનો નાશ થયા પછી અનંત મૂર્તિ રામે કેવી રીતે પૃથ્વી નિઃક્ષત્રિય કીધી? નિઃક્ષત્રિય કીધા પછી પૃથ્વીપર કોણ રહ્યો? બ્રાહ્મણોથી રક્ષાયલું ક્ષાત્ર બ્રહ્મક્ષત્ર કેવી રીતે કહેવાયું? તથા કયા ઋષિએ ક્ષત્ર કુળનું પહેલું રક્ષણ કીધું? કયો રાજા રામથી બચવા પામ્યો? તે સર્વ હે સૂતનંદન! મને વિસ્તારથી કહો. મહાબુદ્ધિમાન્ સૂતપુરાણિકને નૈમિષારણ્યને વિશે રહેલા સર્વ ઋષિઓએ આ રીતનો પશ્ન પૂછયો ત્યારે તે વ્યાસના મુખથી જે સાંભળ્યું હતું તે, તેઓને કહેવા લાગ્યા. સૂત બોલ્યાઃ-સર્વ મુનિઓને નમસ્કાર કરી હું નારાયણ સંબંધી કથા કહું છે, જેના શ્રવણ માત્રથી સંસારોત્પત્તિનો ભય ટળી જાય છે. હૈહયને માર્યા પછી રામે ક્ષત્રિયનો અંત લાવવા વિચાર્યું. કારણ હૈહયના ક્ષત્રિય પુત્રોએ મારા પિતાનું મરણ કીધું. તેથી હું સર્વ પૃથ્વી નિઃક્ષત્રિય કરીશ એવું તેણે પણ લીધું. ક્ષત્રિયોના લોહી તથા મસ્તકથી ભરપૂર પૃથ્વી કરવાનો તેણે નિશ્ચય કીધો. આ રીતનો નિશ્ચય કરી પૂર્વ ભાગ વિશે પૃથ્વીને નિઃક્ષત્રિય કરવા નિકળ્યા. ત્યાં ઘણા ક્ષત્રિયોને તેણે માર્યા. એ રીતે પશ્ચિમ, ઉત્તર તથા દક્ષિણ દિશાઓ વિશે કીધું. પછી હરિ ધારવા લાગ્યા કે, મેં પૃથ્વીનો ભાર ઉતાર્યો. તે એક સમય સિંધુ દેશ વિશે ગયા, જ્યાં સર્વે ઋષિઓએ તેમનું સારી રીતે યજન કીધું. નગર વિશે રહેલા સર્વ બ્રાહ્મણો તથા સર્વ જનો ભયથી રામને શરણે ગયા. ત્યાં પાંચ દિવસ રહી તે નગર રામે નિઃક્ષત્રિય કીધું. આ રીતે ક્ષત્રિયનો ક્ષય થયે છતે સૂર્ય વંશ વિશે ઉત્પન્ન થયેલો રત્નસેન નામનો રાજા રામના ભયથી ગુપ્ત વેશ ધારણ કરી, નગરમાંથી બહાર પોતાની પાંચ સ્રીઓ સહિત નાશી ગયો.

તેની પાંચે સ્ત્રીઓ ચંદ્રાસ્યા, પદ્મિની, પદ્મા, સુકુમારી તથા કુશાવતી નામની ગર્ભવાળીઓ હતી. રાજા તેઓને પૂછવા લાગ્યો કે, આપણે હવે ક્યાં જવું? પૃથ્વી અથવા પાતાલ વિશે એવી કોઈ જગ્યા નથી કે જ્યાં રામના બાણથી આપણું રક્ષણ થાય. ક્ષત્રકુળના નાશ કરનારા રામથી બચવા હવે આપણે ક્યાં નાશવું? મારું મન એમ છે કે, આપણ નાશી વનમાં કોઈ ઋષિઓના આશ્રમ પ્રત્યે જઈએ. ઋષિના આશ્રમ પ્રતિ રામના બાણનો ભય રહેશે નહી. તે છતાં જો ભય આવશે ને પ્રાણ જશે છતાં આ ગર્ભોથી મારી સંતતિ પૃથ્વી વિશે રહેશે. આમ વિચારી મધ્યરાત્રીએ સ્ત્રીઓ સહિત એક વનમાંથી બીજા વન પ્રત્યે તે નાશવા લાગ્યો, જે વનો ગજ, નાનાં પ્રકારનાં ફાડી ખાનારાં પ્રાણીઓ તથા વૃક્ષો યુક્ત હતાં. આ રીતનાં વનો જોઈ રાજા પોતાની સ્ત્રીઓ સહિત ઘણો દુઃખી થયો. ઘણો સમય વીત્યા કેડે તે રત્નસેન રાજા જ્યાં સરસ્વતી ઉત્પન્ન થયાં છે તે સ્થળ આગળ આવ્યો. આ વન સરસ્વતીના પ્રવાહથી ઘણું શોભતું હતું. ત્યાં તેણે સૂર્ય સરખા તેજસ્વી દધીચિ ઋષિનો આશ્રમ જોયો. જે આશ્રમમાં ઘણા ઋષિઓ તથા પક્ષીસમૂહો હતાં. મયૂરની કેકાવાણી થતી હતી તથા મધમાખોથી તે આશ્રમ વ્યાપ્ત હતું. આ વનમાં શાંત ફાડી ખાનારાં જનાવરો હતાં તથા વેદોના ઘોષથી તે ગાજી રહેલું હતું. આ આશ્રમ પ્રત્યે રત્નસેનરાજા પોતાની સ્ત્રીઓ સહિત દાખલ થયો. ત્યાં સારસ્વત દધીચક નામના ઋષિને તેણે જોયા. તેમને મનવડે નમસ્કાર કરી તેમના ચરણો પોતાના મસ્તકપર ધારણ કીધાં. રાજાના આંખમાં અશ્રુ આવ્યાં; તથા મન, વાણી તથા કર્મવડે સૂર્ય સરખા તેજસ્વી તે ઋષિશ્રેષ્ઠને નમન કીધું. સિંધુદેશના રાજાને પોતાની સ્ત્રી સહિત અહીં આવેલા જોઈ, દધીચક ઋષિ પૂછવા લાગ્યા. ઋષિ બોલ્યાઃ— હે મહિપતિ! તમે રાજ્ય છોડી કેમ અહીં વન વિશે આવ્યા છો? શું શત્રુઓએ આપનો પરાજય કીધો છે? શું દુષ્ટોએ આપનું ધન હરણ કરી લીધું છે? તમારું વદન શા કારણથી શોકવાળું દેખાય છે? હે નૃપનંદ! તમારા મનનું જે દુઃખ હોય તે મને કહો. જો ઇંદ્રસરખાથી પણ આપને દુઃખ થયું હશે તો તે નાશ કરવા

હું સમર્થ છું. આમ કહી તેને પોતાના ચરણ આગળ પડેલા રાજાને બેઠો કીધો. રાજા ઉભો થઇ ગદ્‌ગદિત વાણીથી બોલ્યોઃ-હે ભગવન્! આપને ક્ષત્રિયના નાશ કરનાર રામ વિશે ખબર નથી? તેઓ સિંધુદેશ નગરની સમીપ આવી પહોંચ્યા છે. એમનાથી બીને હું સ્ત્રીઓ સહિત નાશી આવ્યો છું. રામના બાણભયથી હું આપને શરણે આવેલો છું. હે શરણાગત વત્સલ! મારી પ્રસુતિનું આપે રક્ષણ કરવું જોઇએ. મારી બધી સ્ત્રીઓ ગર્ભવાળી છે. આ રીતે કહી રાજા વિરામ પામ્યો. આ રીતનું વચન સાંભળી ઋષિ આદર સહિત કહેવા લાગ્યા. ઋષિ બોલ્યાઃ-હે રાજન્! તું મનમાંથી બધું દુઃખ છોડી દઇ સુખથી અહીં રહે. જો તું મારા આશ્રમથી બહાર જઈશ તો ખચીત મરીશ. મારા આશ્રમ મધ્યે તને રામના બાણોનો ભય રહેશે નહી. તું તારી સ્ત્રીઓ સહિત આશ્રમમાં રહે તથા કંદ, મૂળ તથા ફળ ફળાદિનું ભક્ષણ કર. આ સ્થળ કામધેનુના દુધથી સિક્ત હોય તેમ સર્વ રસથી ભરપૂર છે. આમ કહી પોતાના આશ્રમના મધ્ય ભાગ વિશે તેને રાખ્યો. તે ઋષિના તેજ પ્રભાવથી તે રાજા સુખે ત્યાં રહેવા લાગ્યો. સ્ત્રીઓને સુખ કરવા તથા આત્માનું રક્ષણ કરવા તે ત્યાં રહ્યો તથા વિચારવા લાગ્યો કે મને પુત્રોત્પતિ ક્યારે થશે? રામે જ્યારે સિંધુ નગરમાં કોઇ પણ ક્ષત્રિયને જોયો નહીં ત્યારે તે ત્યાંથી પાછા નિકળ્યા તથા દેશ દેશાંતરમાં જ્યાં જ્યાં ગયા ત્યાં સર્વ સ્થળે ક્ષત્રિયનો નાશ કીધો. પછી રામ સારાં સારાં તીર્થોને જોતા જાતા જ્યાં હિંગુલા તથા યમુના નદી આવેલાં છે ત્યાં આવ્યા. ત્યાંથી અલકનંદા, પંપા તથા ભીમરથી પ્રત્યે ગયા. ત્યાં જે જે ક્ષત્રિયો ઋષિઓના આશ્રમોમાં જોવામાં આવ્યા તેનો સર્વેનો ક્રોધવડે તેમણે નાશ કીધો.

यस्मिन् दृष्टं क्षत्रकुलं मारितं तत्र तेन वै ।
ऋषीणामाश्रमाः सर्वे पश्यन् क्रुद्धो विनिर्ययौ ॥

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे एकोनाशीतितमोऽध्यायः ॥ ७९ ॥



# અધ્યાય ૮૦ મો.

## દધીચિયે કાળ સંબંધી કરેલું વિવેચન.

ऋषय ऊचुः-सूतसूत वदास्माकं रत्नसेने स्थिते सदा
आश्रमे ऋषिवर्यस्य संततिस्तस्य कामवत् ॥

ઋષિઓ બોલ્યાઃ-હે સૂત! રત્નસેન ઋષિના આશ્રમમાં રહેતો હતો ત્યારે તેને શું સંતતિ થઇ? તે સર્વ અમને કહો. રામે અખિલ પૃથ્વીને નિઃક્ષત્રિય કરવા ઉદ્યોગ આરંભ્યો હતો. છતાં રત્નસેનની સંતતિ કેવી રીતે બચી જવા પામી? રત્નસેનનું કોઇએ રક્ષણ કીધું કે, તેને મારી નાંખવામાં આવ્યો? અથવા તે મરી ગયો? તે સર્વ અમને કહો. રત્નસેન જીવતો હોય તો નિઃક્ષત્રિય પૃથ્વી કરવાનો રામનો શ્રમ ફોકટ છે. સૂતપુરાણિક બોલ્યાઃ-દધીચિયના પ્રતાપથી તે રાજા સુખથી પોતાની સ્ત્રીઓ સહિત આ આશ્રમમાં રહ્યો. કાળ પૂર્ણ થવે તેની પાંચ સ્ત્રીઓએ પાંચ સ્વરૂપવાન્ પુત્રોનો જન્મ આપ્યો. રાજા પુત્રોને જોઇ ઘણો હર્ષ પામ્યો. રાજાએ ઋષિને કહ્યું કે વેદ પારંગત બ્રાહ્મણો પાસે આ પુત્રોનું જાત કર્માદિ થવું જોઈએ, માટે આપે પધારી સંપત્તિ તથા સંતતિને વધારનારું તે કાર્ય કરાવવું જોઇએ. દધીચિયે મોટા હર્ષથી તે રાજપુત્રોના જાત કર્માદિ સંસ્કારો કરાવ્યા. પછી તે રત્નસેનને ઋષિ કહેવા લાગ્યા કે, ચંદ્રાસ્યા વિશે ઉત્પન્ન થયલા કુંમારનું નામ જયસેનક, પદ્મિનીથી થયલાનું નામ બિંદુમાન, પદ્મા વિશે થયલાનું નામ વિશાળ, સુકુમારી વિશે થયલાનું નામ ચંદ્રશાળ તથા કુશાવતીના પુત્રનું નામ ભરત પાડવું. આ રીતે નામ કરણાદિ સંસ્કારો કીધા. પછી ઋષિ મધ્યાન્હિક કર્મ આટોપવા સરસ્વતીના તીરપર ગયા. આશ્રમ વિશે પુત્રો ચંદ્રની કળા પેઠે વધવા લાગ્યા. પુત્રોને જોઇ માતાઓને ઘણો હર્ષ પ્રાપ્ત થયો. તે રાજપુત્રો ઋષિપુત્રો સાથે આશ્રમમાં બાળચેષ્ટા કરતા હતા. આ પ્રમાણે પાંચ વર્ષ તે આશ્રમમાં રહેતાં રત્નસેનને નિકળી ગયાં. પછી એક સમય રાજા કહેવા લાગ્યોઃ-પાંચ અથવા છ વર્ષ રામનાં બાણથી ક્ષત્રિયોને

પીડવામાં વહી ગયાં છે. માટે શું હવે તેઓ પોતે શાંત થઈ બેઠા હશે કે કેમ? રામનું સ્મરણ થવાથી મારા પ્રાણો છૂટી જાય છે. યોગીઓ શું કરે છે કે જેથી તેઓનાં મૃત્યુ થતાં નથી. મૃત્યુ થનારાં ચિન્હો યતિઓ કેવી રીતે જાણે છે? તે સર્વ હે ઋષિ શ્રેષ્ઠ! મને કહો. સૂત બોલ્યાઃ—રાજાનું આ વચન સાંભળી દધીચિયને હસવું આવ્યું અને કહ્યું કે મારી આજ્ઞાથી મારા આશ્રમ વિશે તમારે કોઈ રીતે મૃત્યુનો ભય રાખવો નહિ. બાર વર્ષ સૂધી ક્ષત્રિયોનો પરશુરામ સંહાર કરશે, અને એકવીશવાર પૃથ્વીને નિઃક્ષત્રિય કરી, પછી પોતે શાંતિ પામશે. હું તમને કાળથી ઉત્પન્ન થયલું જ્ઞાન કહીશ, જે જ્ઞાન શિવે પાર્વતીને કહ્યું હતું. પાર્વતી બોલ્યાંઃ—આપની કૃપાથી હું સઘળું જાણું છું. જેવું મંત્રોથી જ્ઞાન થાય તેવું જ્ઞાન જો હું તમને વહાલી હોઉં તો મને કહો. મહાદેવ બોલ્યાઃ—કાળ સમીપ છે તે જાણવાનો ઉપાય હું તમને કહું છું. દિવસ, પક્ષ, માસ, ઋતુ, અયન, વર્ષ વિગેરે સમયો બહારનાં તથા અંદરનાં રહેલાં સ્થૂળ સૂક્ષ્માદિ ચિન્હો સર્વ તમને વિસ્તારથી કહું છું તે તમે સાંભળો. અકસ્માત્ આપણો દેહ પાંડુર લાગે તથા રુવાં ઉભાં થઈ જાય, મુખ, કાન, આંખ તથા જીભ વિગેરે અટકેલાં લાગે ત્યારે જાણવું કે છ માસમાં અવશ્ય મૃત્યુ થશે. રૈરવ નર્કમાંથી ધ્વનિ આવતો હોય એમ સંભળાય તો છ માસમાં મૃત્યુ સમીપ છે એમ જાણવું. સાત દિવસ સૂધી જો ડાબો હાથ ફરકે તથા સર્વ અંગો સંકોડાયલાં લાગે તો એક માસમાં મૃત્યુ થાય એમ જાણવું. નાભિ ફરકનારનું જીવન સાત દિવસ જાણવું. મોઢું તથા જીભ સૂકાનારનું આયુષ્ય છ માસ જાણવું. જો જીહ્વા સ્થૂલ લાગે તથા તેમાં દુખાવો થાય તો આયુષ્ય છ માસનું જાણવું. આરસીમાં પોતાનું મુખ, પાણી, તેલ અથવા ઘીવાળું જુવે તો પણ તે માણસનું છ માસ જીવન જાણવું. પોતાની છાય માથા વિનાની દેખે અથવા તો પોતાને છાયા વિનાનો દેખે તો તે માણસ એક માસ જીવી શકે. આ અંગ સંબંધી કાલ સૂચનાઓ સાંભળી. હવે બાહ્ય સૂચનાઓ સાંભળો. ચંદ્ર અથવા સૂર્યનું બિંબ કીર્ણ રહિત જુવે અથવા તો પદ્લાકારમાં

જુવે તો ૧૫ દીવસમાં તે મરણ પામે. અરુંધતી મહાન્ યાત્રા કરતાં અથવા ચંદ્ર લાચ્છન રહિત જોવાય અથવા મેઘ રહિત વિજળી અથવા ચક્ર જોવામાં આવે તો છ માસમાં તે માણુસ મરણ પામે. રાત્રીમાં ધનુષ્ય જોવામાં આવે તથા દિવસે બપોરના હોડી ડુબેલી દેખાય અથવા પોતાને કાગડા તથા ગીધથી વિંટાયલો લાગે તો તે માણુસ છ માસમાં મરણ પામે. ઋષિઓ સ્વર્ગના રસ્તા વિશે જોવામાં આવે તથા બીજું કોઈ દેખાય નહીં તો તેવા માણુસનું ૬ માસમાં મૃત્યુ જાણવું. અકસ્માત્ રાહુથી સૂર્ય અથવા સોમનો ગ્રાસ થયલો માલમ પડે તો છ માસમાં તેનું મૃત્યુ થાય. ગીધ, કાગડો અથવા કપોત માથાપર આવી બેસે તો એક માસમાં તે માણુસ મરણ પામે. આ રીતનો બાહ્યકાલ સૂચક ભેદ છે. આયુષ્માનોના હિત અર્થે સંક્ષેપથી હું તમને કહું છું. સૂર્ય અથવા ચંદ્ર અસ્ત થતી વખતે વામ અથવા દક્ષિણ હસ્ત જોવાથી કાળ કેવી રીતે માલમ પડે છે તે સાંભળો. ડાબા હાથ વિશે શુકલ પક્ષ ધારવો તથા જમણા હાથ વિશે કૃષ્ણપક્ષ ધારવો. દક્ષિણ સૂર્ય કહેવાય છે તથા વામ ચંદ્ર કહેવાય છે અર્થાત્ દક્ષિણ હસ્ત સૂર્યાસ્ત વખતે જોવો અને વામહસ્ત ચંદ્રાસ્ત વખતે જોવો. પ્રથમ નાહી દેવીનું સ્મરણ કરવું. હાથો દુધથી ધોવા. પછી ગંધ તથા પુષ્પોથી હાથ લેપન કરવા તથા તે વખતે ચતુર્ભુજા દેવીનું ધ્યાન ધરવું તથા એક સો આઠવાર તત્વાત્મક મંત્રનું સ્મરણ કરવું. પૂર્વદિશામાં મુખ કરી હાથ ખુલ્લા કરી આંગળીના વેઢાં જોવાં તથા તે પંદર વેઢાં પંદર તિથિ ગણવી. પછી જે વેઢાની રેખા છેદન થયલી લાગે તે તિથિએ શુકલ અથવા કૃષ્ણ પક્ષમાં મૃત્યુ થશે એમ સમજવું. આ રીતે કાલચક્ર વિશે કહેવાયલું છે. હવે નાદથી ઉત્પન્ન થયલા કાળનું લક્ષણ કહું છું. જેનો સારી રીતે વિચાર કરી પછી કર્મ આરંભ કરવું. હવે મુખ્ય કાળ કેટલા છે તે સાંભળો. ક્ષણ, ત્રુટિ, લવ, નિમેષ, કાષ્ઠ, મુહૂર્ત, અહોરાત્ર, પક્ષ, માસ, ઋતુ, વત્સર, વર્ષ, યુગ, કલ્પ અને મહાકલ્પ. વામ નાડીમાંથી નાદ પાંચ દિવસથી માંડી પચ્ચીશ દિવસ સૂધી થાયતો તે કાળનું પ્રમાણ નીચે પ્રમાણે છે. ઇડાદિ પ્રાણો પાંચ દિવસ સૂધી ડાબી બાજૂથી વહે તો તે માણુસ ત્રણ વર્ષ જીવે દશ

દિન હોય તો બે અથવા ત્રણ વર્ષ જીવે. જો પંદર દિવસ સૂધી તેમ થાય તો એક વર્ષ સૂધી જીવે. વીશ દિવસ સૂધી તેવી રીતે થાય તો તે પુરુષ છ માસ જીવે. પચ્ચીશ દિવસ સૂધી જો ડાબી બાજૂથી વહે તો તે ત્રણ માસ જીવે. છવીસ દિવસ સૂધી વામ બાજૂથી નાદ થાય તો બે માસ જીવે. સત્તાવીશ દિવસ તેમ થાય તો તે પુરુષ એક માસ જીવે. વામ વાયુ વહે તો આ રીતનું પ્રમાણ જાણવું. હવે દક્ષિણ વાયુ વહે તો તેનું પ્રમાણ હું કહું તે સાંભળ. જો છ દિવસ સૂધી દક્ષિણ બાજુથી પવન વહે તો તે પુરુષ બે વર્ષ, આઠ માસ અને ૬ દિવસ જીવી શકે છે. જો આઠ દિવસ તેમ થાય તો બે વર્ષ, ચાર માસ અને ૨૪ દિવસ જીવી શકે. નવ દિન સૂધી એ રીતે થાય તો બે વર્ષ, ત્રણ માસ અથવા બે માસ અને બાર દિવસ જીવી શકે. અગીઆર દિવસ જો તે પ્રમાણે પ્રવાહ ચાલે તો તે એક વર્ષ, નવ માસ અને આઠ દિવસ જીવે. બાર દિવસ સૂધી લાગલાગટ દક્ષિણ બાજૂથી પવન વહે તો તે એક વર્ષ, સાત માસ અને છ દિવસ જીવી શકે. તેર દિવસ થાય તો એક વર્ષ, ચાર માસ અને ચોવીસ દિવસ સૂધી જીવે. જો ચૌદ દિવસ સૂધી તે પ્રમાણે વહે તો બાર માસ જીવે. જો સોળ દિવસ સૂધી તે રીતે વહે તો દશ માસ અને ચોવીસ દિવસ સૂધી તે જીવે. સત્તર દિવસ સૂધી તે રીતે વહેતી હોય તો નવ માસ અને અઢાર દિવસ સૂધી જીવે. જો અઢાર દિવસ સૂધી ઈડાદિના દક્ષિણ બાજૂથી વહે તો તે છ માસ અને બાર દિવસ જીવે. પ્રાણવાયુ વામ બાજૂથી ત્રેવીશ દિવસ સૂધી નીકળે જો ચાર માસ જીવે. જો ચોવીશ દિવસ વહે તો ત્રણ માસ જીવે. જો અઠ્ઠાવીશ દિવસ સૂધી નાડી દક્ષિણ બાજૂથી વહે તો આઠ માસ જીવે. જો ત્રીશ દિવશ તેમ થાય તો તે ત્રણ દિવસ જીવે. દક્ષિણ તરફથી પ્રાણ વહન કરવા વિશે કહ્યું. હવે મધ્યને વિશે સાંભળો. જો એકલો મુખ મંડળમાંથી એક દંડો શ્વાસ ચાલે તો તે માણસ એક દિવસ જીવે. આ રીતે કાળ ચક્ર મેં તમને કહ્યું. હે દેવિ! આ મેં તમને કહ્યું, હવે બીજું શું શાંભળવા ઈચ્છો છો.

**एवमुक्तं महा तुभ्यं कालचक्रमुदाहृतम् ।**
**एतत्ते कथितं देवि किमन्यच्छ्रोतुमिच्छसि ॥**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे अशीतितमोऽध्यायः ॥ ८० ॥

# અધ્યાય ૮૧ મો.

## રત્નસેન વધ.

ऋषिरुवाचः-इत्येतत्कथितं राजन् कालज्ञानं सुविस्तरम् ।
यः पुमान् ज्ञायते नित्यं सकालं ज्ञायते पुनः ॥

ઋષિ બોલ્યાઃ-હે રાજન્! આ રીતે મેં તમને સર્વ કાળજ્ઞાન કહ્યું. જે માણસ આ જાણે છે તેને સર્વ કાળની ખબર પડે છે. સૂતપુરાણિક બોલ્યાઃ-સિંધુસૌવીર દેશના રાજાએ આ રીતે કાલ સંબંધી જ્ઞાન ઋષિ મહાત્માઓથી સાંભળ્યું તથા તેને અનુભવવા લાગ્યા. એક વખત તે રાજા આશ્રમમાંથી બહાર ઘાટા વન વિશે મૃગલીલા વાસ્તે નીકળ્યો. ત્યાં તેણે સસલાં, ડુક્કરો, પાડાઓ, બળદો, ઘોડાઓ, શલ્લકો, મૃગો, વ્યાઘ્રો તથા સિંહોને શિકાર વિશે માર્યા. એક ડુક્કર ઘણું ઉગ્ર દોડનાર હતું, તેને મારવામાં તેને ઘણે દૂર જવું પડયું. આખર એક વનમાંથી બીજા વનમાં એ રીતે તેની પાછળ દોડવાથી તે રાજા ઘણો થાકી ગયો. તે, ડુક્કરને છોડી દઇ એક વૃક્ષ નીચે આરામ લેવા બેઠો. તે વિચાર કરવા લાગ્યો કે, મેં કેવું અણઘટતું કાર્ય કીધું કે સ્વાશ્રમ છોડી દઇ, આ ડુક્કરને મારવા સારું અહીં સૂધી ચાલ્યો આવ્યો. જ્યારે તે રાજા આ રીતે વિચાર કરતો હતો ત્યારે તેણે ક્ષત્રિયના હણનાર રામને કુવાડી સહિત દૂરથી આવતા જોયા. તેને જોઇ રાજા ઘણો બીવા લાગ્યો. પોતાનું તુણીર, બાણ તથા ધનુષ્યને છોડી દઇ તેણે ત્યાંથી નાસવા માંડયું. રામે તેને નાસતો જોયો. એણે સર્વ શસ્ત્રોનો ત્યાગ કીધો છે છતાં એને મારવો જોઇએ, એમ ધારી રામે એક બાણ કાનસૂધી ખેંચી તેને માર્યું. જે કંઠ છેદી બહાર નીકળી ગયું. રાજા રત્નસેન આથી મૃત્યુ પામ્યો અને સ્વર્ગ પ્રત્યે ગયો. રામ તેને મરેલો જોઇ, ગંગાના તીર વિશે બીજા ક્ષત્રિયોનો નાશ કરવા અન્ય વનો પ્રતિ ગયા. આ વખતે રત્નસિંહની પાંચ સ્ત્રીઓએ પોતાના પુત્રોને કહ્યું કે, તમારો પિતા

ક્યાં ગયો છે? તે ખોળી કાઢો. તેને જવાને ઘણો વખત થયો છે અને હજુ પણ આશ્રમમાં આવ્યા નથી. ઋષિ પુત્રો સહિત તમોએ તેની બીજા વન પ્રતિ શોધ કરવી જોઇએ તથા ભોજન સમય થયો છે માટે જલદી તેડી લાવો. આ રીતનું માતું વચન સાંભળી ઋષિપુત્રો સાથે તે રાજપુત્રોએ સરસ્વતી તીર પર રાજાને ખોળ્યો, પણ તે જડયો નહીં. ત્યારે વીલે મોંઢે મા પાસે આવી કહેવા લાગ્યા કે, હે માતા! અમોએ નદી તીરપર પિતાની ઘણી શોધ કરવા છતાં મળ્યા નહી. અમે હવે શું કરીએ? અમારે એને ક્યાં જોવા? અમો પિતા રહિત કેમ થયા હઇશું? પુત્રોનું વચન સાંભળી તે રાણીઓ ઉઠીને જલદી દધીચિના આશ્રમ પ્રતિ ગઈ. પુત્રો સહિત ઋષિને પગે લાગી તેઓ કહેવા લાગી કે, હમારા રત્નસેન સ્વામી ઘણો વખત થયાં આશ્રમથી બહાર ગયા છે ને હજુ આવ્યા કેમ નહીં હોય? આ રીતે કહી તે રાણીઓ રડવા લાગી. ત્યારે ઋષિએ તેઓને આશ્વાસન આપ્યું ને કહ્યું કે, હું એમની ખબર કાઢીશ. પછી દધીચિએ ઋષિ સમૂહોને બોલાવી તેમને કહ્યું કે, હું તમોને કહું છું કે, તમારે બીજા વનોમાં જવું તથા મૃગલીલા અર્થે રત્નસેન ગયો છે તેને લઈ આવવો. ગુરુવાકય સાંભળી તેઓ બીજા વનોમાં રાજાની ખોળ કરવા લાગ્યા. પર્વત, ઝરા, સરોવરો વિશે ઘણે ઠેકાણે રાજાને જોયો પણ દેખાયો નહી. જ્યારે તેઓ પાછા ફરતા હતા ત્યારે રસ્તામાં તેઓએ રાજાનું શબ દીઠું. તેમનું ગળું બાણથી છેદન થયું હતું. આથી ઋષિઓ ઘણો ખેદ કરવા લાગ્યા તથા દોડીને આશ્રમમાં આવી ગુરુને કહેવા લાગ્યા કે, રત્નસિંહ રાજા મરી ગયો છે. પછી ઋષિ, રાણીઓ તથા પુત્રો સહિત રાજા ક્યાં મરી ગયો છે તથા કોણે માર્યો? તે જોવા ગયા. પછી તેઓ સર્વે જ્યાં રાજાનું શબ હતું ત્યાં ગયા. રાજાને જોઇ રાણીઓ તથા રાજપુત્રો ઘણો વિલાપ કરવા લાગ્યાં. તેના ગળામાંથી બાણ કાઢી તેને ત્યાં અગ્નિદાહ કરવાનો ઋષિ વિચાર કરવા લાગ્યા. પછી રાણીઓનો રાજા સાથે બળી મરવાનો દૃઢ નિશ્ચય જોઈ ઋષિ બોલ્યાઃ-હે રાજપત્નીઓ! ધર્મયુક્ત હું વચન કહું તે સાંભળો. વીરપુત્રવાળીએ જો પુત્ર જીવતો

હોય તો તેણે આત્મદેહનો ત્યાગ કરવો તે સારો નહી. માટે મને લાગે છે કે, તમો પુત્રના રક્ષણ માટે આ કૃત્ય કરવું મૂકી દો. રાજપત્નીઓ બોલી:—હે ભગવન્! તમે જે કહ્યું તે સઘળું યથાર્થ છે. છતાં રામબાણથી એવો કયો ક્ષત્રિય હશે કે તે બચી જવા પામશે? હાલમાં ધણીનું દુઃખ છે, પછી પુત્ર દુઃખ આવશે તો હમારાથી કેવી રીતે સહન થશે? જેમ સિંધુ સૌવીર દેશનો રાજા રત્નસેન રામનાં એક બાણથી હણાયો તેમ અકેક બાણથી અમારા પુત્રને રામ હણશે તો પછી અમારી કેવી ગતિ થશે? આ રીતનો વિચાર કરી તે રાજપત્નીઓ પુત્રથી ઉત્પન્ન થયલી માયાનો ત્યાગ કરી તથા પુત્રોને ઋષિને સોંપી ચિતામાં બળી મરવા તૈયાર થઈ. તે પાંચે સ્ત્રીઓએ સરસ્વતીને વિશે સ્નાન કીધું તથા પતિ સાથે ચિતામાં તે પાંચે જણ બળી મોઇ. ત્યાર પછી દાધાંજલિ વિગરે કર્મ કરી, મોટા શોક સહિત તેઓ પાછા આશ્રમ પ્રતિ આવ્યા. ઋષિએ મનમાં વિચાર્યું કે, હવે આ રાજપુત્રો મા બાપ રહિત થયા, રાજ્યથી ભ્રષ્ટ થયા, માટે હવે એનું પ્રયત્નથી રક્ષણ થવું જોઇએ. આ કારણથી તેણે રાજપુત્રોને કહ્યું કે, માબાપ તથા સર્વની ઠેકાણે મને ધારી તમારે હવે અહીં સુખેથી રહેવું. ઋષિનું આ રીતનું વચન સાંભળી તે રાજપુત્રો બોલ્યા:-હે કરુણાસિંધો! અમો શરણે આવેલાનું આપે રક્ષણ કરવું જોઈએ. માબાપ તથા બંધુવર્ગ વિગેરે સર્વમાં આપ છો. આ કારણથી આપના આશ્રમમાં તમે અમારું રક્ષણ કરશો. તેઓનું આ રીતનું વચન સાંભળી ઋષિ બોલ્યા:-તથાસ્તુ! તમે મારા આશ્રમમાં ઘણા સુખચેનથી રહો. જયસેન, બિંદુમાન, વિશાળ, ચંદ્ર શાળક તથા અક્ષરત આ પાંચે ભાઇઓ પાકાં ફળ મૂલાદિ ભક્ષણ કરી સુખથી તે આશ્રમમાં વિહાર કરવા લાગ્યા. આ વખતમાં ક્ષત્રનો નાશ કરનાર ભાર્ગવ દધીચિનો આશ્રમ જોવા ફરીથી આવ્યા. દધીચિયે ભાર્ગવને આવેલા જોઇ વનનાં પુષ્પ તથા ફલાદિથી તેમનું પૂજન કીધું. પછી દધીચિય ઋષિ બોલ્યા:-આપની પાદરેણુથી આ આશ્રમ સનાથ થયો હોય એમ લાગે છે. આપ કયા તીર્થથી અત્રે આ આશ્રમ પવિત્ર કરવા આવ્યા છો? ત્યારે પરશુરામ બોલ્યા:—હે ભગવન્!

ક્ષત્રિયનો અંત આણવા હું પૃથ્વીપર વિચરું છું. જ્યારે રામે આ પ્રમાણે કહ્યું ત્યારે રામના જોવામાં તે રાજપુત્રો આવ્યા. તેથી તેણે પૂછયું કે, આ પુત્રો કોના છે? તે તમે સાચે સાચું કહો. રામના વચન પહેલાં જ દધીચિય બોલ્યાઃ-હું સત્ય કહું છું કે, એ ઋષિપુત્રો છે. આ રીતનું વચન સાંભળી રામ બોલ્યા કે, આ તમારા આશ્રમમાં પુત્રો છે તે બ્રાહ્મણપુત્રો લાગતા નથી. બ્રાહ્મણ તથા ક્ષત્રિયનું રૂપ ભિન્ન હોય છે. આ પુત્રો ક્ષત્રિયના છે તથા તમે એનું રક્ષણ કીધેલું લાગે છે. હું તમારા સમક્ષ જ આ પુત્રોને હણીશ. આ રીતનું રામનું ક્રૂર વચન સાંભળી ઋષિ બોલ્યા કે, હે ભૃગુશ્રેષ્ઠ! તમે ગાયત્રી, વેદ, ઉપનિષત, યોગ તથા સાંખ્યવડે એ પુત્રોની પરીક્ષા લો. આ રીતનું વચન સાંભળી ભૃગુસૂનુ બોલ્યા કે, હું હમણાં મધ્યાન્હિક કર્મ કરવા જાઉં છું, ત્યાંથી આવ્યા પછી આ પુત્રોની પરીક્ષા લઇશ. કોદંદ છે હસ્ત વિશે જેના તથા વલ્કલ વસ્રવાળા રામ આટલું કહી વિરામ પામ્યા તથા સરસ્વતી નદીના તીરપ્રતિ પોતાનું કર્મ આટોપવા ગયા. મધ્યાન્હિક કર્મ કરી રામ પાછા આવતા સૂધીમાં દધીચિય ઋષિએ તેઓના કંઠ વિશે પોતાનું સૂત્ર આપ્યું. તેઓના મસ્તકપર હાથ મૂકી આ રીતે કહેવા લાગ્યા. ઋષિ બોલ્યાઃ-ભાવવાળું મારું વાકય તમે સાંભળો. ભાર્ગવ સમક્ષ વેદ વિગેરે સર્વ નિર્ભય રીતે તમારે બોલવો. વેદોચ્ચાર થવાથી તમને રામથી મૃત્યુભય રહેશે નહીં. વેદોનું શ્રવણ કીધા પછી રામ શું કરશે? તે મને ખબર નથી. દધીચિય આ રીતે કહી રહ્યા પછી રામ આશ્રમમાં આવ્યા. રામ આવ્યા પછી સર્વ ઋષિસંઘે ગાયના દુધ તથા અન્નવડે ભોજન કીધું. વનનાં ફૂળ વિગેરે ભક્ષણ કર્યા પછી રામે તે સિંહસદશ પાંચે પુત્રોને પોતાની પાસે બોલાવ્યા. જ્યારે તેઓને ત્યાં લાવવામાં આવ્યા ત્યારે હાથ જોડી તે પુત્રોએ તેમનાં ચરણને વંદન કીધું તથા નિર્ભય થઇ ત્યાં ઉભા રહ્યા. પરશુરામ બોલ્યાઃ-જો તમે ક્ષત્રિય હશો તો હું તમને ખરેખર હણીશ તથા જો તમે બ્રહ્મપુત્રો હો તો તમે વેદોચ્ચાર કરો. રામનું આ રીતનું વચન સાંભળી, સાંખ્યયોગ તથા અંગ સહિત વેદોને જયસેન સહિત તે સર્વ રાજપુત્રો બોલી ગયા. આ રીતે વેદ વિશે તેઓની પરીક્ષા લીધા પછી

રામ ઋષિને કહેવા લાગ્યા કે, અગરજો એ વેદ પારાયણ છે. છતાં મને શક ઉત્પન્ન થાય છે કે, એ બ્રાહ્મણપુત્રો હોય વા ક્ષત્રિય પુત્ર હોય. તમારે એઓની સાથે એક પાત્ર વિશે ભોજન કરવું, કે જેથી મારો સંદેહ ટળી જાય. રામનું આ રીતનું વચન સાંભળી શરણાગત વત્સલ એવા દધીચિય ઋષિ બોલ્યા કે, તથાસ્તુ, હું એની સાથે જમીશ. આ રીતે કહી એક કેળનું પાતરું મંગાવ્યું તથા તેમાં હદ કરવા અંગુઠાવડે રેખા કીધી. આ રીતે અંતરાય રાખી ઋષિએ તે રાજપુત્રો સાથે ભોજન કીધું. આ રીતનું આશ્ચર્ય જોઇ રામ બોલ્યાઃ-હે ભગવન્! મેં હવે જાણ્યું કે, સર્વથા એ બ્રાહ્મણ કુળ છે. હવે જયેષ્ઠ પુત્રનું નામ શું છે તે મને કહો. નામો જાણ્યા પછી શિષ્ય અર્થે હું એમાંથી એકને ગ્રહણ કરું. પછી રહસ્ય સહિત હું તેને ધનુર્વેદ શિખવીશ. આ રીતનું વચન સાંભળી ઋષિશ્રેષ્ઠ બોલ્યાઃ-આ જયરામ નામનો શિષ્ય છે તે જયેષ્ઠ છે તથા આપનો શિષ્ય થવા યોગ્ય છે. તેને આપ ગ્રહણ કરો. પછી આપને જેમ યોગ્ય લાગે તેમ કરો. આ રીતે રામ જયશર્માને સાથે લઇ, ગંગા તટ પ્રતિ ગયા. પછી જયસેન નામનો ભાઇ ભૃગુવંશ પુત્ર રામ સાથે જવાથી પેલા ચાર ભાઇઓ ઘણા જ ઉદ્વિગ્ન મનથી રામના આશ્રમ વિશે રહેવા લાગ્યા.

**इत्थं गते च भृगुवंशपुत्रे राजन्यपुत्रे जयसेनके गते ।**
**शोकाकुलास्ते चतुरोपि बंधवः स्थितास्तदा ते ऋषिआश्रमेषु ॥**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे एकाशीतितमोऽध्यायः ॥ ८१ ॥

# અધ્યાય ૮૨ મો.

## રામથી જયસેને ગ્રહણ કીધેલી અસ્ત્રવિદ્યા.

**ऋषय ऊचुः-भार्गवेंद्रेण रामेण नीते तु जयसेनके ॥**
**कस्मिन् देशे गतो रामो जयसेनेन किं कृतम ॥**

ઋષિઓ બોલ્યાઃ-ભાર્ગવેંદ્ર રામ જયસેનને સાથે લઇ કયા દેશ પ્રતિ ગયા તથા જયસેનનું તેઓએ શું કીધું ? આ સર્વ ભાર્ગવનું ચેષ્ટિત તમો વિસ્તારથી અમને કહો. સૂતપુરાણિક બોલ્યાઃ-ક્ષત્રિયપુત્ર જયશર્માને લઈ, રામ તીર્થો વિશે ભટકતા ભટકતા ગંડકીના તીર્થપર આવ્યા. ત્યાં શિષ્ય સહિત રેણુકાસુત-રામ જળ વિશે નાહ્યા. સર્વ ઋષિ મંડળથી પૂજાયલા રામ કેટલાક વર્ષ સૂધી ત્યાં રહ્યા. ગુરુશિક્ષા અર્થે પોતાના શિષ્ય જયશર્માની ત્યાં ઘણી રીતે તેઓ પરીક્ષા કરવા લાગ્યા. તે રાજપુત્ર ભુગુવંશ પુત્ર રામનાં ચરણારવિંદની પૂર્ણ ભક્તિથી સેવા કરવા લાગ્યો, જેથી તે મારાપર પ્રસન્ન થાય. પુષ્પ, દૂર્વાંકૂર, ફળ, મૂળ, અત્યંત શીત-જળ તથા પગ ચાંપવા વિગેરે અનેક પ્રકારથી ગુરુની તે સેવા કરવા લાગ્યો. રામથી મરણ થાય, એ ભયથી તે રાજપુત્ર ગુરુ ઉંઘે ત્યારે અથવા જાગતા હોય ત્યારે અનેક પ્રકારે તેની સેવા કરતો હતો. આ રીતે બારવર્ષ સૂધી તેણે ગુરુસેવા કીધી. આથી પ્રસન્ન થયલા ગુરુ નૃપપુત્રને કહેવા લાગ્યા. રામ બોલ્યાઃ-હે જયશર્મન્! સર્વ શિષ્યોમાં તું ઘણો શ્રેષ્ઠ છે, માટે હે મહામતે! તને હું અસ્ત્રવિદ્યા શિખવીશ. તું પ્રથમ શુદ્ધ મનથી ગંડકીમાં સ્નાન કરી આવ. રામનું આ રીતનું વચન સાંભળી તેણે ભક્તિથી સ્નાન કીધું, તથા સમિત્ અને દર્ભો લઇ ગુરુ સમીપ આવ્યો. પરશુરામ બોલ્યાઃ-તારી સેવાથી હું પ્રસન્ન થયો છું, માટે સર્વ વિદ્યા હું તને આપું છું. તેં સર્વે વેદોનું દધીચિય મુનિના આશ્રમ વિશે પઠન કીધું છે. મારી શક્તિના બળથી હવે તું ધનુર્વેદનો વિષય પૂર્ણ રીતે ગ્રહણ કર. ઋષિઓ પાસે જે રીતનાં કાર્યો હોય

છે, એક શાપથી અને બીજું બાણથી. તેઓ વેદોને સમક્ષ રાખે છે તથા બાણ સહિત ધનુષ્ય પીઠ પાછળ રાખે છે. આ કારણથી તારા હિતને અર્થે ધનુ:શાસ્ત્ર પણ હું કહીશ. એમ કહી તેને ઉપદેશ આપવા લાગ્યા. વૈષ્ણવ તથા શૈવ અસ્ત્ર, બ્રહ્માસ્ત્ર, પર્જન્યાસ્ત્ર, ગારુડ, વાયુ, નાગ, પર્વત, અગ્નિ વિગેરે સર્વ અસ્ત્રો તથા મંત્રો સહિત, સ્વર્ગ તથા પાતાલ વિશે રહેલી સર્વોત્કૃષ્ટ વિદ્યા તેને કૃપાવડે દાનમાં આપી તથા તે શિષ્યે ગ્રહણ કીધી. ગુરુને વારંવાર પ્રણામ કીધા. રામે પાત્ર ઉત્તમ જાણી જે જોવાયલું તથા જણાયલું તે સર્વ પ્રકારની અસ્ત્ર વિદ્યા તેને શિખવી તથા અનુગ્રહથી રામે અમોઘ વીર્યવાળાં શસ્ત્રો તેને આપ્યાં. પછી જયશર્માને સાથે લઇ પ્રભાસ ક્ષેત્ર વિશે રામ આવ્યા. ત્યાં સારસ્વત, મનુ, ચિત્ત, ઔશક, વાયુ તથા અગ્નિ તીર્થો વિશે સ્નાન કરી પછી સરસ્વતીના તીરપર વિશ્રામ કીધો. ત્યાં મધ્યાન્હિક કર્મ આટોપી પીડા પામેલા નિદ્રાથી પીડાયલા રામ જયશર્માને કહેવા લાગ્યા કે, સરસ્વતીના શિતળ તટ વિશે તારા ખોળા વિશે હું ઉંઘું છું તથા માર્ગનો શ્રમ ઉતારું છું અને શરસહિત ધનુષ્ય હાથમાં લઈ તું દેવ, અસુર, ગંધર્વ, સર્પ, તથા કોઇ પણ મારી નિદ્રાનો ભંગ કરવા આવે તો તારે તેને હણવો. રામના કહેવા પ્રમાણે હા કહ્યા પછી રામ પોતે નિદ્રાવશ થઈ ગયા. જયશર્માના ખોળામાં રામે મસ્તક મૂક્યું હતું તથા હાથમાં ધનુષ્ય આપ્યું હતું. ચાલવાના શ્રમથી રામને ઘણો વખત સૂધી ઉંઘ રહી. જ્યારે રામ આ રીતે નિદ્રાવશ થયા હતા ત્યારે જયસેને વિચાર કીધો કે, આ ધનુર્વિદ્યાનો પ્રભાવ મેં અજમાવી જોયો નથી. માટે આ વખત અજમાવી જોઉં. તેથી તેણે બાણ કાઢી ધનુષ્યમાં ખેંચી બ્રહ્માસ્ત્ર, શૈવાસ્ત્ર તથા વૈષ્ણવાસ્ત્ર એમ ત્રણ પ્રકારનાં બાણો છોડયાં. ભાવી બળવાન્ છે. સર્વ મનુષ્ય ભાવી આગળ મૂઢ બને છે. તે રીતે આ રાજપુત્રને થયું. જેવાં રાજાએ બાણો મૂક્યાં કે, સઘળા લોકપાળો, બીધા તથા પૃથ્વી કંપવા લાગી. સૂર્ય તેજ રહિત થયો તથા પૃથ્વી પર મોટો ઉલ્કાપાત થવા લાગ્યો. આ જોઇ દેવો ઘણા ભય પામ્યા તથા ઇંદ્ર આ શું છે? તે કોણે કર્યું હશે? એમ કહેતો

દેવો પાસે આવ્યો. દેવો બોલ્યાઃ-શું પૃથ્વીનો આ વખત નાશ થશે? અથવા શું સ્વર્ગનો નાશ થશે? પ્રલયકારક આ અસ્ત્રો કોણે મૂક્યાં હશે? દેવ, અસુર અથવા ઋષિમાંના કોણે આ કર્મ કર્યું હશે? ઇંદ્ર પણ આથી ઘણો ચિંતાતુર થયો. આ વખતે ઋષિશ્રેષ્ઠ નારદ ઇંદ્ર સભા જોવા માટે આવ્યા હતા. નારદને ઇંદ્ર હાથ જોડી આનું કારણ પૂછવા લાગ્યો. નારદ મુનિને આસન પર બેસાડી ઇંદ્ર બોલ્યાઃ-હે ભગવન્! સઘળા લોકો અસ્ત્રથી ઘણા પીડાય છે. અસ્ત્રથી ઉત્પન્ન થયલા અગ્નિથી આખા જગતનો નાશ થશે. આ અસ્ત્રો કોણે યોજ્યાં છે? તે હું જાણતો નથી. આપ મુનિ છો, માટે હે બ્રહ્મનંદન! આપને ખબર હશે. ઇંદ્રનું વચન સાંભળી નારદ મુનિ બોલ્યાઃ-હે દેવેંદ્ર! નાશ થવાનું કારણ કહું તે સાંભળ. મર્ત્ય લોકમાં રત્નસેન નામનો રાજા હતો. તેને જયવર્મા નામનો તેજસ્વી પુત્ર છે. તેણે દધીચિયના પ્રસાદથી સાંગ અને સૂત્ર સહિત સર્વે વેદોનું અધ્યયન કીધું છે. પછી ભાર્ગવ રામ તે આશ્રમ પ્રતિ આવ્યા. નિઃક્ષત્રિય કરનારા રામે ત્યાં ક્ષત્રિયને જોયો. દધીચિયે કહ્યું કે, એ જયશર્મા નામનો બ્રાહ્મણ છે તથા એને સર્વ વેદો આવડે છે. આ જયસેનને શિષ્ય બનાવી રામ પ્રભાસ આવ્યા. આની પરિચર્યાથી પ્રસન્ન થઇ રામે તેને સર્વ અસ્ત્ર વિદ્યા શિખવી. પછી થાકવાથી તેના ખોળામાં માથું મૂકી, રામ ઉંઘી ગયા. તે વિપ્રનો વેષ ધારણ કરનાર જયસેન ક્ષત્રિય નિર્ભય થઈ અસ્ત્ર વિદ્યાની પરીક્ષા કરે છે. આ કારણથી હે ઇંદ્ર! ઉત્પાતનો ભય થયો છે. તે ક્ષત્રિયે ભાર્ગવના સંગથી વિદ્યા મેળવી. રામનો પ્રસંગ મળવાથી કદાપિ ઇંદ્રપદ પણ એને પ્રાપ્ત થાય. એ અતિશય ધીરો અને ગુરુ સેવા વિશે હંમેશાં તત્પર રહે છે. ગુરુ સેવાના પ્રભાવથી દેવોને પણ એ તુચ્છ ગણે છે. આ રીતે ઇંદ્રને જયસેનનો પ્રભાવ કહી મુનિ ચાલી નીકળ્યા. ઇંદ્ર આ સાંભળી મોટી ચિંતા વિશે પડયો. ઇંદ્ર બોલ્યોઃ-ક્ષત્રવંશથી ઉત્પન્ન થયલો, વિપ્રસેનથી રક્ષાયલો તથા ભાર્ગવની કૃપાથી જયસેન સર્વ જગતને તૃણવત્ માને છે. એ ગુરુ ભક્તિમાં પૂર્ણ છે માટે એને વિઘ્ન કેવી રીતે નડે? આમ છે માટે હવે શું કરવું? તેનો મન વિશે વિચાર કરવા

લાગ્યો; તથા એવા ઉપાય યોજવા લાગ્યો કે, જેથી એ રાજપુત્રના શસ્ત્રાસ્ત્રને હાનિ પહોંચે તથા રામની નિદ્રાનો ભંગ થાય અને તેને માલમ પડે કે, એ ક્ષત્રિય પુત્ર છે તો અવશ્ય તે એને હણુશે. આમ વિચારી ઇન્દ્ર રામ સમીપ ગયો તથા ભ્રમરનું રૂપ લઇ પૃથ્વી વિશે દાખલ થયો. તે એવું કરવા લાગ્યો કે, જેથી કરી ગમે તેમ પણુ રામ નિદ્રાનો ત્યાગ કરે. તેણે જયસેનનો ખોળો કરડયો. અગર જો ભમરો કરડયો છતાં તે પૃથ્વીપર બેસી રહ્યો ને ખસ્યો નહિ. તેણે જાણ્યું કે, કોઇ જંતુએ મારા ખોળાને ડંશ દીધો છે. પણુ હું હાલીશ તો ગુરુની નિદ્રાનો ભંગ થશે. એમ વિચારી મન કઠણુ કરી, જડની માફક અસ્ત્ર મૂકી દઇ દુઃખ નહિ ગણુકારી બેસી રહ્યો. ભ્રમર જે ઇન્દ્ર તેણે ઉત્સંગ લોહીથી પૂર્ણુ કીધો, તેમ જ રામના કર્ણુને પણુ ડંશ દીધા. કર્ણુનાપર થતી વેદના ન ખમાવાથી રામ એકદમ બેઠા થયા. રામને ઉઠેલા જોઇ ઇન્દ્ર સ્વર્ગ પ્રત્યે ચાલ્યો ગયો. ઇન્દ્રે જાણ્યું કે, ગુરુ જાગવાથી હવે જયસેનને શાપ પડશે. કારણુ રામ કર્ણુના દુઃખથી જાગ્રત થઇ હાલ બેઠા થયા છે. જેવા રામ ઉઠયા કે, રાજપુત્રે તેને પ્રણુામ કર્યા. પછી જયશર્માને કહેવા લાગ્યા. રામ બોલ્યાઃ-મારા કાનને કોણે ઇજા કીધી? તેમ મારી નિદ્રાનો ભંગ કોણે કીધો? આ રીતનું વચન સાંભળી બ્રાહ્મણુનું રૂપ ધારણુ કરનાર જયશર્મા તેજસ્વી રામને સત્ય વચન કહેવા લાગ્યો. જયસેન બોલ્યોઃ- હે સ્વામિન્! આપના નિદ્રાના વખતમાં મેં એક વિકૃતિ કીધી. મેં અસ્ત્રવિદ્યાનો પ્રયોગ અજમાવ્યો, તેથી લોકમાં મોટો કોલાહલ ઉત્પન્ન થયો. તે વખતમાં કોઇએ આવી મારા ખોળાને ડંશ દીધો. તેણે મારા ખોળામાં છિદ્ર પાડયું, જેમાંથી ઘણું લોહી વહી ગયું. મારા ખોળામાંથી નિકળી તેણે તમારા કાનને ઇજા કીધી, જેથી આપની નિદ્રાનો ભંગ થયો, માટે મારા ઉપર ક્ષમા કરો. તેનું આ રીતનું વચન સાંભળી, તથા તેના શરીરમાંથી ઘણું લોહી વહેતું જોઇ, રામે જાણ્યું કે, આ બ્રાહ્મણુ હોય નહી. જેવું બ્રાહ્મણુનું રુધિર હોય છે તેવું ક્ષત્રિયનું હોતું નથી. બ્રાહ્મણુનું રુધિર શીત હોય છે તથા ક્ષત્રિયનું રુધિર ઉષ્ણુ હોય છે. આટલું બધું લોહી નિકળવા છતાં એવો કયો વિપ્ર હોય કે, જે ધૈર્ય ધારણુ કરે? આ

રીતે વિચાર કરી તે જયસેનને કહેવા લાગ્યા. રામ બોલ્યાઃ- તું ક્ષત્રિય પુત્ર છે તથા તેં મારી નિદ્રાનો ભંગ કીધો છે. તેં મહાન્ ધૈર્યથી, શત્રુ રહિતપર અસ્ત્રનો પ્રયોગ કીધો. આ રીતે તેં મારી આજ્ઞાનો અનાદર કીધો. તું ખરેખર કહી દે કે, તું ક્ષત્રિય છે કે બ્રાહ્મણ છે? રામનું આ રીતનું વચન સાંભળી શર સહિત તે ધ્રૂજવા લાગ્યો અને બોલ્યો કે, આપ સર્વ જાણો છો તથા હું આપને શરણે આવ્યો છું. તમારે મને મારી નાંખવો વા રક્ષણ કરવું, એ સર્વ તમારે હાથ છે. હું મૂળ ક્ષત્રિય છું, પણ દધીચિયે મને બ્રાહ્મણ કીધો. માટે હું બ્રહ્મક્ષત્રિ થયો છું. પછી આપને જેમ ધ્યાનમાં આવે તેમ કરો. આ રીતે તેનું કહેવું રામે સર્વ સાંભળ્યું તથા વિચાર કીધો કે, અગર જો કે ક્ષત્રિય પુત્ર છે, છતાં જો હું એને મારીશ તો મને બ્રહ્મહત્યા લાગશે. કારણ વેદાધ્યયન કરવાથી બ્રાહ્મણ બન્યો છે. આ બાબતમાં બે રીતનું કાર્ય કરવું જોઈએ, જેથી લોકમાં શ્રેષ્ઠ ગણાય. એણે મારી પાસેથી અસ્ત્ર વિદ્યા પ્રાપ્ત કીધી છે, તે હવે કેવી રીતે મૃત્યુ પામે? માટે એવો શાપ આપું કે, જેથી અસ્ત્ર વિદ્યા સર્વ ફોકટ જાય. રામ બોલ્યાઃ-મૃત્યુનો ભય રાખી તું ક્ષત્રિયનો બ્રાહ્મણ થયો. તું મારો સેવક થયો, માટે તને મારાથી મરાય નહી. પણ હું તને શાપ આપું છું કે, મારાથી મેળવાયલી તારી સર્વ વિદ્યાઓ નિષ્ફળ થાઓ. તું બ્રહ્મક્ષત્રિય એ નામથી સુખે પૃથ્વીપર રહે. આ રીતનો શાપ સાંભળી જયસેનક મહાન્ દુઃખથી વ્યાપ્ત રામને શરણે ગયો તથા 'રામ રામ' એ પ્રમાણે બોલતાં તેણે પછી ત્યાંથી ચાલવા માંડયું.

**दुःखेन महताविष्टो रामं शरणमाप सः**
**राम रामेति संजल्पन्निति कृत्वा प्रधावितः**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना प्रसिद्धीकृते गुर्ज्जरभाषान्तरे द्व्यशीतितमोऽध्यायः ॥ ८२ ॥



# અધ્યાય ૮૩ મો.

## જયસેનને આપેલી હિંગુલા સંબંધી મંત્રદીક્ષા.

**ऋषय ऊचुः-ततः किमभवत्सुत शापे दत्ते महत्तरे ।**
**राजा तु जनसेनाख्यः किं चकार वदाधुना ॥**

ઋષિઓ બોલ્યાઃ-હે સૂત! આ રીતનો શાપ થયા પછી શું થયું? જયસેન રાજાએ પછી શું કીધું? તે સર્વ કહો. સૂતપુરાણિક બોલ્યાઃ-શાપ થયા પછી જયસેન રામને શરણે ગયો અને મહાત્મા ભાર્ગવના ચરણને વંદન કીધું. ભાર્ગવની સ્તુતિ કરી દીન વાણીથી તે બોલ્યોઃ-હે રામ! આપની સેવાનું ફળ શું આ રીતે દુઃખ કરનારું થશે? મારી અસ્ત્ર વિદ્યાનો નાશ થવાથી હું મારા દેહનો નાશ કરું છું. શસ્ત્રરહિત ક્ષત્રિયનું જીવવું ફોકટ છે. વાંઝણી સાથે વિલાસ ફોકટ છે, તેમ શસ્ત્ર રહિત જીવવું ફોકટ છે. હમારા નાનપણમાં આપે અમારા માબાપોને હણ્યા, તેવી જ રીતે હે વિપ્રેંદ્ર! આપ ક્ષત્રિયસૂદન હો તો અમારો પણ ઘાત કરો. મારા ભાઈઓ કોઈ વન વિશે રહેતા હશે તથા હું આપની સાથે વનોમાં ભટકું છું. આ રીતે કહી રામના મોંઢા આગળ તે મોટેથી ઘણું રડયો. તેનું દુઃખ સાંભળી મહિપતિ જયસેનને રામ ભગવાન્ કહેવા લાગ્યા.

રામ બોલ્યાઃ-હે રાજન્! તું બી નહી. મારો શાપ એકદમ કેવી રીતે વિફળ થાય? પણ હું મહેંદ્ર પર્વતપર જઇ દધીચિય ઋષિને આ બાબત પૂછીશ. તું દધીચિય પાસેથી વેદ પામ્યો છે તથા મારી પાસેથી શસ્ત્રવિદ્યા પામ્યો છે. તારી સંતતિ લોક વિશે બ્રહ્મ ક્ષત્રિય નામે ઓળખાશે તથા દધીચિય તેઓને મૂળ મંત્રનો ઉપદેશ કરશે. આમ કહી રામ મહેંદ્રાચળ પ્રતિ ગયા. રામને ગયલા જોઇ, જયસેન રાજા ગંડકી તીરપર અનશન વ્રત ધારણ કરી બેઠો. એમ વિચારીને કે શસ્ત્ર રહિત જીવવું, તેના કરતાં મરવું વધારે સારું છે. આ રીતે શિવની માફક અચળ રહી તે ત્યાં તપ કરવા

લાગ્યો. આ વખતે નિયમિત વ્રત પાળનાર ઋષિશ્રેષ્ઠ ગૌતમ ઋષિ સ્નાન માટે તેના તીરપર આવ્યા. ત્યાં મધ્યાન્હિક કર્મ કરી તર્પણ વિગેરે સર્વ કાર્ય કીધું. પછી સૂર્યનું ઉપસ્થાન કરતી વખતે તેમણે જયસેનને જોયો. દ્વાદશાક્ષર મંત્રથી ઉપસ્થાન કીધા પછી કરુણા કરનાર ગૌતમ ઋષિ જયસેનને કહેવા લાગ્યાઃ–હે રાજેંદ્ર! તું ગંડકી પર કેમ બેઠો છે? તને શું મોટું દુઃખ આવી પડયું છે? તું ઘણે લાંબે કાળે દેખાયો. આ રીતે વચન કહી તે ઋષિએ તે રાજપુત્ર પર દર્ભ જળ નાંખ્યું. રાજપુત્ર જળ સ્પર્શ થવા પછી ફરીથી દયા ઉપજાવે, એવી રીતે કહેવા લાગ્યોઃ–હે ઋષીશ્વર! તમે સઘળું જાણો છો. આપનાં દર્શનથી મારા સર્વ મનોરથો સિદ્ધ થયા છે. વિપ્રની કૃપા તથા સંગ થયા પછી કંઇ પણ વસ્તુ દુર્લભ રહેતી નથી. દૈવ મારાપર પ્રતિકુળ થયો છે, માટે આપ મારાપર કૃપા કરો. ગૌતમ બોલ્યાઃ–હે રાજન્! તું બી નહી. તારું દુઃખ હું જાણું છું તથા તે વિશે વિચાર કરીશ. હે નૃપશાર્દૂલ! તું ઉઠ અને સારસ્વત ઋષિ પાસે જા. તે તને વિદ્યા મંત્રનો ઉપદેશ કરી તારો મનોરથ સિદ્ધ કરશે. તે વિદ્યામંત્રના પ્રભાવથી તારા બંધુઓ સહિત તું લોક વિશે બ્રહ્મક્ષત્ર એવા બેવડા પદને પામીશ. આ રીતે વચન કહી ગૌતમ દધીચિય ઋષિને સભા વિશે મળ્યા. ગૌતમ ત્યાં ગયા પછી ઘણે વખતે પાછા ફર્યા; તથા જયસેનને સાથે લઇ દધિચીય પાસે જઇ તેના ચરણારવિંદને નમન કીધું. ગૌતમ સહિત જયસેનને આવેલો જોઇ હર્ષવડે ઋષિ તેને કહેવા લાગ્યાઃ–હે પુત્ર! કેમ તું કુશળ છે? તું ઘણે લાંબે કાળે દેખાયો. તારા મુખની કાંતિ પરથી તું ઘણો દુઃખી હોય, એમ લાગે છે. તને અહીં શું ભાર્ગવ તેડી લાવ્યા? તને શું દુઃખ છે, તે કહે. તારા બંધુઓ સુખી છે. દધીચિયનું આ રીતનું વચન સાંભળી, દુઃખયુક્ત રાજા આદર સહિત કહેવા લાગ્યો કે, મારાથી નિંદિત કર્મ થવાથી રામે મને શાપ આપ્યો છે. આ વાતચિત ચાલે છે એટલામાં તેના ભાઇઓ આવી પહોંચ્યા. કુશ, ફળો તથા ઘણાં મૃગોને ગ્રહણ કરીને આવતા તે બાંધવોએ પ્રાણ સરખા પ્રિય બંધુ જયસેનનાં ચરણ પકડી તેને નમન કીધું અને પછી ઋષિ

સન્મુખ આવી ઉભા રહ્યા. ત્યાં જોતાં સર્વ ઋષિસમુહો તથા ભાઇઓ અને ઋષિશ્રેષ્ઠ દધીચિયના સમક્ષ જયસેન કહેવા લાગ્યો કે, બંધુઓનો શોક કરનારા ક્ષત્રિયનું જીવવું ફોકટ છે. હું ભાર્ગવ પાસેથી વિદ્યા તો પામ્યો, પણ પાછળથી તેમણે મને શાપ દીધો છે. માટે હું હવે સરસ્વતીના તીરપર મારા પ્રાણનો ત્યાગ કરીશ. આ રીતનું જયસેનનું વચન સાંભળી ઋષિશ્રેષ્ઠ દધીચિય બોલ્યાઃ–મારું કહેવું તું સાંભળ તથા વગર વિચાર્યું કાર્ય કર મા. હે નૃપનંદન! કોઇ ઋષિને તારો પુરોહિત બનાવ. પુરોહિત કીધા પછી તારી જયસિદ્ધિ થશે. પુરોહિત વિના કોઇ દિવસ મંત્રસિદ્ધિ થતી નથી. પુરોહિત કેવો જોઇએ, તે બાબત વિશે હું કહું તે સાંભળ. પુરોહિત શાપથી મુક્તિ કરનાર તથા ત્રિકાળને જાણનાર હોવો જોઈએ. માટે હે રાજન્! તું જલદી કોઇને પુરોહિત કર. ઋષિશ્રેષ્ઠનું આ રીતનું વચન સાંભળી રાજા બોલ્યો કે, આ સર્વ ગુણો આપને વિશે રહેલા છે, જેથી આપ મારા ગુરુ થાઓ. આપ હમારા માતાપિની જે ગણો તે તમે છો તથા આપે અમને પાળી પોષી મોટા કીધા છે. આપે અમોને વેદોનું અધ્યયન કરાવ્યું છે, માટે અમારું પુરોહિતપણું આપ કરો. જયસેનનું કહેવું સાંભળી, તેને ઉત્તર આપવા દધીચિય બોલ્યાઃ–મારાથી ક્ષત્રિયનું પુરોહિતપણું થશે નહિ. કારણ યજમાનનું જે પાપ તે પુરોહિત વિશે જાણવું. તેથી હે રાજન્! હું તારો પુરોહિત થઇશ નહી. બીજું જે કહેવું હોય તે કહે. આ રીતનું વચન સાંભળી રાજપુત્ર બોલ્યોઃ–હે ભગવન્! આપનું વચન અમારાથી કેમ અન્યથા થઇ શકે? જો કાંઇ આપનો પાછો અપરાધ થઈ જાય તો હું નરકને વિશે પડું. દધીચિય બોલ્યા કે પાતળ સ્વર્ગ વિશે જાય નહી, પૃથ્વી જળપણાંને પામે નહી, શેષ રજ્જુપણાંને પામે નહી, તેમ મારું વાકય કોઇ દિવસ અન્યથા થાય નહી. આ રીતે સરસ્વતીના પુત્ર દધીચિયે જયસેન રાજાને કહ્યું. વળી કહ્યું કે, જો તારે જરૂર પુરોહિત જોઇતો હોય તો મારા વંશમાંનો કોઇ બ્રાહ્મણ તથા તારા વંશમાંનો કોઇ ક્ષત્રિય પુત્ર એકબીજાના ગોર યજમાન થશે તથા મારો વંશ સારસ્વત બ્રાહ્મણ થશે. તમો બંને એકત્ર થઇ કાર્ય કરજો. આ

વિશે મારું વાક્ય કદી ખોટું થશે નહી. તારો વંશજ સારસ્વત વંશ વિશે થયલા પુરુષની ભક્તિયુક્ત પૂજા કરશે તો તારા વંશજોનું ગુરુવ્રત પૂરું થયું ગણાશે. આ રીતનું વચન સાંભળી તે રાજપુત્રને ઘણો હર્ષ પ્રાપ્ત થયો તથા કહેવા લાગ્યો કે, મારા વંશમાંનો કોઇ પણ આપના વંશજનું વાક્ય નહી સાંભળશે તો તેના વંશનો અવશ્ય ક્ષય થશે. આથી હે ઋષિશ્રેષ્ઠ! તમો મારા વંશ બ્રહ્મક્ષત્રીઓનું પુરોહિતપણું કરો. આ રીતે કહી ઋષિને વારંવાર નમન કરવા લાગ્યો. તેનું કહેવું સાંભળી દધીચિય ઋષિ હર્ષિત થઈ કૃતકૃત્ય તથા બંધુ સહવર્તમાન જયસેનને કહેવા લાગ્યા. દધીચિય બોલ્યાઃ—આપનાં સત્ય વાક્યથી હું સંતુષ્ટ થયો છું તથા મારા સત્યવાક્યથી તું સંતુષ્ટ થયો છે. આજ દિવસથી હું તારો પુરોહિત થઇશ. તું જલદી તારા બાંધવ સહિત જા અને તને થોડા વખતમાં સર્વ વિદ્યા પ્રાપ્ત થશે. હું પણ હિંગુલાદેવી પાસે તારી સાથે આવીશ. હે રાજન્! તું હિંગુલાની દીક્ષા ગ્રહણ કર તથા તારે તારા બાંધવ સહિત ત્યાં આવવું, એ મને સારું લાગે છે. ઋષિનું આ રીતનું વચન સાંભળી રાજા ઘણો વિસ્મય પામ્યો તથા હર્ષથી ગદ્ગદિત વાણીવડે તે ઋષિશ્રેષ્ઠને કહેવા લાગ્યો. રાજા બોલ્યોઃ—હિંગુલાની શું દીક્ષા છે? તથા કઇ દેવી હિંગુલા કહેવાયલી છે તે સર્વ હે ઋષિશ્રેષ્ઠ! નિભૃત ચિત્તવાળા આપના શિષ્યને કહો. આ રીતનું રાજપુત્રનું વચન સાંભળી આદર સહિત ઋષિ કહેવા લાગ્યાઃ—હે રાજન્! હિંગુલ ગયા પછી તે સર્વ હું તુંને કહીશ. હાલ તો હું તને શ્રેષ્ઠ એવી હિંગુલા દીક્ષાનો ઉપદેશ કરીશ. હે રાજન્! મહા મંત્ર સિવાય હિંગુલાનું દર્શન થતું નથી. ઉપવાસાદિ કરી પ્રયત્નથી તેનું આરાધન કરવું જોઇએ. તે રાજપુત્રો ઋષિનું કહેવું એક ચિત્તથી સાંભળતા હતા. પહેલાં કાળ રાત્રીના અંત વિશે નિયમસર રહી ઉપોષણ તેઓએ કીધું. પછી સંધ્યાકાળ થયા પછી તેઓ પાછા ઋષિ પાસે આવ્યા. ઋષિએ તેઓને બત્રીશ અક્ષરવાળા મંત્રનો ઉપદેશ કીધો, જે મંત્ર નીચે પ્રમાણે છે. **ॐ हिंगुले परमहिंगुले अमृतरूपिणि तनुशक्ति मनः शिवे श्रीहिंगुलायै नमः** તમોને આ મંત્રની દીક્ષા આપવાથી તમો સર્વ વિદ્યા વિશે કુશળ થાશો. આવની

અને સવારમાં પર્વતોત્તમ હિંગુલ પર્વત વિશે આપણે જઈશું. જગતની ધાત્રીરૂપ દેવી આપણને સંકટમાંથી મુક્ત કરશે. આ રીતની મંત્રની દીક્ષા મળવાથી તેઓને ઘણો હર્ષ પ્રાપ્ત થયો તથા ઋષિસમૂહને વિશે રહ્યા.

**एवं वचनमाकर्ण्य विद्यया प्रार्थमाणया ।**
**हर्षेण महता युक्ताः स्थितास्ते ऋषिमंडले ॥**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना प्रासिद्धीकृते गुर्जरभाषान्तरे त्र्यशीतितमोऽध्यायः ॥ ८३ ॥

---

# અધ્યાય ૮૪ મો.

## હિંગુલા દેવનું પ્રકટ થવું.

**ऋषय ऊचुः-किं गत्वावस्थितास्ते वै हिंगुले पर्वतोत्तमे ।**
**अस्त्रप्राप्तिः पुनर्जाता हिंगुलायाः प्रसादतः ॥**

ઋષિ બોલ્યાઃ-પર્વતને વિશે શ્રેષ્ઠ એવા હિંગુલ પર્વતને વિશે જઇ તેઓ કેમ રહ્યા? તથા તેઓને ફરીથી હિંગુલાની કૃપાથી કેવી રીતે અસ્ત્રપ્રાપ્તિ થઈ? તે સર્વ અમને કહો. કારણ તે સાંભળવાની ઘણી જ ઉત્કંઠા છે. સૂત પુરાણિક બોલ્યાઃ-બ્રહ્મ દાલભ્ય વિગેરે ઋષિઓ, દધીચિય ઋષિ તથા રાજપુત્રો હિંગુલા દેવીને જોવા માટે હિંગુલ પર્વત તરફ નિકળ્યા. ગંડકી નદી તથા નારાયણપુર ઓળંગી તેઓ આશા પૂર્ણા આવ્યા. ત્યાં દેવીનું પૂજન કરી નગરસ્થાન તથા રામારણ્ય પ્રત્યે આવ્યા. રામસ્થાનને ઓળંગી તેઓ લક્ષ્મણ તથા મારુતિના સ્થાન આગળ આવ્યા. પંચકૂપ તથા ગોરક્ષ તીર્થ આગળ રહી તેઓ ભૈરવાશ્રમ આગળ આવ્યા. ત્યાં પૂજન કરી સ્ફાટિકાને ઓળંગી ચંદ્રકૂપક આવ્યા. ત્યાં સ્નાન કરી છ અયુત ગાયો કોટી કલ્પો વિશે થયલા પાપોના શમન અર્થે દાનમાં આપી. આ ચંદ્રકૂપનું માહાત્મ્ય ઘણું જ છે. અહીં ચતુર્મુખ બ્રહ્માએ બીજા તીર્થોમાં નહીં જવાથી એકલા આ તીર્થને વિશે જ એકલુ સ્નાન કીધું હતું. ત્યાં મહાદેવનું પૂજન કરી તેઓ સુવર્ણ માક્ષિક ક્ષેત્ર આગળ ગયા. ત્યાં પૂજન કર્યા બાદ કરવીરક

નામના મહાતીર્થે ગયા. ત્યાંથી હિંગુલા આવ્યા. પછી દેવીનાં દર્શનની લાલસાથી ત્યાં સ્નાન કરી તેઓ ત્યાં મોટું તપ કરવા માંડયું. હિંગુલાના મંત્રનો જપ કરવા લાગ્યા તથા તેનું જ ધ્યાન ધરવા લાગ્યા. દધીચિય સહિત તે સર્વે જણા સદાચારી થઈ આહાર રહિત રહેવા લાગ્યા. જયસેન, બિંદુમાન, વિશાળ, ચંદ્રશાલક વિગેરે સર્વે રાજપુત્રો હિંગુલાદ્રિશિખર વિશે શસ્ત્રની ઇચ્છાથી કુશપર બેસી પરમ દુસ્તર એવું તપ કરવા લાગ્યા. પુષ્પ, ધૂપ તથા અગ્નિ તર્પણ વિગેરેથી ત્યાં દેવીનું પૂજન કરવા લાગ્યા. હોમ-કુંડ વિશે તેઓ દેવીને પ્રયત્નથી માંસાદિનાં બળિદાન વિગેરે આપવા લાગ્યા. આ રીતે આરાધના કરતાં તેઓને બાર વર્ષ વીતિ ગયાં. જગન્માતા હિંગુલા પ્રસન્ન થયાં અને પ્રકટ થઇ તેઓને કહેવા લાગ્યાં. શ્રીહિંગુલા બોલ્યાંઃ-તમારા ધ્યાન, તપ, હોમ તથા મંત્રથી હું પ્રસન્ન થઇ છું. મનોરથવાળા તમારે જે વર માંગવો હોય તે માંગો. મારા મંત્રનો ઉપાસક કોઈ દિવસ પણ નિષ્ફળ થતો નથી. આ કારણથી તમારે જે દુઃખ હોય તે મને કહો. આ રીતનું વચન સાંભળી તેઓ ઘણા હર્ષ પામ્યા તથા ગદ્દગદિત વાણીથી જયસેન હિંગુલાદેવીની સ્તુતિ કરવા લાગ્યો. હે હિંગુલા દેવિ! તમે સર્વની માતા છો. તમને હું નમસ્કાર કરું છું. જેઓ આપનું એક ચિત્તથી ધ્યાન ધરે છે, તેઓનાપર તમો ઘણાં સંતુષ્ટ થાઓ છો. તમે ભકતોના મનોરથો હમ્મેશ પૂરા પાડો છો. તમને હું વારંવાર નમન કરું છું. આપ યોગીઓને હંમેશ ધ્યાન યોગ્ય છો. હે માતા! આપનાં દર્શન માત્રથી સર્વ દુઃખનો નાશ થાય એમ છે. જો આપ મારાપર પ્રસન્ન થયાં હો તો હું આપની પાસે એક વર માગું છું. અમે ક્ષત્રિયના પુત્ર છીએ તથા રત્નસેનની સંતતિ છીએ. દધીચિય ઋષિએ પોતાના આશ્રમ વિશે અમોને લાંબો વખત સૂધી સ્થાપન કીધા છે. નિઃક્ષત્રિય કરનાર ભાર્ગવ પરશુરામથી અમારું રક્ષણ કરવા તેણે અમને ત્યાં રાખ્યા. પછી પરશુરામના કહેવાથી દધીચિયે મને શિષ્ય તરિકે તેઓને આપ્યો. ત્યાં બ્રાહ્મણ વેશે હું ઘણાં ઘણાં તીર્થો ફર્યો. પછી રામે મારાપર પ્રસન્ન થઇ મને અસ્ત્રવિદ્યા શિખવી. કર્ણવેધ વિશે

મારું મહાન્ ધૈર્ય જોઇ, મને ક્ષત્રિય જાણી, તેણે મને શાપ આપ્યો કે, તારી અસ્ત્રવિદ્યા સર્વ ફોકટ થશે તથા તું બ્રહ્મ ક્ષત્રિય થઇશ. આ કારણથી હે દેવી! હું તપ કરવા અહીં આવ્યો છું. આપનાં મને દર્શન પ્રાપ્ત થયાં તે દધીચિયનો પ્રતાપ જાણજો. માટે મારી અસ્ત્રવિદ્યા મને ફરી પ્રાપ્ત થાય એવું કરો. જયસેનનું આ કહેવું સાંભળી ઋષિને હર્ષ કરે, એવું પરમ વાક્ય હિંગુલા બોલ્યાં. દેવી બોલ્યાં–તને ભાર્ગવે શાપ આપ્યો છે તે અન્યથા કેવી રીતે થઇ શકે? તે છતાં હે મહીપતિ! તારું હિત થશે, એવું હું કરીશ. મારા કહેવા પ્રમાણે કરવાથી તારી સિદ્ધિ થશે. પણ જો તું તેમ નહીં કરશે તો તને અત્યંત હાનિ થશે. તારા બંધુ સહિત હાથમાં પુષ્પ તથા ફળ લઇ, ભક્તિ યુક્ત થઈ મારું પૂજન કરજે. આ હિંગુલાદ્રિનું પ્રથમ રામે પૂજન કીધું હતું. આ રીતે પૂજન કર્યા પછી તું હંસતીર્થ જા. ત્યાં મારું પૂજન વિગેરે કરનારને જન્મ થવાનો ભય થતો નથી. પછી અન્ય વનમાં આવેલા પંચતીર્થ વિશે જઈ કલ્પદ્રુમને જો. જેણે મારા પ્રદેશના મધ્ય સ્થળનાં દર્શન કીધેલાં હોય છે તે કદી માને પેટે જન્મ લેતો નથી. હે નૃપશ્રેષ્ઠ! આ રીતે મારા કહેવા પ્રમાણે તું સર્વ યાત્રા કર. ત્યાર પછી તું જીવશે ત્યાં સૂધી સર્વ અસ્ત્રો અને આયુધો તારી આજીવિકા અર્થે થશે તથા તારું સર્વ પ્રકારે હિત થશે. તું નગરસ્થાન વિશે એક હજાર વર્ષ સૂધી તારા બંધુઓ સહિત રાજ્ય કર તથા મારી આજ્ઞાથી આ સારસ્વત બ્રાહ્મણોનું હંમેશ પૂજન કર. બ્રાહ્મણનું જેવું કર્મ તે રીતે આ બ્રહ્મ ક્ષત્રિયોનું અથર્વ વેદને વિશે સર્વ કર્મ થશે. તારા વંશની હું કુળ માતા કહેવાઈશ તથા તારા વંશની વૃદ્ધિ કરીશ. શરત્ ઋતુ વિશે મારી પૂજા, હોમ, બ્રાહ્મણ અને અગ્નિને સંતુષ્ટ કરજે. આમ કરવાથી હું તારાપર પ્રસન્ન થઇશ. નવાં ફળ, શસ્ત્ર અથવા ભૂષણ પ્રથમ મને અર્પણ કરી, પછી પોતાના ખપ વાસ્તે હર્ષથી લેવું. મૃગમાંસ, દારુ, દુધ તથા ઘી અર્પણ કરી મને જિતેંદ્રિય એવા પુરુષે સંતુષ્ટ કરવી. આ રીતે સંતુષ્ટ થયલી હું પુત્ર વિગેરે આપીશ. બીજું તારું વધારે હિત જે હું કરીશ તે તું સાંભળ. મય-

દાનવથી જોડાયલો જે પુરુષ મારા મંત્રનું સ્મરણ કરશે તેમ છતાં તેના સકલ અર્થો પાર પડશે. મારા મંત્રના પ્રભાવથી ચોરો, વારણાદિ પ્રયોગો, અભિચાર પ્રયોગ, સર્વ શત્રુઓ, બ્રહ્મ રાક્ષસો, વૈતાલો, ભૂતો, અપસ્મારકો તથા જ્વરાદિ સર્વ રોગો નષ્ટ થાય છે. મારા મંત્રનો ઋષિ અથર્વણ જાણવો. તારા વંશમાં શુભ ઇચ્છનારા કોઇએ મારા જન્મ દિવસે કોઇ વખત હર્ષ રહિત કદી રહેવું નહીં. તારા વંશમાં કોઈ પુરુષ યતિપણાંને પામશે તો તે મારી ગુફાને વિશે સંન્યાસી થઇ રહેશે. સંસારથી બીધેલા પુરુષે નિષ્કામ યુક્ત થઇ સંન્યાસ ગ્રહણ કરવો. બ્રહ્મચર્ય પાળનારાએ સર્વ વસ્તુ વિશે અનિચ્છા રાખવી તથા ગામથી બહાર વસવું. તેણે તૃણપર શયન કરવું તથા વગર ખેડેલી જમીનપર ઉગેલું અનાજ ખાઇ આજીવિકા ગુજારવી. કૌપીન વસ્ત્ર ધારણ કરવાં તથા દંડ ગ્રહણ કરવો નહીં. આ રીતના પુરુષને મારું દર્શન સર્વથા થશે, એમાં કાંઇ પણ સંશય નથી. હે રાજેંદ્ર! રાજાઓ દશ પ્રકારના થશે. જેઓ શસ્ત્ર રહિત પૃથ્વીપર પૂરશે તેઓની આજીવિકા વિશ્વકર્માના શાસ્ત્રથી થશે. તે લોકોના મંત્ર શાસ્ત્રો તથા ઉપજીવિકાઓ હું તેઓને કહીશ, જેથી તેઓ સુખી થશે. ભાઇઓ સહિત હે મહીપાલ! તું ઉઠી જા. તારા બાપદાદાના રાજ્ય નગરસ્થાન પ્રત્યે તું જા. મારા કહેવા પ્રમાણે રાજ્ય કર, જેથી તું સુખી થઇશ. આ રીતે કહી, દેવી અંતર્ધાન થઇ ગયાં. જયસેન સહિત તે સર્વે ઋષિઓ ઘણા હર્ષથી દેવીને પ્રણામ કરવા લાગ્યા. તે સર્વ હિંગુલ પર્વત પ્રત્યે ગયા. પંચ તીર્થ વિશે જઈ દેવીના કહ્યા પ્રમાણે કરી જયસેન નગરસ્થાન પ્રત્યે ગયો અને સર્વ ઋષિઓ અરણ્ય વિશે રહ્યા. જયસેન આ રીતે દધીચિયને, હિંગુલા દેવીને તથા ઋષિઓને નમન કરી, નગર સ્થાન પ્રત્યે દેવીના કહ્યા પ્રમાણે રાજ્ય કરવા લાગ્યો તથા પુત્ર પૌત્રાદિકોને પરણાવી મહાન્ કુટુંબવાળો થયો.

**यथा देव्या नियुक्तं यत्तथा राज्यं चकार ह ।**
**उद्वाहेन च पुत्रैश्च पौत्रैश्च परिवारितः ॥**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे चतुरशीतितमोऽध्यायः ॥ ८४ ॥

# અધ્યાય ૮૫ મો.

## ભાનુશાલિની ઉત્પત્તિ.

**ऋषिरुवाचः—सुतसुत महाभाग विवाहं कस्य केन वा ।
संबंधश्च कृतस्तेन जाताः पुत्राः कथं वद ॥**

ઋષિઓ બોલ્યાઃ—હે માહભાગ ! કોનો વિવાહ કોની સાથે કરવામાં આવ્યો ? તથા શું શું પુત્રો ઉત્પન્ન થયા ? તે મને કહો. સૂત પુરાણિક બોલ્યાઃ—વીરસેન રાજા મરુ દેશને વિશે રહ્યો. ચંદ્ર સરખી મુખવાળી કન્યાઓ સાથે તે દરેકે વિવાહ કીધો. સુવેષા જયસેન સાથે, વિશાલ સાથે વિશાલિની, ચંદ્રશાળને ચંદ્રિકા, અને ભરતને ભામિની નામની અને બિંદુમાનને બિંદુમતી નામની કન્યા પરણી. તેઓ દરેકને બબે પુત્ર એટલે બધું મળી દશ પુત્રો થયા. જયસેનને સુવેષાથી વિજય અને વિભુ નામના બે પુત્રો થયા. વિશાલને શાલિનીથી ભાનુશાળ અને રેવત નામના બે પુત્ર થયા. ચંદ્રશાળને ચંદ્રિકાથી ચંદ્રસેન અને માગધ, ભરતને ભામિનીથી ગંધાર અને પ્રવીરક તથા બિંદુમાનને બિંદુમતીથી દીર્ઘબાહુ અને પારદ નામના પુત્રો થયા. તે સર્વે રાજપુત્રો મહાન્ રાજય કરવા લાગ્યા. જયસેન રાજા પુત્રોને મોટા થયલા જોઈ વિજય નામના પોતાના જ્યેષ્ઠ પુત્રને રાજ્યપર અભિષેક કીધો. દેવીનો જે રીતનો આદેશ હતો તે સર્વ રાજપુત્રોને કહી સંભળાવી, પોતે પોતાની સ્ત્રી તથા બંધુઓ સહિત નર નારાયણ નામના આશ્રમ પ્રત્યે ગયો. પછી ત્યાં દેવીનું પરમ ચિંતન કરતાં કાળે કરી તે સ્વર્ગ પ્રત્યે ગયો. આ વખતે વિજય જ્યારે રાજય કરતો હતો ત્યારે સચિવાદિઓ, સર્વ પ્રજાને પોતાના કુટુંબની હોય તેમ માગવા લાગ્યા. ભાનુશાલાદિ બીજા જ્યેષ્ઠ પુત્રો પોતપોતાનું રાજય કરવા લાગ્યા તથા સંપૂર્ણ રીતે પ્રજાપાલન કરવા લાગ્યા. પૃથ્વી ઘણાં ફળને આપનારી થઇ તથા પર્વતો મણિઓને આપનારા થયા. જ્યારે વિજયસેન રાજ્ય કરતો હતો

ત્યારે બ્રાહ્મણો યજ્ઞો કરવામાં આતુર હતા. ત્યાર પછી શું થયું તે હું કહું તે સાંભળો. વિજયને કૃતધ્વજ અને મિતધ્વજ નામના બે પુત્રો શૈબીથી થયા. ભાનુશાળને શકાથી પાંચજન નામનો એક પુત્ર થયો. ચંદ્રસેનને બિંદુમતીથી ભદ્રસેન નામનો પુત્ર થયો. રત્નસેનના વંશ વિશે આ સર્વે રાજપુત્રો ઘણા જ શ્રેષ્ઠ હતા. ગંધાર, દીર્ઘબાહુ તથા પારદના વંશનો અંત આવ્યો. હવે વિજયનો વંશ તેમ જ ભાનુશાલનો વંશ સાંભળો. કૃતધ્વજનો કાલજંઘ તથા તેનો કેતુમાલ થયો. તેનો સુધન્વા તથા તેનો સુધન એમ થયા. સુધનને બુદ્ધિમાન્ સુહોત્ર પુત્ર થયો. તેને સત્યગૃહ નામનો પુત્ર થયો, જેને મણિવાહન કહેતા હતા. ભાનુશાલના પુત્રોને ભાનુશાલી કહેવામાં આવ્યા. જેના ઉપરથી હાલમાં ભણુશાલી કહેવાય છે. ભાનુશાલનો પુત્ર પંચાનન થયો તથા તેનો વિદૂરથ થયો. વિદૂરથનો ધર્મનેત્ર તથા તેનો સોહંજક થયો. આ સોહંજક રાજાએ સોહંજની નામની નગરી વસાવી. આનો દુર્મેધક તથા તેનો કનક થયો. તેનો પુત્ર ચંપક નામનો થયો, જેણે ચંપાનગરી વસાવી. આ રાજાએ દેવીની પ્રીતિથી તે નગરીને ઘણા વિસ્તારવાળી કીધી. હવે મહિવાહનનો પુત્ર શ્રુતસેન નામનો રાજા થયો. ચંપકને વિદૂરથ નામનો પુત્ર થયો. આ રાજા મોટો શસ્ત્ર ધારી તથા પૃથ્વીનું સારી રીતે રક્ષણ કરનારો હતો. વિદૂરથ તેમ જ શ્રુતસેન બેઉ નગર સ્થાનકનું રાજય કરતા હતા. તેઓના રાજયમાં બ્રાહ્મણો અગ્નિહોત્ર રાખતા હતા તથા પ્રજાની આબાદાની સારી રીતે હતી. આ વખતે જે જે માંડલિક રાજાઓ તે સિંધુ દેશની આગળ પાછળ રહેતા હતા તેઓ પોતપોતાની કન્યાઓને, પુષ્કળ ધન સહિત તે રાજાઓને આપતા હતા. તે રાજાઓ રાજામાં શ્રેષ્ઠ એવા શ્રુતસેન અને વિદૂરથને પોતાની કન્યાઓ આપી ઘણા જ હર્ષને પામ્યા, તથા પહેરામણીમાં ઘણા રથો, ગજો તથા અશ્વો વિગેરે આપી તે રાજાઓ પોતપોતાનાં દેશ પ્રતિ ગયા. આ માંડલિક રાજાઓમાં કયા કયા દેશના રાજાઓ હતા, તે દેશોનાં નામો હું કહું તે તમે સાંભળો. અંગ, વંગ, કલિંગ, ત્રિગડ, દ્રવિડ, આંધદેશ, કર્ણાટક, કોકણ, ગુર્જર, હૂણ, ચીન, કાંબોજ, અભાગ, માગધ, લાંજાર,

કાદંબ, ગંગાનાપર આવેલો પ્રદેશ, સ્થાલિની, રસૌર્પટ, ત્રિગર્ત, મચ્છદેશ, ઔશીનર, જૈર્ણુ, ભીમાત, કાન્યકુબ્જ, બર્બર, કૈકટ, ગૌડ, માલવ, તૈરોહિત, સુરપાળ, હિંગુલ, પૌટિક, પંચાલય, કરુષ, મદ્રદેશ, સિંદુદેશ, ચીનદેશ, વિદર્ભ, કામરુ, કેરલ, સૌરાષ્ટ્ર, જાંગલ, સૌવીર, ઉત્કલ, કોશલ, કચ્છ દેશ, આર્યાવર્ત, બાલીક, ભૂજ, ઉત્તર કૌરવ, આનર્ત, મરુદેશ, ધન્વદેશ વિગેરે દેશના રાજાઓ પોતપોતાની કન્યાઓ ઘણા જ હર્ષથી આપવા ત્યાં સિંધુ દેશને વિશે આવ્યા. આ રીતે તે રાજાઓનાં દેશોનાં નામ સાંભળ્યાં. હવે તેઓની કન્યાનાં શું શું નામ હતાં તે સાંભળો. સુંદરી, ચંદ્રિકા, કામરૂપિણી, ઈંદુમુખી, ઇંદુમાલા, મૃગાક્ષી, સોમવતી, માત્રાવતી, કોમલાક્ષી, જવાળા, નક્ષત્ર માલિકા, હેમરૂપી, કામા, ત્રિગુલા, દ્રવિડી, પૌંડ્રિકા, કામરૂપા, સૌવીરા, ઉત્કલી, કેરલા, બાહ્લિકી, ધન્વી, હંસાંગી, નાયકા, ચંપાવતી, કલિકા, કારુસી, સુપદા, સુહાસ્યા, સુકટી, પ્રાણા, પ્રાણવતી, ચકોરી, મૃગકાંચી, સુહાસા, સુમનોહરા, સુનયના, સુનેત્રા, તાપસી, વિધૂમુખી, નાગાવતી, કામવતી, કાદંબિની, પિકસ્વરા, જાંગલી, કામમાલી, સુકુમારી, સુઘોષા, વિદ્યુન્માલિની, માલી, કનકાવતી, ચૌલિની, વિગેરે કન્યાઓ તે રાજાઓને પરણી. આ રીતે સુંદર કન્યાઓ પામી તે રાજાઓ ઘણા જ આનંદને પામ્યા. સ્ત્રીઓ સાથે પહેરામણીમાં ઘોડેસ્વારો, હાથીઓ, રથો તથા પગે ચાલનારું ઘણી ઘણી જાતનું લશ્કર, તેમ જ મણિ, જવાહિર તથા ધન વિગેરે મળવાથી તેઓ પરમ હર્ષને પામ્યા. વિશાળ એવા નગર સ્થાન નામના દેશ વિશે તે બે નૃપશ્રેષ્ઠો કાંઇ પણ વિઘ્ન રહિત રાજ્ય કરતા હતા. આ વખતે બર્બર નામના દેશ વિશે ઉત્પન્ન થયલા જેઓ બર્બરને નામે ઓળખાતા હતા, તેઓ ત્રણ કરોડ મ્લેચ્છોના લશ્કર સહિત નગર સ્થાનકને આંચકી લેવા આવ્યા. આ રીતનો તે મ્લેચ્છોનો ઉદ્યોગ જોઈ, વિદૂરથ રાજા સર્વ દુઃખ શ્રુતસેનને કહેવા લાગ્યો. વિદૂરથ બોલ્યોઃ-આપણા દેશ વિશે પ્રજાને મહત્ દુઃખ આવી પડયું છે. આ સમયમાં આપણે આ મ્લેચ્છસમૂહ જે લડવા વાસ્તે આવે છે તેની સાથે યુદ્ધ કરવું, તે સારું કે છાનામાના

અહીંથી સટકી જવું? આ બેમાંથી કયો રસ્તો સારો છે, તે મને કહો. ક્ષત્રિયનો શ્રેષ્ઠ ધર્મ એ છે કે, શરીરની કાંઈ પણ દરકાર કર્યા શિવાય રણ વિશે લઢવું. માટે હે મહામતિ! સૈન્ય સહિત આપણે યુદ્ધ માટે તૈયાર થઇએ. જો આપણે યુદ્ધ નહીં કરશું તો રાજ્યનો ક્ષય થશે. આ રીતનું વચન શ્રુતસેનને કહી વિદૂરથ બખતર પહેરી, ખડ્ગ વિગેરે આયુદ્ધો સજ્જ કરી શ્રુતસેન સાથે વિદૂરથ રાજા નગરથી બહાર લડવા નિકળ્યો. આ બે રથીઓને યુદ્ધને વિશે જોઇ બર્બર યોદ્ધાઓ બાણો, પરશ્વધ, શસ્ત્ર, ભુશંડી તથા પરિઘવડે લઢવા લાગ્યા. આ રીતે બર્બરો તથા વિદૂરથનું તુમુલ યુદ્ધ થયું. બર્બર સેના વિશે આ વખતે મોટો હાહાકાર થવા લાગ્યો. વિદૂરથ શ્રુતસેનને કહેવા લાગ્યો, હે ભાઇ! ધનુષ્યમાં બાણો બરાબર યોજો. આપણે એકલા છઇએ, છતાં આપણે તેનો સંહાર કરી શકીશું. બેઉ આમ કહી ધનુષ વિશે બાણો યોજવા લાગ્યા. બાણો યોજી બેઉ જણા શત્રુસૈન્ય વિશે મારવા લાગ્યા. પણ ભાર્ગવના શ્રાપથી તે બાણસમૂહો તૃણ સરખાં થઇ ગયાં. શસ્ત્રદુઃખથી દુઃખી થયલા તે ભાઈઓ ઘણી જ ચિંતા કરવા લાગ્યા. આપણે હવે શું કરવું? અથવા કયાં જવું? કારણ ભાર્ગવના શાપથી આપણથી લડાઇ વિશે હવે લડી શકાશે નહિ. શત્રુઓ આજે આપણો હવે જરા વારમાં નાશ કરશે. ક્ષત્રિયનો તો મુખ્ય ધર્મ એ છે કે, યુદ્ધમાં ઉભાં રહી લડવું, પણ યુદ્ધમાંથી નાશી જવું નહિ. આ રીતે જે ક્ષત્રિય કરે છે તેણે પોતાનો સ્વધર્મ બજાવ્યો કહેવાય છે. નહિ તો ક્ષાત્ર ધર્મની હાનિ થાય એમ છે. બીજું આ શસ્ત્રસમૂહ તૃણ સરખાં થઇ જવાથી આપણા પ્રાણનો અવશ્ય નાશ થશે. આ કારણથી શત્રુને હાથ કેદમાં પડવું, તે કરતાં નાશી જવું, એ ઉત્તમ છે. આપણે સ્ત્રીઓ સહિત મધ્ય રાત્રી વિશે નગરમાંથી નાશી જઇએ અને ગહન વન વિશે ચાલ્યા જઇએ. પછી ત્યાં આપણું જે થવાનું હશે તે થશે. આ રીતનું ભાઈનું વચન સાંભળી, શ્રુતસેન રાજા ઘણા જ દુઃખિત મને લડવાથી વિરામ પામ્યો તથા નગરસ્થાનક પ્રતિ જવા નિકળ્યો. નગરમાં દાખલ થઇ કોઇ જણાય નહિ એમ મધ્ય રાત્રીએ સ્ત્રીસમૂહને સાથે લઇ પશ્ચિમ

તરફનું દ્વાર જે શત્રુથી અરક્ષિત હતું તે રસ્તેથી તેઓ નાશી ગયા. ભીતિથી બીકણ એવા તે બે ભાઇઓ એક વનમાંથી બીજા વનમાં ભટકવા લાગ્યા. તેઓ એ રીતે નગરસ્થાનથી ઘણે દૂર ગયા. તેઓ આ રીતે આગળ ચાલતાં આશાપૂર્ણા જઇ પહોંચ્યા. કંદ તથા મૂળફળાદિ ખાઇ ઘણા જ દુઃખમાં તે દેવીવન વિશે તેઓ ગુપ્ત વેશે રહ્યા. દુર્મદ એવા તે બર્બરોએ જ્યારે જાણ્યું કે, શત્રુઓ લડતાં લડતાં નાશી ગયા છે ત્યારે તેઓ નગર વિશે દાખલ થયા, અને સુષેણકને ગાદીએ બેસાડી તેઓ ઘણા હર્ષથી બર્બર દેશપ્રતિ ચાલ્યા ગયા તથા શસ્ત્રને માટે શ્રુતસેન અને વિદૂરથ આશાપૂર્ણા દેવીનું સેવન કરવા લાગ્યા.

एतस्मिन्नंतरे तौ वै श्रुतसेनविदुरथौ ।
आशापूर्णां ततो देवीं सेवंतौ शस्त्रकारणात् ॥

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे पंचाशीतितमोऽध्यायः ॥ ८५ ॥

## અધ્યાય ૮૬ મો.

### બ્રહ્મક્ષત્રી, પુષ્કરણા તથા ભાટિયાની ઉત્પત્તિ.

सूत उवाचः–रामारण्ये पुरुषा ये ये चैव तु पुरास्थिताः ।
तेषां वै पुत्रपौत્राश्च आशापूर्णां समाययुः ॥

સૂત પુરાણિક બોલ્યાઃ–આગળ રામારણ્ય વિશે જે જે પુરુષો રહેતા હતા તેના પુત્ર પૌત્રાદિકો આશાપૂર્ણામાં આવીને રહેલા હતા. તે બે નૃપનંદનોને ઘણી જ દુઃખી અવસ્થામાં જોઇ તેઓને તેઓએ હિંગુલાના પરમ મંત્રનો બોધ કીધો. ઋષિ સહિત તે મંત્ર ગ્રહણ કરી તેઓ ઘણા હર્ષ પામ્યા, તથા કુળના રક્ષણ અર્થે મનવડે કરી તથા કુંડ વિશે દુધ વિગેરેનો હોમ કરી દેવીની

સ્તુતિ કરવા લાગ્યા. દેવીની પ્રીતિ સંપાદન કરવા માટે તે વન પ્રદેશ વિશે બાર વર્ષ પર્યંત દેવીનું પૂજન તથા તપ તેઓએ આચર્યું. આ કરવાથી જગતનાં માતારૂપ હિંગુલા દેવી તેનાપર પ્રસન્ન થયાં. સઘળા ઋષિઓના સમક્ષ આશાપૂર્ણા દેવી ત્યાં પ્રકટ થઇ સંક્ષિપ્ત વચનોમાં તે રાજાઓને કહેવા લાગ્યાં. દેવી બોલ્યાં;-હે ક્ષત્રિયના વંશમાં ઉત્પન્ન થયલા રાજ પુત્રો ! આ સર્વનું કારણ હું કહું તે સાંભળો. જેમ તમારા પૂર્વજ જયસેનને જે નિયમ પાળવા મેં કહ્યા હતા તે જ નિયમો તમે પાળો. તમો પણ મારી આજ્ઞાથી બ્રહ્મક્ષત્રીઓ થયા છો. શસ્ત્રો તથા અસ્ત્રો રામના શાપથી તમારા હાથો પકડી શકશે નહિ. આ રીતનું દેવીવચન સાંભળી તેઓનું મન ઘણું જ ખિન્ન થયું તથા તેઓ દેવીને ફરી કહેવા લાગ્યા કે, જો એમ છે તો અમે અમારી વૃત્તિ કેવી રીતે નીભાવીએ ? અમારા પ્રાણો જોખમમાં આવી પડશે, છતાં અમે અમારો ક્ષાત્ર ધર્મ છોડીશું નહી. વળી બ્રહ્મ ધર્મ જે યજન અને અધ્યાપનાદિક કરાવવું, તે ધર્મ પણ અમારાથી ધારણ કરી શકાશે નહિ. માટે બ્રહ્મ-ધર્મ તથા ક્ષત્રિય ધર્મ એ બેમાંથી વચલો ધર્મ અમારે વાસ્તે આપ કાઢી આપો, તો સારું કે, જેથી અમે અમારું ગુજરાન ચલાવીએ. તે ક્ષત્રિયપુત્રોનું આ રીતનું વચન સાંભળી દેવી વિશ્વકર્માને કહેવા લાગ્યાં. દેવી બોલ્યાં:-આ બે ક્ષત્રિય કુળમાં ઉત્પન્ન થયલા રાજપુત્રો અગર જો તેઓ શસ્ત્રથી યુક્ત છે, છતાં તેઓથી તે શસ્ત્રો વાપરી શકાય એમ નથી. માટે એ લોકોને વાસ્તે કોઇ પણ રીતની ઉપજીવિકા કરી આપવી જોઇએ. આ રીતનું દેવીનું કહેવું સાંભળી વિશ્વકર્માએ તે રાજાઓને કહ્યું કે, તમારાં ધનુષ બાણ આદિ શસ્ત્રો અહીં લાવો. વિશ્વકર્માનું આ રીતનું વચન સાંભળી તેઓએ પ્રજાપતિ એવા વિશ્વકર્માનું પૂજન કરી, તેમના આગળ ધનુષ, બાણ, ખડ્ગ, પરશુ, શક્તિ, મુશલ, કુંતલ તથા લાંગલ વિગેરે સર્વ શસ્ત્રોની વિશ્વકર્માની સન્મુખ મંત્ર સહિત સ્થાપના કીધી. શસ્ત્રો વિગેરેનું પૂજન કીધા પછી વિશ્વ-કર્માએ દેવીના કહેવાથી આઠ પ્રકારના શસ્ત્રોથી તેઓની આજીવિકા નિર્માણ કરી આપી તથા ધનુષ બનાવવાં, બાણો તૈયાર કરવાં, ખડ્ગ

તથા પરશુ બનાવવી, લાંગલ, મુશલ, શક્તિ તથા કુંતલ બનાવવાની વિદ્યા તેઓને શિખવી. આ શસ્ત્રો તીક્ષ્ણ કરવાના કામમાં તેઓને એક જાતનો પાષાણ આપ્યો. આ રીતે સર્વે આયુધો આપી, ઋષિ તથા દેવી સમક્ષ વિશ્વકર્મા તે રાજપુત્રોને કહેવા લાગ્યા. વિશ્વકર્મા બોલ્યાઃ-આ ક્ષત્રિયો ઋષિઓના સંસર્ગથી ઘણા જ શ્રેષ્ઠ કહેવાશે તથા તેઓ બ્રહ્મક્ષત્રને નામે ઓળખાશે. નિત્ય અને નૈમિત્તિકાદિ સર્વ કાર્ય તેઓ અથર્વણ શાસ્ત્રને આધારે કરશે. આ બ્રહ્મક્ષત્રીઓનાં અશ્વ, રથ તથા ગજાદિ વિગેરે વાહનો થશે તથા આ શસ્ત્રોવડે લાકડા વિગેરેનું શિલ્પીકામ તેઓ કરશે. એમણે જીવિકા અર્થે હંમેશ ધાન્ય સંગ્રહ કરવો. અશ્વ, રથ, ગજ, ધેનુ વિગેરેથી પોતાની ઉપજીવિકા ચલાવવી. તેલ રહિત બીજા સર્વે રસો તે વેચશે, નવાં પ્રકારનાં ધનુષ્યો તથા બાણો બનાવશે અથવા ધાતુની નવા નવા પ્રકારની વસ્તુઓ બનાવી, તેઓ પોતાની આજીવિકા ચલાવશે. આ બ્રહ્મક્ષત્રીઓએ કદી બ્રાહ્મણનું અપમાન કરવું નહિ. આ રીતનું કહી વિશ્વકર્મા આશાદેવીને નમસ્કાર કરી, અંતર્ધ્યાન થયા તથા સ્વર્ગ લોક પ્રત્યે ગયા. દેવી બોલ્યાંઃ-વિશ્વકર્માએ જે કહ્યું તે રીતે તમે સાંભળ્યું. આ રીતથી જે કોઇ પણ ઉલટી રીતે ચાલશે, તે સ્વકુળથી ભ્રષ્ટ થશે તથા તેને દુઃખ પ્રાપ્ત થશે. બ્રહ્મદાલભ્યાદયના વંશ વિશે ઉત્પન્ન થયલા સારસ્વતોનું શુભને ઇચ્છનારા તમારે હંમેશ પૂજન કરવું. જેવો વિદૂરથ રાજાનો વંશ તેવો જ શ્રુતસેનનો થશે. તમે બન્ને ક્ષાત્ર ધર્મ છોડી દેવાથી સત્યવાદી તથા બ્રહ્મવિશે તત્પર થશો. તમારા પુત્ર પૌત્રાદિકો જે સર્વે થશે તેઓ મારી ભક્તિ વિશે પરાયણ રહેશે. મારા પ્રસાદથી તમે નિષ્કંટક રીતે તમારા આગળના રાજ્ય વિશે રાજ્યસુખ ભોગવશો. ભાનુશાલ વિશાલના વંશ વિશે જે જે ક્ષત્રિયપુત્રો થશે તે સર્વેના પુત્ર પૌત્રાદિકો અશ્વકર્માદિમાં કુશળ થશે તથા તેઓ વૃદ્ધાવસ્થામાં મારા હિંગુલાદ્રિના સંનિધિમાં આવી રહેશે તથા તેઓ ભાનુશાલિ કહેવાશે. પાછલી અવસ્થામાં તમે તથા તમારા વંશજોએ કપટ રહિત થઇ સંન્યાસ ગ્રહણ કરવો અને મારા નામનું સ્મરણ માત્ર કરવાથી તમારું સર્વ દુઃખ નાશ પામશે. આ રીતે કહી દેવી ત્યાંથી

અંતર્ધાન થઇ ગયાં. દેવીને અંતર્ધાન થઇ ગયેલાં જોઇ, તેઓ તે સ્થળ આગળ વારંવાર નમસ્કાર કરવા લાગ્યા. ઋષિઓ સહિત તે શ્રુતસેન તથા વિદૂરથ પોતાના નગર તરફ ગયા તથા દેવીના પ્રસાદથી તેઓના સર્વે શત્રુઓ નાશ થયા અને તેઓ નિષ્કંટક રીતે ત્યાં રાજય કરવા લાગ્યા. આ સમયને વિશે ચંદ્રસ્વાદી રાજપત્ની વિશે શ્રુતસેનને એક પુત્ર થયો, જેનું નામ ચારુ લોચન પાડયું. તેમ જ શ્રુતસેનની બીજી અઠ્ઠાવીશ સ્ત્રીઓએ પણ પુત્રોને તથા પૌત્રીઓને જન્મ આપ્યો. આ રીતે વૃદ્ધાવસ્થામાં પુત્રોની ઉત્પત્તિ થવાથી તેઓ ઘણા જ હર્ષને પામ્યા તથા બ્રાહ્મણોને નાનાં પ્રકારનાં દાનો આપવા લાગ્યા. સમસ્ત પ્રજા પણ રાજાને ઘેર પુત્રોનાં દર્શન થવાથી ઘણા હર્ષને પામી. શત્રુબળનો નાશ થવાથી પુત્રો સહિત તેઓ સુખચેનથી રાજય કરવા લાગ્યા, તથા જયારે પુત્રો મોટા થયા ત્યારે તેઓને રાજ્ય ગાદીપર બેસાડી, તે બેઉ રાજપુત્રો નગરમાંથી બહાર નિકળ્યા. તેઓએ હિંગુલા જઇ ત્યાં નિષ્કાપટ્ય વ્રત ધારણ કીધું તથા આત્માની સિદ્ધિ અર્થે હંમેશ દેવીની સ્તુતિ કરવા લાગ્યા, અને અંતે દુર્લભ એવા મોક્ષપદને પામ્યા. તે કુમારોએ પોતાના પિતા વનમાં ગયા કેડે થોડા વખત સૂધી તે નગર વિશે સ્થિતિ કીધી. સર્વ પુત્રો પછી જૂદા જૂદા પ્રદેશોને વિશે રાજયો કરવા લાગ્યા તથા રાજપત્નીઓ સુખથી રહેવા લાગી. આ વખતમાં બર્બર લોકોનું જોર ઘણું વધી જવાથી તેઓ નગરને ઘેરો ઘાલવા આવે છે, એવું જાણી સર્વે નગરમાંથી બહાર નીકળી ગયા તથા જ્યાં પોતાના પિતા ગયા હતા ત્યાં તેઓ સર્વે ગયા. ત્યાં રાજમાતાઓ પોતાના પુત્રોને વિશ્વકર્માએ જે કળા વિગેરે બતાવી હતી તે પોતાના પુત્રોને શિખવવા લાગી. પછી તે સર્વે રાજપુત્રો જ્યાં ઠીક લાગ્યું તે તે દેશો વિશે પોતાની હુન્નરાદિ કાર્યોવડે કાળ નિર્ગમન કરવા લાગ્યા. કેટલાક અંગ તથા વંગ વિગેરે પ્રદેશો વિશે ગયા, કેટલાક શસ્ત્ર બનાવવામાં કુશળ થયા તથા કેટલાક શિલ્પ શાસ્ત્ર વિશે પ્રવિણ થયા. કેટલાક ધાન્યાદિ વેચનારા થયા તથા કેટલાક તેલ સિવાય અન્ય રસોના વેચનારા બન્યા. ત્યાં રહી તેઓના પુત્ર પૌત્રાદિકો સુખી થયા. આ રીતે મેં તમને બ્રહ્મ ક્ષત્રિયનો ઇતિહાસ કહ્યો.




જ્યારે જયચંદ રાજા કનોજમાં રાજ્ય કરતો હતો ત્યારે રાઠોડ વંશના એના ૮૪ સરદારો જેઓ રાજ્ય કારભારની વ્યવસ્થા કરતા હતા તેઓ રાજ્ય સંબંધી કેટલાક પૈસા પચાવી પડયા. જયચંદ રાજા આથી ઘણો જ ગુસ્સે થયો અને તે સરદારોને મારી નાંખવાનો નિશ્ચય કીધો. પણ દુર્ગાદત્ત નામના એક સારસ્વત બ્રાહ્મણના વચમાં પડવાથી રાજાએ તેઓને છ માસની મહેતલ આપી. આ વખતના દરમ્યાનમાં દુર્ગાદત્તે કેટલાક મોટા ઉમરાવો તથા બીજા ખંડિયા રાજાઓને પોતાની મદત વાસ્તે બોલાવ્યા. પણ જયચંદ રાજાની સત્તા એટલી બધી પ્રબળ હતી કે, બીજા ખંડિઆ રાજા તેમ જ બીજા માણસો દુર્ગાદત્તની મદદે આવી શકયાં નહિ. પછી દુર્ગાદત્તે સરદારોની અનુમતિથી સાગર દેવની ઉપાસના કીધી. આ બાહ્મણે આ દેવને પ્રસન્ન કરવા મહાન્ તપ આદર્યું. આખરે સાગર દેવ પ્રસન્ન થયા. જ્યારે સાગર પ્રસન્ન થયા ત્યારે રાજાની મહેતલ જે છ માસની હતી તે પૂરી થવાને માત્ર આઠ જ દિવસ રહ્યા હતા. સાગર દેવે કહ્યું કે, તમે જ્યાં હાલ છો ત્યાંથી બે ગાઉપર એક લોહનો કિલ્લો છે, જેનો તેઓએ એકવીશ દિવસ સૂધી આશ્રય લેવો. એકવીશ દિવસ થયા પછી તેઓએ તે કિલ્લો છોડી દેવો. પછી જયચંદ રાજાનો તે સરદારોને ભય રહેશે નહિ. કારણ તેટલા વખતમાં એ રાજાનું મૃત્યુ થશે. તેઓએ તે રીતે કીધું. તે સરદારોના વંશજો લોહાણાને નામે ઓળખાયા. કારણ તેઓએ લોહ કિલ્લાનો આશ્રય કીધો હતો. હાલ લોહાણાના નામને બદલે લવાણા કહેવામાં આવે છે.

પુષ્કરણા બ્રાહ્મણ વિશે એમ કહેવાય છે કે, રામે તેઓને પવિત્ર બનાવ્યા હતા. એ લોકોએ અજમેર પાસે પુષ્કર સરોવર ખોદ્યું, તેથી પ્રસન્ન થઇ રામે તેઓને પવિત્ર બ્રાહ્મણ બનાવ્યા, જેઓ પુષ્કરણાના નામથી ઓળખાયા.

જ્યારે શ્રીકૃષ્ણના યાદવો સઘળા પ્રભાસ પાટણ આગળ મોટી કતલમાં મરી ગયા ત્યારે શ્રીકૃષ્ણનો પ્રપૌત્ર વજ્રનાભ બચ્યો હતો, અને અર્જુને એને મથુરાની ગાદીએ બેસાડયો હતો. આ વજ્રનાભથી ૨૬ મી પેઢીએ જયસેન નામનો રાજા થયો, જે યુદ્ધમાં મરણ પામ્યો હતો. આ ખેદકારક બનાવ થયા પછી તેના ત્રણ પુત્રો ૫૦૦ માણસોનું લશ્કર લઈ કરેલી ગયા, જ્યાં મોટા પુત્રે એક નવું રાજ્ય સ્થાપ્યું. બીજા બે પુત્રો રાજ્ય સ્થાપવામાં નાસી પાસ થવાથી દેવીને પ્રસન્ન કરવા મહાન્ તપ આદર્યું. દેવી જ્યારે તેઓને પ્રસન્ન થયાં નહિં ત્યારે તેઓએ પોતાનું માથું ભઠ્ઠીમાં બાળી મૂકવા ધાર્યું. આ જોઈ દેવી પ્રસન્ન થયાં અને તેઓને કહ્યું કે તમારા વંશજો ભટ્ટિને નામે ઓળખાશે. તમારા વંશજો જ્યારે કચ્છ અને કાઠિયાવાડ જશે ત્યાં તેઓ ઘણા સુખી થશે. પછી જે ભાટીઆ કચ્છ ગયા તેઓ કચ્છીને નામે અને હાલાર ગયા તે હાલાઈને નામે ઓળખાયા.

જે આ આખ્યાન સાંભળે અથવા કોઈને સંભળાવે તે સર્વ પ્રકારની સિદ્ધિ મેળવે છે. મહિષાસુરનું હણવું, દુર્ગાની ઉત્પત્તિ, તેમ જ હિંગુલાની ઉત્પત્તિ જે માણસ સાંભળે છે તે સર્વ સંકટમાંથી મુક્ત થાય છે. જે માણસ સારસ્વતની કુલોત્પત્તિ સાંભળે છે તેની સર્વ કામનાઓ પૂરી પડે છે તથા બ્રહ્મ લોક વિશે વખણાય છે. આ સાંભળવાથી અપુત્રવાન્ પુત્ર મેળવે છે. નિર્ધન હોય છે તે ધન મેળવે છે, સારા વંશ વિશે તેનો જન્મ થાય છે. શ્રીકૃષ્ણ પરમાત્મા વિશે તેની ગતિ થાય છે. આ રીતે કૈલાશ શિખરપર છ મુખવાળા કાર્તિક સ્વામીને મહાદેવે કહ્યું હતું. તેની પાસેથી વ્યાસે સાંભળ્યું હતું તથા વ્યાસના મુખથી મેં સાંભળ્યું હતું. તે હે દ્વિજશ્રેષ્ઠો! હું તમને કહું છું. હિંગુલાના પ્રસાદથી હું સર્વ કૃતકૃત્ય થયો છું.

**कथितं वो द्विजश्रेष्ठाः श्रुतं व्यासमुखान्मया ।**
**श्री हिंगुलाप्रसादेन कृतकृत्योऽस्म्यहं द्विज ॥**

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना प्रसिद्धीकृते गुर्जरभाषान्तरे षडशीतितमोऽध्यायः ॥ ८६ ॥

# અધ્યાય ૮૭ મો.

## હિંગુલાપુરાણનાં વૃત્તાંતો.

ઋષિઓ બોલ્યાઃ–આ હિંગુલાપુરાણમાં નીચે પ્રમાણેનાં વૃત્તાંતો આવેલાં છે. પ્રથમ દેવી પૂજન, દેવીનો પ્રભાવ, દેવીના મૂર્તિનું કથન, દુર્ગા દેવીનો અવતાર તથા દુર્ગા શક્તિનું વર્ણન છે. દુર્ગાએ દુર્ગાસુર નામના દૈત્યનો વધ કીધો તે, દુર્ગાનું કેવી રીતે પૂજન કરવું તે, દુર્ગા દેવીની પીઠ પૂજા, તેમ દુર્ગા દેવીનો હોમ કેવી રીતે કરવો તે સર્વ વૃત્તાંતો આને વિશે છે. વળી નવરાત્રીનું વ્રત કેવી રીતે કરવું તે, નવ ચંડીનો પ્રયોગ, શત ચંડીનો પ્રયોગ તથા તેનું વિધાન, સહસ્ર ચંડીનો પ્રયોગ તથા તેનું વિધાન, સૂત પુરાણિક તથા ઋષિનો સંવાદ, જેમાં પુરાણોની ગણત્રી આપી છે, ભગવાન્ હયગ્રીવ કેવી રીતે થયા તેની ઉત્પત્તિ, મધુ તથા કૈટભ નામના દૈત્યોનો ભગવાને કીધેલો નાશ, માયાના પ્રભાવની બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર આદિએ કીધેલી સ્તુતિ, પૃથ્વી મેદિની કેવી રીતે થઇ તે, વ્યાસ તથા નારદનો સંવાદ, બ્રહ્માંડ તથા મહા માયાનું દર્શન, દેવોની સ્ત્રીપણાંની પ્રાપ્તિ, શંકર વિગેરે દેવોએ મહા માયાનું કીધેલું સ્તવન, મહા દેવીથી અપાયલું જ્ઞાન, દેવીએ નિર્ગુણ સંબંધી કીધેલું વિવેચન, બ્રહ્મા તથા નારદનો સંવાદ, ઉત્પત્તિ આદિ ત્રણે દેવોને તેઓનાં સોંપેલાં કાર્યો, ત્રણ ગુણોનું વર્ણન, દેવીના પૂજનનો પ્રભાવ, દેવી યજ્ઞ કથન, વિષ્ણુએ કીધેલા યજ્ઞનું કથન, દેવીનું ચરિત્ર, સુદર્શન ભક્તિ નિરૂપણ, સુદર્શનનો જય, પૂજન વિશે કન્યાનું લક્ષણ, વિષ્ણુના દશ અવતારોનું કથન, મહિષાસુરના જન્મનું કથન મહિષાસુરનું પરાક્રમ, તામ્રાસુર સાથે દેવીને થયલું યુદ્ધ, મહિષાસુર સાથે દેવીને થયલું યુદ્ધ, દેવોએ કીધેલી દેવીની સ્તુતિ, મહિષાસુરનો ઇતિહાસ, મહિષાસુરનો વધ, દેવોએ હર્ષથી કીધેલી દેવીની સ્તુતિ તથા સાવિત્રી વ્રતની પૂજા-વિધિ, હિંગુલા દેવીની ઉત્પત્તિ, હિંગુલાસુરનો કીધેલો વધ,

હિંગુલા ક્ષેત્રનું મહાત્મ્ય કથન, ભીમાસુરનો વધ, સારસ્વતદધીચની ઉત્પત્તિ, પરશુરામનું પરાક્રમ, સહસ્રાર્જુનનું પરાક્રમ, સહસ્રાર્જુને કીધેલી ગાયનું હરણ, સહસ્રાર્જુનનો વધ, જમદગ્નિનુ થયલું મરણ, રેણુકાનો શોક, પરશુરામે કીધેલું નિઃક્ષત્રી કરવાનું પણ, પરશુરામનું નગર સ્થાન પ્રતિ ગમન, બ્રહ્મક્ષત્રની પરીક્ષા, જયશર્માને પરશુરામે સાથે લેવો, પરશુરામનું તીર્થારણ્ય પ્રતિ ગમન, પરશુરામનો નિદ્રાવાસ, ગુરુની નિદ્રાભંગથી જયસેનને લાગેલો દોષ, જયસેનને પરશુરામે દીધેલો શ્રાપ, હિંગુલા મંત્રનો દધીચિયે કીધેલો ઉપદેશ, જયસેનનું હિંગુલાદ્રિ પ્રતિ ગમન, હિંગુલાદ્રિનું વર્ણન, ત્યાં જયસેને કીધેલા તપનો પ્રભાવ, દેવીએ જયસેનને આપેલું વરદાન, દેવીએ તેઓને આપેલી દીક્ષા, જયસેન વિગેરેનો વિવાહ, ભાનુશાલ તથા વિશાલાદિના વંશનું કથન, રામારણ્ય વિષે ઋષિનો નિવાસ, નગર સ્થાન પ્રત્યે પૂરી જયસેને કીધેલું રાજ્ય, રાજ્યવિષે પરાભવ, યુદ્ધ વિશે થયલો પરાભવ, જયસેન આદિનું નાશી જવું, આશા પૂર્ણા દેવી પાસે જયસેન આદિનું જવું, વિશ્વકર્માનું ત્યાં પ્રકટ થવું, વિશ્વકર્માએ જયસેનને આપેલો વરદાન, ઉપજીવિકા અર્થે શસ્ત્રની પ્રાપ્તિ, બ્રહ્મ ક્ષત્રિય જાતિનો વ્યવહાર, બ્રહ્મ ક્ષત્રિયોનું અનેક દેશો પ્રતિ ગમન, આ રીતનાં હિંગુલાદ્રિ પુરાણમાં વૃત્તાંતો છે.

इति श्रीस्कन्दपुराणान्तर्गते श्रीहिंगुलापुराणे प्रभाशंकरात्मज हीरजीना प्रसिद्धीकृते गुर्ज्जरभाषान्तरे सप्ताशीतितमोऽध्यायः



## શુદ્ધિપત્ર.

૬૭ મા અધ્યાયની નીચેનો શ્લોક. પાનું ૨૧૪.

**श्रीरामलक्ष्मणसुरेश्वर सेवितं तद्वावाल्माकिनादिकविना मुनिकौशिकेन।
संसेवितं परमपुण्यतमं पवित्रं गंगाधिकं सकलकल्मशनाशकारि॥**

૬૮ મા અધ્યાયની ઉપર શ્લોક. પાનું ૨૧૫.

**नारद उवाचः-हिंगुला कथय पुण्या गुप्तमंदाकिनी कथम्।
कथयस्व महाभाग शरणागतवत्सल॥**

---

અમારા તરફથી થોડા વખતમાં સદ્‌ગૃહસ્થોના આશ્રયથી **ભવિષ્ય પુરાણ** નામનું અતિ પ્રાચીન પુસ્તક બહાર પડશે.

આ **હિંગુલાપુરાણ** નામનું પુસ્તક બારભાયાના મોહોલ્લામાં રામજીના મંદિરમાં વૈદ્ય પ્રાણજીવન વીરજી પાસેથી તેમ જ ગુજરાતી પ્રિન્ટીંગ પ્રેસમાંથી તથા મુંબઈના સઘળા જાણીતા બુકસેલરોને ત્યાંથી મળશે.